પાઠ્યપુસ્તક માળાઃ—૩

# ગદ્ય સંગ્રહ

(વિનય મંદિરના ધો. ૪ થા અને ૫ મા માટે)

સંપાદક

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,

આચાર્ય, વ. બ. વિનય મંદિર, સુણાવ.

પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાઇટી,

આણંદ.

(આવૃત્તિ પહેલી)

સંવત ૧૯૭૯ ] પ્રત ૧૦૦૦ [ સને ૧૯૨૩

કિમ્મત રૂ. ૧–૮–૦

પુસ્તક મળવાનું ઠેકાણું

ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ.





આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભુવનદાસ કીસીભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપ્યું તા. ૧૫-૯-૨૩

# પ્રવચન

ગુજરાતી ભાષામાં ભાગ્યે જ એવું પુસ્તક છે કે જે વિનય મન્દિરના ચોથા કે પાંચમા વર્ષમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના હાથમાં અભ્યાસ માટે મૂકી શકાય. બેશક, ઘણાં શિષ્ટ પુસ્તકોમાં એવા ખંડો છે કે જે તેમને માટે લાયક ગણી શકાય; પણ આદિથી અંત સુધી કોઇ ગ્રંથ એવો નથી કે જે તેમને માટે યોગ્ય હોય. તેથી પૃથક્ પૃથક્ પુસ્તકોમાંથી લખાણોનો સંગ્રહ કર્યા સિવાય અન્ય માર્ગ નથી.

અત્યાર સુધીમાં બે ત્રણ સંગ્રહો બહાર પડેલા છે. પણ તે સંગ્રહોનો ઉદ્દેશ ગુજરાતી ગદ્ય સાહિત્યનો ક્રમવાર ઇતિહાસ આપવાનો જેટલો છે, તેટલો પાઠ્ય પુસ્તક બનાવવાનો નથી. આવા સંગ્રહો ઉપરોક્ત વિદ્યાર્થીઓને નકામા હોય એમાં નવાઇ નથી.

જ્યારે ચોથા ને પાંચમા વર્ષના વિદ્યાર્થીઓના હાથમાં પઠન માટે કયું પુસ્તક મૂકવું તેની સુઝવણ થઈ ત્યારે જ આ સંગ્રહ કરવો પડયો છે. આ પ્રથમ પ્રયત્ન છે; સંગ્રહ કરવામાં ઉતાવળ પણ કરવી પડી છે. કોઇની પણ સલાહ લેવાનો અવકાશ મળ્યો નથી. તેથી ખામીઓ નહીં હોવાનું કંઇ કારણ નથી. છતાં મેં સંગ્રહને મારી દૃષ્ટિએ સારો ને ઉપયોગી બનાવવાનો યત્ન નથી કર્યો એમ પણ નથી. આના કરતાં ય વધારે સારા સંગ્રહો બહાર પડે એ ઇચ્છવા જોગ છે. જ્યાં સુધી તેવા સંગ્રહો બહાર નથી પડયા, ત્યાં સુધી આનાથી ચલાવ્યા વિના છૂટકો નથી.

આ સંગ્રહમાં વિદ્યાર્થીની ગ્રહણધારણ શક્તિ, ભાષાની તેમજ વસ્તુની, લક્ષમાં લેવાનો પ્રધાન યત્ન છે. વિવિધ વિષયોના

સંગ્રહોનો લોભ ન રાખતાં ચોથા ને પાંચમા વર્ષનાં બાલકો ગુજરાતી સાહિત્યથી પરિચિત થાય, ઉત્તમ વાચનનો રસ ચાખે, અને ઉત્કૃષ્ટ જીવન જીવતાં થાય, તથા નિર્માલ્ય પુસ્તકોનાં વાચનથી કાલક્ષેપ કરતાં ને જીવનનો હ્રાસ કરતાં અટકે એ મારો આ સંગ્રહ કરવામાં ખાસ ઉદ્દેશ છે.

સાહિત્યનાં ઘણાં ખરાં અંગથી વિદ્યાર્થીને પરિચિત કરવા, વિષયોની યોજના નીચે મુજબ રાખી છે એ વિવેકી વાંચનાર સહજ જોઇ શકશે.

૧ નિબંધ, ભાષણ ઇ.

૨ વાર્તા

૩ જીવન ચરિત

૪ વર્ણન

૫ હાસ્ય-વિનોદ.

૬ સંવાદ.

૭ સન્તજીવન

આ સંગ્રહમાં મારૂં કંઇએ ય નથી, ને કંઈક છે પણ ખરૂં. કંઇએ ય એટલા માટે નથી કે તે જૂદાં જૂદા વિદ્વાનોનાં લખાણમાંથી લીધેલ છે; અને કંઇક એટલા માટે છે કે કેટલાંક લાંબાં લખાણોને ટૂંકાંવવામાં મેં મૂળમાં ફેરફાર કર્યા છે. આવી રીતે ફેરફાર કરવામાં મૂળ લેખકને જાણ્યે અજાણ્યે અન્યાય થઇ જવાનો સમ્ભવ ન હોય એમ ન બને. આવી રીતે જેમને અન્યાય થયો હોય તેમની હું ક્ષમા યાચું છું. અન્તમાં પુસ્તકમાં છાપતાં રહી ગયેલી ભૂલોને વિવેકી વાચક સુધારીને વાંચશે એ જ પ્રાર્થના.

સંગ્રહ કરનાર

**દેસાઇભાઇ નાથાભાઇ પટેલ**

# લેખસૂચી


| ક્રમાંક | લેખનું નામ | ક્યા પૃષ્ઠથી |
|---|---|---|
| | **क પ્રકીર્ણ** | |
| ૧ | પુસ્તકોનો સહવાસ | ૧ |
| ૨ | વાચન | ૫ |
| ૩ | સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેના વિદ્યાભ્યાસની મુશ્કેલીઓ | ૯ |
| ૪ | શિક્ષણનો ઉદ્દેશ | ૧૪ |
| ૫ | આજીવિકાનું સાધન | ૧૫ |
| ૬ | બ્રહ્મચર્ય | ૧૭ |
| ૭ | શૌનકનો ઉપદેશ | ૨૦ |
| ૮ | જેલમાં કોણ જઇ શકે ? | ૨૪ |
| ૯ | હિન્દુસ્થાન કેમ ગયું ? | ૨૬ |
| ૧૦ | રેંટિયો | ૨૯ |
| ૧૧ | પૈસો વિરૂદ્ધ પરમેશ્વર | ૩૧ |
| | **ख વાર્તા** | |
| ૧ | વૈશમ્પાયનનો વૃત્તાન્ત | ૩૬ |
| ૨ | મહાભિનિષ્ક્રમણ | ૪૭ |
| ૩ | તપપરીક્ષા | ૫૪ |
| ૪ | વિદ્યાર્થીજીવનમાં એક પ્રસંગ | ૫૬ |
| ૫ | મદારી | ૬૩ |
| ૬ | પ્રતાપસિંહ | ૬૯ |
| ૭ | નળદમયન્તી | ૮૦ |
| ૮ | ધર્મને માટે અદ્દભુત બલિદાન | ૯૪ |
| ૯ | માસ્તર નંદનપ્રસાદ | ૧૦૮ |
| ૧૦ | શાન્તિદાસ | ૧૧૭ |
| ૧૧ | લક્ષ્મણ | ૧૨૮ |
| ૧૨ | બાજી પ્રભુ દેશપાંડે | ૧૪૧ |
| ૧૩ | ફૂલનું મૂલ્ય | ૧૪૫ |
| ૧૪ | બ્રાહ્મણ | ૧૪૮ |

## ગ વર્ણન


| | |
|---|---|
| ૧ પાટણ | ૧૫૨ |
| ૨ બાગલાણ | ૧૫૪ |
| ૩ અંધકારનું સામ્રાજ્ય | ૧૫૭ |
| ૪ મહાશ્વેતા | ૧૬૨ |


## ઘ હાસ્ય


| | |
|---|---|
| ૧ બાણુ | ૧૬૫ |
| ૨ ભોમિયાને દીધેલી ભૂલથાપ | ૧૬૯ |
| ૩ ગર્દભ | ૧૭૭ |
| ૪ વરઘોડો | ૧૭૯ |
| ૫ ભારતવાસીઓનું મનુષ્યત્વ | ૧૮૨ |
| ૬ નાતનો જમણવાર | ૧૮૪ અ |
| ૭ જેલમહેલ | ૧૮૪ ક |


## ક સંવાદ


| | |
|---|---|
| ૧ જીવનનિર્વાણ | ૧૮૫ |
| ૨ શિવાજી અન રામદાસ | ૧૮૮ |
| ૩ લિયોક્રિક અને ગોડાઇવા | ૧૯૪ |
| ૪ દુષ્કાળમાં ખેડૂતોની સ્થિતિનું ચિત્ર | ૨૦૩ |
| ૫ લવ | ૨૦૮ |
| ૬ નચિકેતા | ૨૧૫ |
| ૭ જ્ઞાતિબંધની બેડીઓ | ૨૩૭ |
| ૮ જેસળ અને તોળલ | ૨૪૦ |


## ચ જીવનચરિત્ર


| | |
|---|---|
| ૧ શ્રીમત્ શંકરાચાર્ય | ૨૬૧ |
| ૨ બાબા નાનક | ૨૭૪ |
| ૩ સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતી | ૨૯૩ |
| ૪ શ્રીસમર્થ રામદાસ | ૩૦૮ |
| ૫ નરસિંહ મહેતા | ૩૧૭ |
| ૬ મહાત્મા તુકારામ | ૩૨૩ |

# લેખકસૂચી


| લેખક | લેખ | પૃષ્ઠ |
|---|---|---|
| અતિસુખશંકર ત્રિવેદી | પૈસો વિરૂદ્ધ પરમેશ્વર | ૩૧ |
| અંબાલાલ સાકરલાલ દિવાન | શાન્તિદાસ | ૧૧૭ |
| કલ્યાણજી વિઠ્ઠલભાઇ | ધર્મને માટે અદ્ભુત બલિદાન | ૯૪ |
| કનૈયાલાલ માણેકલાલ મુનશી | પાટણ | ૧૫૨ |
| ,, | વરઘોડો | ૧૭૯ |
| ગાંધીજી | શિક્ષણનો ઉદ્દેશ | ૧૪ |
| ,, | આજીવિકાનુ સાધન | ૧૫ |
| ,, | બ્રહ્મચર્ય | ૧૭ |
| ,, | જેલમાં કોણ જઇ શકે ? | ૨૪ |
| ,, | હિન્દુસ્થાન કેમ ગયું ? | ૨૬ |
| ,, | રેંટીઓ | ૨૯ |
| ગોપાળરાવ પાંડુરંગ ભાગવત | શ્રીસમર્થ રામદાસ | ૩૦૮ |
| ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી | અન્ધકારનું સામ્રાજ્ય | ૧૫૭ |
| ગોવર્દ્ધનભાઇ હાથીભાઇ દેસાઇ | નચિકેતા | ૨૧૫ |
| છગનલાલ હરિલાલ પંડ્યા | વૈશમ્પાયનનો વૃત્તાન્ત | ૩૬ |
| ,, | મહાશ્વેતા | ૧૬૨ |
| જીવનલાલ અમરશી મહેતા | સ્વ. ગોખલેના વિદ્યાભ્યાસની મુશ્કેલીઓ | ૯ |
| દેસાઇભાઇ નાથાભાઇ પટેલ | શૌનકનો ઉપદેશ | ૨૦ |
| ,, | મહાભિનિષ્ક્રમણ | ૪૭ |
| ,, | તપપરીક્ષા | ૫૪ |
| ,, | નળદમયન્તી | ૮૦ |
| ,, | લક્ષ્મણ | ૧૨૮ |
| ,, | શિવાજી અને રામદાસ | ૧૮૮ |
| દ્વિજેન્દ્રનાથ રૉય | જેલમહેલ | ૧૮૪ ૬ |
| નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ | જીવનનિર્વાણ | ૧૮૫ |
| નંદશંકર તુળજાશંકર મહેતા | બાગલાણ | ૧૫૪ |
| પ્રેમાનન્દ | દુષ્કાળમાં ખેડૂતોની સ્થિતિનું ચિત્ર | ૨૦૩ |

| | | |
|---|---|---|
| બાબુ બંકીમચન્દ્ર | બાબુ | ૧૬૫ |
| ,, | ગર્દભ | ૧૭૭ |
| ,, | ભારતવાસીઓનું મનુષ્યત્વ | ૧૬૯ |
| મણિલાલ નભુભાઇ દ્વિવેદી | પુસ્તકોનો સહવાસ | ૧ |
| ,, | વાચન | ૫ |
| મોહનલાલ પાર્વતીશંકર દવે | લિયોક્રિક અને ગોડાઇવા | ૧૯૪ |
| રણજીતરામ વાવાભાઇ મહેતા | મદારી | ૬૩ |
| ,, | માસ્તર નન્દનપ્રસાદ | ૧૦૮ |
| રવીન્દ્રનાથ ઠાકુર | ફૂલનું મૂલ્ય | ૧૪૫ |
| ,, | બ્રાહ્મણ | ૧૪૮ |
| રમણભાઇ મહીપતરામ નીલકંઠ | ભોમિયાને દીધેલી ભૂલથાપ | ૧૬૯ |
| ,, | નાતનો જમણવાર | ૧૮૪ અ |
| ,, | જ્ઞાતિબંધની બેડીઓ | ૨૩૭ |
| રામસ્વરૂપ શર્મા પંડિત | પ્રતાપસિંહ | ૬૯ |
| સુરસિંહજી તખ્તસિંહજી કલાપી | જેસળ અને તોળલ | ૨૪૦ |
| હરિલાલ માણેકલાલ દેસાઇ | વિદ્યાર્થી જીવનમાં એક પ્રસંગ | ૫૬ |
| સાબરમતી માસિક પરથી | નરસિંહ મહેતા | ૩૧૭ |


## ટૂંકાવેલા લેખો


| ટૂંકાવનાર | લેખ | પૃષ્ઠ |
|---|---|---|
| દેસાઇભાઇ નાથાભાઇ પટેલ | શ્રીમત્ શંકરાચાર્ય | ૨૬૧ |
| ,, | બાબા નાનક | ૨૭૪ |
| ,, | સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતી | ૨૯૩ |
| ગોપાળરાવ પાંડુરંગ ભાગવત | મહાત્મા તુકારામ | ૩૨૩ |

# પુસ્તકોનો સહવાસ

( સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી )

સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ છે તે ઉપરથી પણ તેના વિષેનું અનુમાન થાય છે, માટે માણસે નિત્ય ઉત્તમ જ સહવાસ રાખવો, પછી તે માણસોનો હોય કે પુસ્તકોનો.

ઉત્તમ પુસ્તક તે ઉત્તમ મિત્ર સમાન છે. એને ત્રણે કાળમાં વિકાર થતો નથી, જેવું તે હતું તેવું ને તેવું જ રહે છે. ઘણામાં ઘણો નિત્ય, ઘણામાં ઘણો સહનશીલ અને ઘણામાં ઘણો આનન્દ આપનાર મિત્ર પુસ્તક જ છે. આપત્તિ સમયે આપણાથી તે વિમુખ થતો નથી, નિરન્તર સમાન પ્રેમથી જ સત્કાર કરે છે, બાલ્ય અને યૌવનમાં આનન્દ સહિત જ્ઞાન આપે છે. વૃદ્ધાવસ્થામાં આશ્વાસન અને અમર આશાનું સુખ સંબોધે છે.

ઉત્તમ પુસ્તક છે તે ઉત્તમ જીવિતની ઉત્તમતાના પિંડીભૂત સાર જેવું છે; કારણ કે મનુષ્યનું ખરું જીવિત તેના જ્ઞાને ઉદ્ભવ પમાડેલી સૃષ્ટિ જ છે. એવાં ઉત્તમ પુસ્તકો અતિ અમૂલ્ય અને આનન્દકારી વચનોના ભંડાર રૂપ છે. અને તેમનો સહવાસ કરતાં તે આપણાં અતિ વિશ્વાસુ મિત્ર અને સુખ આપનાર નિવડે છે. જેમને ઉચ્ચતાનો સહવાસ છે તે કદાપિ એકલાં નથી. પુસ્તકોમાં અમરત્વનો અંશ છે, કેમકે મનુષ્યકૃતિમાં એ જ એક લાંબું જીવન ભોગવે છે. દેવાલય અને કીર્તિસ્તંભ ભાગીને ધૂળ થઇ જાય છે, ચિત્રો, છબીઓ અને મૂર્તિઓ ખવાઇ જાય છે, પણ પુસ્તકો જીવતાં રહે છે. જે ઉત્તમ વિચારો છે, તેમને કાળનો પણ બાધ નથી, કેમકે તે જ્યારે તેમના પ્રગટ કરનારના મનમાં આવિર્ભાવ

પામ્યા ત્યારે જેવા હતા તેવા અદ્યાપિ પણ છે. કાલની જો કાંઇ પણ અસર તેમના ઉપર હોય તો એટલી જ છે કે તેમની સાથે જે કંઈ મેલ ; છોતરાંનો ભાગ હોય તેને સાફ કરે છે. પુસ્તકો આપણને અતિ ઉત્તમ સહવાસ કરી આપે છે; અને જે મહાત્માઓ થઇ ગયા તેમના હૃદયની સમક્ષ આપણને લઇ જાય છે. એમને બોલતાં આપણે સાંભળીએ છીએ. તેઓ પ્રત્યક્ષ જીવતા હોય તેમ તેમને જોઇએ છીએ. આપણે તેમના વિચારમાં ભાગ લઇએ છીએ. તેમની દયાર્દ્રતામાં દયાર્દ્ર થઇએ છીએ. તેમના આનન્દમાં આનંદીએ છીએ. તેમનાં અશ્રુ ભેગાં અશ્રુ પાડીએ છીએ. મહાત્માઓ મરતા જ નથી, એમનો આત્મા નિરન્તર વિચરે છે. વ્યાસ, મનુ, યાજ્ઞવલ્કય, શંકર, કાલિદાસ, ભવભૂતિ અદ્યાપિ જીવતા જ છે.

આવા મહાત્માઓની મંડળીમાં ગરીબ અને દીનમાં દીન માણસ પણ, પુરોભાગિતાદોષને પાત્ર થયા વિના, સહજે દાખલ થઇ શકે છે. જેને જેને વાચન-શક્તિ છે તે સર્વ એ મંડળનાં ગુહ્યાગારમાં દાખલ થઇ શકે છે. તમારે પ્રેમનો પ્રભાવ સમજી અસ્ખલિત વ્યવહાર-માર્ગમાં વિચરતાં મોક્ષ પામવો છે? વાલ્મીકિ તમને તે બતાવશે. તમારે શૃંગારામૃત પાન કરવું છે? કાલિદાસ અને ભવભૂતિ તમને તેમાં રસબોળ કરશે. પરમ અભેદ અનુભવી જીવિતનું સાર્થક કરવું છે? યાજ્ઞવલ્કય, શંકર આદિ તમને તે બતાવશે.

માણસ જ માણસના મનને આકર્ષે છે. માનુષજીવિતના સંબંધનું જે કાંઇ હોય, મનુષ્યના જે જે અનુભવ, આનંદ, શોક, પરાક્રમ ઈત્યાદિના પ્રસંગ હોય, તે ઉપર જ માણસનું મન બીજા કરતાં વધારે ખેંચાય છે, તેને તેમાં જ કંઇ વિશેષ રમુજ પડે છે. એમ પ્રત્યેક માણસ થોડે ઘણે અંશે બીજા માણસમાં મન રાખે છે. એટલે જેમ જેના મનનો વધારે પુસ્તકોદ્વારા વધારે માનુષઅનુભવના પ્રસંગમાં પ્રચાર, અને તેથી વધારે મનુષ્યો સાથે તેના મનનો સંબંધ, તેમ તેના હૃદયની વધતી ઉદારતા, અને વધતો દયાભાવ, પ્રેમભાવ.

એ જ કારણથી જીવનચરિતો વાંચવા ઉપર માણસને વધારે પ્રીતિ રહે છે. વાર્તા અને કથાની ચોપડીઓનાં આટલાં બધાં ઘરાક થાય છે તેનું કારણ પણ એ જ છે. વાર્તાઓ છે તે કલ્પિત જીવનચરિત છે. પ્રત્યક્ષ જીવનચરિત રૂપ નાટકો જોવામાં મનુષ્યને જે આનન્દ અને આકર્ષણ થાય છે, તે પણ આ જ કારણથી.

સર્વ જીવનચરિતમાં રામકથા જેવું રુચિકર જીવનચરિત આપણા લોકને બીજું એક પણ નથી. આપણાં પુરાણાદિમાં અનેકાનેક ચરિતો ભરપૂર છે: પરન્તુ રામકથા જે વિશુદ્ધિ પ્રેરે છે, જે અદ્ભુત અને અલૌકિક તેમ નિત્ય દૃષ્ટિએ આવતા એવા પ્રસંગોનું વર્ણન કરી તેમાં જણાવેલા રામના માહાત્મ્યદ્વારા શુદ્ધ નિયમનો માર્ગ શોધે છે, અને એમ છેક પરમજ્ઞાન સુધીનો માર્ગ બોધે છે, તે કોઇ પણ કથામાં, કોઇ પણ ગ્રંથમાં સમગ્ર રૂપે મળી આવવું સુલભ નથી. કૃષ્ણની કહેલી ગીતા પણ એક અનન્ત જ્ઞાન અને નીતિનો આખા જગત્‌માં અપ્રતિમ નમુનો છે. એમાં જ મહાત્માઓના આત્મા આપણી આગળ પ્રત્યક્ષ છે.

ઉત્તમ જીવનચરિતોની અસર એટલી બધી થાય છે કે આપણા દેશમાં પુરાણના મહાત્માઓ કે દેવતાઓનાં ચરિતના વર્ણનથી કે રામકથાના રસથી, કે મહાભારતના સર્વરૂપ ઉપદેશથી, જેમ અનેક મહાપુરૂષ અને સન્નારીઓનાં ચરિત ઘડાયલાં છે, તેમ યૂરોપાદિ દેશોમાં પણ બાયબલથી ઉતરતે દરજ્જે પ્લુટાર્કનો લખેલો જીવનચરિત-માળાનો ગ્રંથ અનેકાનેકના ચરિતનો જીવનભૂત થઇ પડેલો છે.

જેવી અસર જીવનચરિતની છે તેવી બીજા કશાની નથી; માટે બાલકોએ તેમ મોટાંએ જીવનચરિતો વાંચવાનો શોખ વધારવો. પણ તેમાં આપણા દેશમાં હાલ જે જીવનચરિતો લખાય છે તેમાંથી પસંદ કરતી વખત બહુ સાવચેતી રાખવી. જો યોગ્ય પુસ્તક યોગ્ય વાચકના હાથમાં ગયું તો કોઇ અલૌકિક ચમત્કાર [illegible]

આવેશ, કે ચાતુર્ય સાથે પુસ્તકગત વિષયનું ઐક્ય થતાં જ હૃદયગત ભંડારનું આવરણ તૂટી જાય છે, અને અન્દરનો ખજાનો એવો ઝળકી ઉઠે છે કે તેના માલિકને તેમ આખા જગતને આનન્દ આપે છે.

એમ પુસ્તકોનો સહવાસ જો યોગ્ય વિવેકથી રાખવામાં આવે તો લાભકારી છે; અનેક રીતે લાભકારી છે. પરિચય પરિચયમાં પણ ફેર છે. ઘણાકને એવો શોખ હોય છે કે પુસ્તકો રાખવાં એટલે જ બસ, પણ તે શોખથી જો તે પુસ્તકો પોતાને અથવા પારકાને ઉપયુક્ત ન થતાં હોય, તો લાભ નથી. પરંતુ પ્રથમ તો આપણા દેશમાં પુસ્તકોનો ઝાઝો શોખ કોઇ ધરાવતું નથી, ત્યાં આવા શોખની વાત કયાં ? લેખકોએ ઉત્તમ પુસ્તકો દ્વારા કરોડોની મિલ્કત પ્રાપ્ત કરી એવા દેશ યુરોપ અમેરિકા વિના બીજા નથી અને આપણા તો ભોજ, વિક્રમ, અકબર, શિવાજી મરી પરવાર્યા છે. પરન્તુ જે કાંઇ થોડાએ શોખ છે તેને એવી રીતે કેળવવો, કે પ્રત્યેક પુસ્તકમાંથી કાંઇને કાંઇ શીખાય, કાંઇને કાંઇ નવિનતા ગ્રહણ કરાય. પુસ્તકના સહવાસનું સાર્થક પણ ત્યારે જ થયું કહેવાય, બાકી તો પુસ્તક વેચનારા પણ પુસ્તકના સહવાસે કયારના મહાપંડિત કે મહાજ્ઞાની થયા હોત.

પુસ્તકની સોબતમાં જે અનંતાનંત લાભ છે,તેમના ચરણનો આશ્રય કરવાથી જે અગ્ર એટલે ઉત્તમોત્તમ અને અમોઘ એટલે સિદ્ધ જ્ઞાન, વિવેક અને ચાતુર્ય પેદા થાય છે, તે બધું તો એક બાજુએ રહ્યું, પણ બીજા સહવાસો કરતા પુસ્તકને આમથી ઉથલાવી જવા જેટલો પુસ્તકનો સહવાસ લાભકારી છે. એ અક્ષર આવડે એ તો પડયા જડે, પણ ઉલટું નઠારા વિચારમાંથી કે નઠારી સોબતમાથી ઉગરાય એ મહાલાભ છે. સમય નકામો કે ભારે લાગે નહીં. અને ગમત સાથે જ્ઞાનનો લાભ થાય.

ચારિત્ર

---

૨

# વાચન

( સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી )

દિન પ્રતિદિન શિક્ષણના વિસ્તાર સાથે વાચનનો પણ વિસ્તાર થતો જાય છે. અને વાચનની રુચિને તૃપ્ત કરનારા લેખો પણ વૃદ્ધિ પામતા જાય છે. એ વાત સંતોષ ઉપજાવનારી છે, તથાપિ આપણે અને આપણે સ્થાને આવનારાં બાલકો શું વાંચીએ છીએ, કેવી રીતે વાંચીએ છીએ, એનો વિચાર કરવાની બહુ આવશ્યકતા છે. શરીરને પુષ્ટિ આપનાર અન્નની અને ભોજનની આપણે અનેક રીતે પરીક્ષા કરીએ છીએ, પણ મન અને આત્માને પુષ્ટિ આપનાર જે વાચન તેની યથાયોગ્ય પરીક્ષા આપણે કરતા નથી. જેમ સર્વ વાતોમાં આજકાલ બહારની ટાપટીપ અને શોભા ઉપર વિશેષ લક્ષ અપાતું થયું છે તેમ વાચનમાં પણ થઇ ગયું છે, આપણી શાળાઓ અને પાઠશાળાઓ સુધી દૃષ્ટિ કરી જોઇશું તો કોઇ એક વિષયના તલસ્પર્શ પર્યંત સાંગ અધ્યયનનો ક્રમ જોવામાં આવશે નહિ. સર્વ વિષયનું પલ્લવગ્રાહી પાંડિત્ય આપણા વિદ્યાલયમાંથી પદવી ધારણ કરીને બહાર આવતા યુવકોમાં પણ દીઠામાં આવે છે ત્યાં અન્ય પ્રાકૃતોની તો વાત જ શી કરવી ?

શાળાઓમાં જેમ ગણિતની કુંચીઓ, ઇતિહાસાદિના સંક્ષેપ, એવાં કૃત્રિમ સાધનો પ્રયોજવા માંડયાં છે, તેમ મનુષ્યના જીવનને પરમોપયોગી એવા અતિ ગહન વિષયો પણ સંક્ષેપમાં હસ્તગત કરવાની લલુતા સર્વ પાસા વધેલી દીઠામાં આવે છે. મનુષ્યના વ્યાપારમાં વૃદ્ધિ થઇ છે પણ જાણે દોડતે દોડતે જ જ્ઞાન માત્રને ઉપાડી લેવાય તો ઠીક એવી અસાધારણ તૃષ્ણા દીઠામાં આવે છે. પુસ્તક હાથમાં લીધું, પ્રથમ પત્ર જોયું, અંત્ય પત્ર જોયું. વચમાં

આમતેમ ઉથામું અને અમૂક અભિપ્રાય તે પુસ્તકના વિષય સંબંધે ધારણ કરીને ઉચું મૂકયું—એ જ પ્રચાર પડયો છે. ' વખત નથી ' એ તો બહુ સામાન્ય અને સાધારણ ફરીઆદ થઇ પડી છે, અને કેટલીક વાર તે વત ખરી હશે, તથાપિ સેંકડે પંચાણું જનને સંબંધે તો આલસ્ય, બેપરવા અને પોતાની બુદ્ધિનું અભિમાન સંતાડવાનો એ ખોટો માર્ગ છે.

આટલું છતાં એમ નથી કે વાચનની રુચિ ઓછી થઇ છે, પ્રથમ કરતાં વધી છે. અભણુમાં અભણ માણસના ઘરમાં પણ ચાર પુસ્તકો હશે, ગાંધીની દુકાને હીંગ, મરી ને મરચાંની વાસમાં પણ નાટકનાં ગાયનોયે પડેલાં હશે, રેલ્વેમાં મુસાફરી કરતા ઘણાખરા માણસોના હાથમાં પુસ્તક કે ' ન્યુસપેપર ' હશે અને સર્વ કોઇ પોતાની શક્તિ અનુસાર કોઈ ને કોઇ ' પેપર ' ' છાપું ' વાંચતા હશે અથવા રાખી નહિ શકતા હોય તો વાંચવા જોગવાઇ કરી લેતા હશે. ઘણાક જનોને નિત્ય પેપર જોયા વિના અન્ન ભાવતું નથી એવી પણ સ્થિતિ છે. આટલી બધી વાચનની રુચિ બહુ સંતોષ ઉપજાવનારી છે. પણ એનો સાર શો છે ? જેમાં કશો ઉપદેશ નહિ એવી અથવા આડકતરી રીતે આળો ઉપદેશ આપનારી વાતો. તેવાં જ નાટકો, અને વેપાર, લડાઇ કેસ, ઈત્યાદિની ખબર—અંતરોનાં પેપરો, એ વિના બીજા પ્રકારનું વાચન આ બધી પ્રવૃત્તિમાં દેખાતું નથી, એ બહુ શોચનીય છે.

આપણી શાળાઓ અને પાઠશાળાઓમાં જેમ પરીક્ષા પાસ કરવા માટે અધ્યયન ચાલે છે, ગોખીને, મોઢે રાખીને, ગમે તે રીતે પણ પરીક્ષામાં ઉત્તર આપવા જેટલી તૈયારી કરવામાં અને કરાવવામાં આવે છે, તેમ આપણા વાચનમાં પણ કામ જેટલું, ખપ જેટલું, પૈસો પેદા થાય તેટલું વાંચવા ઉપર વાચકોનું લક્ષ છે. ' પાસ ' અને ' નોકરી ' ની ઉતાવળમાં જેમ શિક્ષણનો હેતુ—બાલકના મનનો વિકાસ કરાવી તેને વિચા-

રતાં શીખવવું—તે ઉંધો વળ્યો છે, તેમ જ એ જ પ્રમાણે, એ જ'ખનામાં વાચનનો વાસ્તવિક હેતુ—પ્રાકૃત જીવનને ઉન્નતિકારક પ્રવાહમાં ધોઇ સ્વચ્છ અને ઉન્નત કરવું—તે પણ ઉંધો વળી ગયો છે. વાચન તે જાણે વખત ગાળવાને માટે જ હોય એમ મનાવા લાગ્યું છે, વખત વાચનને માટે છે એમ મનાતું બંધ થયું છે. રેલ્વેમાં 'વખત જવા' માટે પુસ્તકો અને પેપરો સાથે રહે છે. વખત મળશે ત્યારે વિચારવાને માટે રહેતાં નથી. પ્રાચીન સમયમાં કોઇપણ ગ્રંથને 'વિચારવો' એમ કહેવાતું. તેને સ્થાને હવે 'વાંચવો' એટલું જ કહેવાય છે, ને તે અનર્થ છે કેમકે વિચાર્યા વિના વાંચી જવાય તેવા જ વાચનની આ સમયને ભૂખ છે.

કહેવાનું તાત્પર્ય એમ નથી કે સર્વ કોઇ વાંચનારે તત્ત્વશાસ્ત્ર અને ગહન વિચારના ગ્રંથો જ વાંચવા અને વિચારવા. પરંતુ એવા વિષયોને પણ રેલ્વેની મુસાફરીમાં લેઇ જવા અને વખત ગાળવાને સાથે રાખેલાં વાતો તથા નાટકો કે પેપરના આર્ટિકલોની પેઠે ઉપર ઉપરથી જોઇને જ હાથ કરી લેવાની આશા રાખવી, કે તે રીતે તે વિષયોને ચર્ચાયલા જોવાની ઈચ્છા કરવી એ અતિશય અયોગ્ય અને હાનિકારક છે. ગહન વિષયોને એ રીતે ચર્ચી શકાતા નથી, અને એ રીતે ચર્ચવામાં તેમનું સંપૂર્ણ જ્ઞાન ન થતાં સમજનારને વિચાર કરવામાં ભૂલ થયા વિના રહેતી નથી. વાચનની જે પદ્ધતિ પડી ગઇ છે, કથા, વાર્તા, નાટક, ન્યુસપેપર એટલામાં જ વાચનનો વિસ્તાર આજકાલ આવી રહ્યા છે, તેથી ગંભીર વિષયો નીચર્ચાનો અવકાશ જતો રહ્યો છે. એટલું જ નહિ, પણ જે વિષયો રુચિકર વાચનમાં ગણાય છે તેમાં પણ તેના સ્વરૂપને અનુસરીને કે તેના તલસ્પર્શને અનુભવવાને કાંઇ લખાતું જણાતું નથી.

ગંભીર વિષયોની ચર્ચાને અભાવે અને ગંભીર વિષયોનું વાચન અરુચિકર થવાને લીધે તથા જે રુચિકર વાચન છે તેમાં પણ બહુ ઊંડાઇ ન હોવાને લીધે, વાચકોના જીવનમાંથી, વ્યાપારમાંથી, વિચાર

રમાંથી, આચારમાંથી, ગાંભીર્ય અને વિવેક પ્રત્યક્ષ રીતે ન્યૂન થતાં જાય છે. આ જગત્‌માં અવતરીને મરવાની વચમાં જાણે ખાવા પીવા અને મોજમઝાહ કરવા વિના બીજું કશું કર્તવ્ય જ ન હોય તેવી લઘુતા, ચંચલતા, વિકલતા આપણા વાચનના અંગમાં વારંવાર જણાય છે; અને અભિમાન તથા સંકુચિત મન અને વિચાર સાથે સ્વચ્છંદ, મોજ, ગમત, એ જ સર્વત્ર નિયામક થઈ ગયાં હોય એવું ખેદકારક ભાન વિચારવાનને થયા વિના રહેતું નથી. જીવન અને તેના ઉપયોગ અને નિર્વાહસ્વરૂપ વિષે ગંભીરતાથી વિચાર કરવો. તે વિચારને અનુસરી મહત્કાર્યોમાં પ્રવેશ કરવાને સાહસ, સ્વાર્પણ અને આગ્રહ પોતાના ચરિત્રમાં પ્રતિક્ષણે દર્શાવવાં એ વાત જાણે આપણા વાચકોને લક્ષમાં ન હોય, કાં 'સિદ્ધિનો સરલ માર્ગ ગંભીર વિચાર છે. એનું જાણે વિસ્મરણ જ થઇ ગયું હોય, તેવું વર્તમાન સમયના વાચનની સ્થિતિથી જણાઇ આવે છે.

આપણા જ દેશમાં આમ થયું છે, એમ નથી; યુરોપ અને અમેરિકામાં પણ દેશની ઉન્નતિના સ્વરૂપને સમજનારા વિચારવાન પુરૂષો આવા જ પ્રકારની ફરિયાદ કરે છે. વરાળયંત્ર, વિજળી, અને ચુંબકની પાંખો ઉપર ઉડતા અને મહાલક્ષ્મીની પ્રતિમાના પ્રતાપમાં અંજાઇ ગયેલા આ સમયને પોતાનાં અંતઃકરણ અને બુદ્ધિમાં પણ વરાળયંત્ર, વીજળી અને ચુંબકનાં સાધનોથી વિચારવાનો અને નિર્ણય કરવાનો પ્રકાર જોઇએ છીએ. આમ હોવાથી આજ તમને એવા ઘણી પુરૂષો બહુ જડશે કે જેમણે ઘણાં શાસ્ત્રો, ઘણા ગ્રંથો, ઘણા વિચારોનાં મોઢાં પૂછડાં, ગમે તે, પણ કાંઇક ને કાંઇક જાણ્યાં હોય; પણ એવા જન તો અતિ વિરલ જડશે કે જેને કોઇ એક વિષયનું તેના મૂલથી પરિપાક પર્યંત સાંગોપાંગ યથાર્થ જ્ઞાન હોય. આથી કરીને આ સમયનું જીવન કેવળ એક રમત જેવું, નકામું, હલકું અને સ્વાર્થી થઇ ગયું છે; જ્યાં જોઇએ

ત્યાં રમત ગમતની મંડળીઓ, કલબો, સોસાઇટીઓ છે; અને વિદ્યા કે જ્ઞાનના ગંભીર વિસ્તાર માટેનાં તેવાં સ્થાન અન્ય દેશોમાં કવચિત્ દેખાય છે. તથાપિ આપણા ભરતખંડમાં તો એક પણ નથી એ અતિશય શોકજનક દશા છે. વિદ્યાવિનોદ, શાસ્ત્રચર્ચા, એ તો એક અનાદરનો વિષય છે, લૉનટેનિસ, બિઝિક, ક્રિકેટ, ચાહપાણી, જયાફતો અને વચમાં નાટકોનાં "ગાયનો" એ આજકાલના વિદ્યાના ઉપાસકોનો શોખ છે.

પઠનપાઠનનો જે પ્રાચીન સંપ્રદાય હતો તેનો તો અત્યંત ઉચ્છેદ થયો છે. અને આજ એક શતકથી પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આપણે વાંચતા અને લખતા થયા છતાં એક પણ શુદ્ધ પ્રતિભાવાળો ( original ) લેખ ઉપજાવી શકયા નથી ! આપણું વાચન એ જ આપણા જીવનનું પ્રતિબિંબ છે, **માણસ કોની સાથે રહે છે ને શું વાંચે છે તે કહો એટલે તે કેવો છે એ કહી** શકાશે એમ જે જ્ઞાનીએ કહ્યું છે તેણે સત્ય કહ્યું છે.

( સુદર્શન ગદ્યાવલી )

---

૩

# સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેના

## વિદ્યાભ્યાસની મુશ્કેલીઓ

ગોપાળના શિક્ષણનો બધો ભાર ગોવિંદ ઉપર, ગોપાળરાવના મોટાભાઇ, ઉપર પડયો, ને તે તેણે ઘણા પ્રેમ તથા હોંશથી ઉપાડી લીધો. તેનું પોતાનું ધ્યાન ભણવા તરફ પ્રથમથી જ નહોતું,

તેથી તેને નોકરી લેવી પડી તે માટે કાંઇ જ લાગ્યું નહિ. પરંતુ ગોપાળ કાળજીથી અભ્યાસ કરનારો છે, તેને શીખવાની હોંશ છે, તેની ઉપર શિક્ષકોની લાગણી છે, તે આશાવન્ત છે, એમ તે સમજ્યા હતા. અને પોતાનું શિક્ષણ પુરૂં ન થયું તો ખેર, પણ ગોપાળરાવનું તો પુરૂં કરવું જ એવો મોટાભાઇએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. વંશપરંપરાગત મોટાઇનું બી તેમનામાં હતું. તેમનો ગોપાળરાવ ઉપર પ્રેમ પણ તેવો જ હતો. તેથી અંતરના પ્રેમને બળવાન બનાવ્યો અને ગોપાળને પુરેપુરો વિદ્યાભ્યાસ કરાવવો, એટલું જ પોતાનું ઇતિ કર્તવ્ય મોટા ભાઇને લાગવા માંડયું. મોટા ભાઇ ફક્ત અઢાર વર્ષના–છોકરવાદ ઉંમરના હતા; છતાં તેમના પ્રેમ અને મોટા મને, પુખ્ત અનુભવી ગૃહસ્થ કરતાં વધારે ઉત્સાહ અને નિશ્ચય તેમનામાં ઉત્પન્ન કર્યાં. ગોપાળનું ભણતર, પુરૂં થતાં સુધી ગોવિંદને પોતાના સુખનો કે શાન્તિનો વિચાર પણ સુઝયો નહિ. તેમને માસિક પંદર રૂપીઆ ફક્ત મળતા હતા. તેમાંથી તે પોતાનું તમામ ખર્ચ નભાવીને ગોપાળને દર મહિને આઠ રૂપીઆ મોકલતા. ભાઇના ભવિષ્ય માટે કેટલી કાળજી! મોટા ભાઇએ આ વખતે આટલી કાળજી–ચિંતા રાખી ન હોત, નુકસાન વેઠયું ન હોત, કર્યો તેવો સ્વાર્થત્યાગ કર્યો ન હોત તો કોણ જાણે ગોપાળરાવનું શિક્ષણ ત્યાંથી જ પુરૂં થયું હોત, ને આ હિંદુસ્તાનનું કેટલુંએ નુકસાન થયું હોત! પણ તેમ થવાનું નહોતું જ. ગોપાળને હાથે જે મહાન્ કામો થવાનાં હતાં તેની ઝાંખી કલ્પના પણ તે વખતે તેમના મોટા ભાઇને નહિ હોય, તોપણ કેવળ ભ્રાતૃપ્રેમને લીધે જ તેમણે પોતાના ભાઇ ગોપાળ માટે સમજીને જે કાંઇ કર્યું. તેનો ભારે ઉપકાર ગોપાળ ઉપર તો થયો જ–તે કદી ભૂલ્યા નહોતા–પરંતુ આખા હિંદુસ્તાન ઉપર પણ તેમણે ઉપકારનો ભારે બોજો લાદ્યો છે, એમાં કોણ ના કહેશે?

મોટાભાઇ પોતાના પેટમાંથી કાઢીને પોતાના વિદ્યાભ્યાસ સારૂ પૈસા મોકલે છે એની ગોપાળને પણ સારી પેઠે સમજ–કિંમત

હતી, ગોપાળ તેર વર્ષની ઉંમરનું બાળક હતું, પરંતુ તે નાની ઉમરમાં પોતાની ગરીબાઈ સમજીને વર્તતા. પોતાનું માસિક ખર્ચ આઠ રૂપીઆ ઉપર ન થાય તે માટે તે બહુ જ કાળજી રાખતા. તેલનું ખર્ચ ઠરાવ્યા કરતાં વધારે ન થાય તેટલા સારૂ મ્યુનિસિપાલિટીના ફાનસ પાસે બેસીને તે કેટલીક વખત અભ્યાસ તેમજ બીજું કામ કરતા. આવી રીતે સરસ્વતી દેવીની ઉપાસના કર્યા પછી તે પ્રસન્ન કેમ ન થાય ?

તે સમયના ઘણા ખરા મોટા માણસોના જીવનચરિત્રમાંથી આ જ બોધ મળે છે. તેમના વિદ્યાર્થી અવસ્થાના દિવસો ગરીબાઈના કડક સપાટામાં ગયા હતા, તેથી જ તે આટલી બધી યોગ્યતાએ પહોંચ્યા હશે કે કેમ ! મહિને વીસ વીસ–પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાના રોજના ચાલુ ખર્ચ સારૂ મંગાવનારા વિદ્યાર્થીઓ આજકાલ દરેક કૉલેજમાં હોય છે. પાલક સંસારનું ગાડું ગમે તેમ ચલાવે, પોતાના સુખનો ને કેટલીક વખતે તો જરૂરીઆત ચીજોનો પણ ત્યાગ કરે, અને છોકરાના ખર્ચ માટે વીસ વીસ–પચીસ પચીસ રૂપીઆ દર મહિને મોકલે; અને છોકરાઓ સીનેમા જોવામાં, ચાહ કોફી, કોલ્ડડ્રીંક ઢીચવામાં અને નાટકશાળામાં ' વન્સમોર ' ની તાળીઓ પાડવામાં દંગ થઈ મહાલે, આવું બહુએ બને છે ! વડિલો સ્વાર્થ ત્યાગ કરે છે, પણ તેનું પરિણામ શું ? છોકરાનો સ્વાર્થ અને પરમાર્થ એ બન્નેનો ત્યાગ–ભોગ ! **આ દેશના તરૂણ ગરીબ વિદ્યાર્થીઓ ગોપાળરાવના તે વખતના વર્તનની નકલ કરશે ? પોતાની નજર આગળ તે દાખલો રાખશે ?**

ગોપાળરાવ મોજી વિદ્યાર્થીમાંના ન હોતા. તે પોતાની ગરીબી સમજતા, ને પોતાના મોટાભાઈ પોતા માટે ઘણું કષ્ટ વેઠે છે; કાળજી રાખે છે, ને અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો ભાર તેમની ઉપર નાંખવો, એ

વિષે તે હંમેશાં કાળજી રાખતા. તે જે વીશીમાં જમતા ત્યાં જમવાના બે દર હતા. એક સાડાચારનો ને બીજો ચાર રૂપીઆનો –સાડાચાર રૂપીઆ આપનારને દહીંદૂધ મળતું, ને ચારવાળાને દહીંદૂધ મળતું નહિ. ગોપાળરાવ બીજા વર્ગમાં જમતા. આવા ભોજનનો ગોપાળરાવને કેટલો કંટાળો આવતો હશે ! બીજાઓ સુગ્રાસ અન્ન ખાય ને પોતાને તે ન મળે, એ જોઇ તેમને પોતાની ગરીબાઇ માટે કેટલું લાગતું હશે ! પણ તે તેમણે કદી બહાર જણાવા દીધું નથી. ગોખલે કુટુંબમાંનો તેમના વડિલોનો સ્વાભિમાન અથવા માનીપણાનો ગુણ તેમનામાં આ ઉંમરે પણ હતો.

એક વખતે વીશીમાં જમતી વખતે બોલતાં બોલતાં " દહીં લાવ રે–દહીં " એમ કહી તેમણે વીશીવાળાને બૂમ પાડી. વીશીવાળાને શું ? તેનામાં માણસાઇ થોડી જ હોય છે ? ધુરકીને તેણે જવાબ આપ્યો, " ચાર રૂપરડી આપે છે ને વળી દહીં ખાવા માગે છે ! દહીં ખાવું હોય તો સાડાચાર રૂપીઆ પડે છે ! " પોતાની ભૂલ ગોપાળરાવના સમજવામાં આવતાં તે શરમીંદા જેવા થયા. પણ સ્વભાવ રહ્યા માની. એટલે " વધારે પૈસા લે પણ દહીં આપ " એમ કહી તેમણે તે વખતે દહીં લીધું. તે વખત ગયો; પણ વીશીવાળાના શબ્દોથી પોતાનું અપમાન થયા જેવું તેમને જે લાગ્યું હતું તે કાંઈ મનમાંથી ગયું નહોતું. તે વિષે મનમાં ટોચાવા લાગ્યું. ફકત આઠ આના માટે ઘણા માણસમાં આવું અપમાન થવા ન દેવું એવું તેમણે નકકી કર્યું, અને બીજા જ દિવસથી તેમણે વીશીવાળાને કહી દીધું કે, " હું સાડાચારના દરમાં જમીશ, મને આજથી તે દરનું પીરસતો જજે. "

આ પ્રમાણે વીશીવાળા તરફથી થતું અપમાન દૂર કર્યું; પણ આઠ આના વધારે તેને આપવાના તે આપવા કેવી રીતે ? મોટાભાઈ તરફથી આઠ રૂપીઆ આવે તેમાં બધું પતાવવાનું તે માટે તેમણે એક યુકિત કાઢી. તે ચાર રૂપીઆમાં જમતા ત્યારે ( ખાડા )

પડેલા દિવસના પૈસા કાપતા નહિ. પણ બીજા જમનારા પડેલા દિવસના પૈસા કાપીને હીસાબ ચુકવતા. સાડાચારના દરમાં જમવા લાગ્યા ત્યારથી તેમણે પણ પડતર દિવસના પૈસા કાપવા એવું ઠરાવ્યું; અને તેમ કરીને ભોજનખર્ચ ચારની ઉપર જવા ન દીધું. **દિવસ ન પડે તો રજાના દિવસે ઉપવાસ કરે,** વીશીમાં જમવા જાય નહિ; અને ગમે તેમ કરીને પણ ચાર રૂપીઆનો મેળ કરવા દિવસ પાડે. આમ કરીને પણ 'ચારમાં જમનારને વળી દહીં માગનાર' એમ વીશીવાળાને કહેવા જેવું રાખ્યું નહિ.

આ વાતમાં ગોપાળરાવના બે ત્રણ ગુણ દેખાઈ આવે છે. એક તો તેમનો માની સ્વભાવ; બીજો દઢ નિશ્ચય–ઉપવાસ કરવા પડે તો કરવા, પણ હલકું જમણ જમું છું એવું સાંભળવું નહિ–અને જે છે તે પરિસ્થિતિમાં જુદી જુદી બાબતોનો મેળ કરવો. આ ત્રણ ગુણનો તેમનામાં આગળ ઘણો વિકાસ થયો હતો; પરંતુ તે બાળપણમાં બીજ રૂપે તેમનામાં હતા. પોતાની ગરીબાઇ, ભોજન ખર્ચ માટે ચાર રૂપીઆ કરતાં એક બદામ પણ વધારે ખર્ચવાની અડચણ–ચારમાં જમે છે એવું સાંભળવામાં લાગતું અપમાન–અર્થાત્ સ્વભાવનું માનીપણું, એ એક બીજાથી વિસંગત બાબતનો તેમણે મેળ મેળવ્યો! અને પડત દિવસના પૈસા કાપવાનો તોડ કાઢી સ્વાભિમાન સાચવ્યું, ને પોતાનું ખર્ચ પણ વધવા દીધું નહિ.

વસન્ત વર્ષ ૧૪



૪

# શિક્ષણનો ઉદ્દેશ

( મહાત્મા ગાંધીજી )

ઘણા વિદ્યાર્થીઓએ મને પ્રશ્ન કર્યો છે કે 'મારે શું કરવું ઇષ્ટ છે. હું દેશસેવા કેવી રીતે કરી શકું ? આજીવિકા માટે મારે શું શું કરવું યોગ્ય છે ?' મને જણાયું છે કે આજીવિકા માટે વિદ્યાર્થીઓને બહુ ચિન્તા થયા કરે છે. આ પ્રશ્નોનો ઉત્તર વિચારતા પહેલાં શિક્ષણનો ઉદ્દેશ શું છે એનો વિચાર કરવો આવશ્યક છે.

કેળવણીનો ઉદ્દેશ ચારિત્ર્ય ઘડવાનો છે. ભારતવર્ષના ઋષિ-મુનિઓએ કહ્યું છે કે વેદાદિ સંપૂર્ણ શાસ્ત્ર જાણવા છતાં પણ જો મનુષ્ય આત્માને ન ઓળખી શકે, સર્વ બન્ધનમાંથી મુક્ત થવાને યોગ્ય ન બને, તો તેનું જ્ઞાન વ્યર્થ છે. બીજું વચન એ છે કે જેણે આત્મા જાણ્યો છે, તેણે સર્વસ્વ જાણ્યું છે. અક્ષરજ્ઞાન વિના પણ આત્મજ્ઞાન થવું સંભવે છે. પયગંબર મહમદ સાહેબે અક્ષર-જ્ઞાન મેળવ્યું ન હતું. જીસસ ક્રાઇસ્ટે કોઇ શાળામાં અભ્યાસ કર્યો ન હોતો. આમ છતાં, આ મહાત્માઓને આત્મજ્ઞાન નહોતું થયું એમ કહેવું એ ધૃષ્ટતા જ છે. તેઓ વિદ્યાલયોમાં પરીક્ષા દેવા નહોતા ગયા, છતાં આપણે તેઓને પૂજ્ય ગણીએ છીએ. વિદ્યાનું બધું ફળ તેઓને મળી ચૂકયું હતું. તેઓ મહાત્મા હતા.

તેઓની દેખાદેખીથી આપણે વિદ્યાલય છોડી દઇએ તો આપણે ભ્રષ્ટ થઇએ; પરન્તુ આપણને પણ આપણા આત્માનું જ્ઞાન ચારિત્ર્ય-થી જ મળી શકે છે. પણ ચારિત્ર્ય એટલે શું ? સદાચારનું ચિહ્ન શું ? સદાચારી પુરુષ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય, નિર્ભયતા આદિ વ્રતોનું પાલન કરવામાં પ્રયત્નશીલ રહે છે. તે પ્રાણ છોડી દેશે પરન્તુ સત્યને કદી નહીં છોડે. તે પોતે મરશે,

પણ બીજા કોઇને નહીં મારે. તે પોતે દુઃખ સહન કરશે, પરન્તુ બીજાને દુઃખ નહીં દે.

સદાચારી બ્રહ્મચર્ય પાળી યથાશક્તિ શરીરમાં રહેલ સત્વનું રક્ષણ કરે છે; તે ચોરી નથી કરતો, તેમ લાંચ નથી લેતો. તે પોતાનો તેમ જ બીજાનો સમય ગુમાવતો નથી. તે અકારણ ધનસંચય કરતો નથી. તે એશઆરામ નથી વધારતો, અને નકામી ચીજોનો ઉપયોગ કેવળ શોખ ખાતર નથી કરતો; પરન્તુ સાદાઇમાં જ સન્તોષ માને છે. 'પોતે શરીર નથી પરન્તુ આત્મા છે, અને આત્માને હણનાર જગતમાં કોઇ નથી,' આ પ્રમાણે દૃઢ વિચાર રાખી આધિ, વ્યાધિ અને ઉપાધિનો ભય તે છોડે છે અને ચક્રવર્તીથી પણ દબાતો નથી; પણ નિર્ભય રહી પોતાનું કામ કર્યે જાય છે.

જો કદી વિદ્યાલયો ઉપર્યુક્ત પરિણામ લાવી ન શકે તો તેમાં વિદ્યાર્થીની, શિક્ષણની અને શિક્ષકની, ત્રણેની ખામી હશે. પરન્તુ ચારિત્ર્યની ખોટ પૂરી પાડવાનું કામ તો વિદ્યાર્થીઓના જ હાથમાં છે. જો તે ચારિત્ર્ય ઘડવા નહીં ઇચ્છતો હોય, તો શિક્ષક કે પુસ્તક તેને તે વસ્તુ નહીં આપી શકે. તેથી કરીને મેં ઉપર કહ્યું છે તેમ શિક્ષણનો ઉદ્દેશ સમજવો જરૂરનો છે. ચારિત્ર્યવાન્ થવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થી કોઇપણ પુસ્તકમાંથી ચારિત્ર્ય વિશે બોધ લઇ લેશે.

રાષ્ટ્રીય વાંચનમાળા

---

૫

# આજીવિકાનું સાધન

( મહાત્મા ગાંધીજી )

મને ભય છે કે ઘણા વિદ્યાર્થીઓને શિક્ષણના ઉદ્દેશનો ખ્યાલ નથી હોતો. તેઓ માત્ર રૂઢિને આધિન થઇ શાળામાં જાય છે.

કેટલાક આજીવિકાના હેતુથી જાય છે. મારી અલ્પ મતિ પ્રમાણે શિક્ષણને આજીવિકાનું સાધન સમજવું એ નીચ વૃત્તિ છે. આજીવિકાનું સાધન શરીર છે, અને શાળા એ ચારિત્ર્ય ઘડવાનું સ્થાન છે. તેને શરીરની હાજતો પૂરી પાડવાનું સાધન સમજવું એ વાઘરી માટે ભેંસને મારવા સમાન છે. શરીરનું પોષણ શરીરથી જ કરવું યોગ્ય છે. આત્માને તે કાર્યમાં કેમ રોકી શકીએ ?

'તારા પરસેવાથી જ તું તારો રોટલો કમાઈ લે ' એવું મહાવાક્ય જીસસ ક્રાઈસ્ટનું છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી પણ આ જ ધ્વનિ નીકળતો જણાય છે. આ જગત્માં ૯૯ ટકા માણસો આ નિયમને આધિન રહે છે અને નિર્ભય બને છે. જેણે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપશે. વચન સત્ય છે. પણ આળસુ માટે તે નથી કહેવામાં આવ્યું. વિદ્યાર્થીઓએ આરંભમાં જ આ શીખી લેવું આવશ્યક છે કે પોતે પોતાની આજીવિકા પોતાના બાહુબળથી પેદા કરી લેવાની છે.

આજીવિકા માટે મજુરી કરતાં લજ્જા આવવી નહીં જોઈએ. આમ કહેવામાં મારી એવી મતલબ નથી કે આપણે બધાએ હંમેશાં હાથમાં કોદાળી વાપર્યા કરવી. પણ આ સમજવાની જરૂર છે કે બીજો ધંધો કરતા હોવા છતાં આજીવિકા માટે કોદાળી વાપરવામાં જરાય બુરાઈ નથી, અને આપણા મજુર ભાઈઓ આપણાથી નીચા નથી. આ સિદ્ધાન્તને ગ્રહણ કરી, તેને પોતાનો આદર્શ સમજી, પછી ગમે તે ધંધામાં તે પડે, તો પણ તેની કાર્ય કરવાની રીતિમાં શુદ્ધતા અને અસાધારણતા માલમ પડશે. વળી તે લક્ષ્મીનો ગુલામ નહીં બને; લક્ષ્મી તેની દાસી બની રહેશે.

જે વિદ્યાર્થી શિક્ષણના ઉદ્દેશનો વિચાર કર્યા વિના શાળામાં જાય છે તેણે તે ઉદ્દેશ સમજી લેવાની જરૂર છે. તે આજે જ નિશ્ચય કરી શકે છે કે હું આજથી શાળાને ચારિત્ર્ય ઘડવાનું

સાધન સમજીશ. મને પૂર્ણ વિશ્વાસ છે કે એવો વિદ્યાર્થી એક માસમાં પોતાના ચારિત્ર્યમાં જબરૂં પરિવર્તન કરી નાંખશે, અને તેના સાથીઓ પણ તેની સાક્ષી દેશે. આ શાસ્ત્રવચન છે કે આપણે જેવા વિચાર કરીએ છીએ તેવા આપણે થઈએ છીએ.

રાષ્ટ્રીય વાંચનમાળા

---

## બ્રહ્મચર્ય

( મહાત્મા ગાંધીજી )

બ્રહ્મચર્ય એ સંસ્કૃત શબ્દ આપણને શાસ્ત્રોમાંથી મળેલો છે, અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીએ છીએ તેથી અનેક ગણો ગવાએલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇન્દ્રિયો પર સમ્પૂર્ણ કાબુ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ છે, એટલે ત્યાં સુધી પહોંચેલાં માણસો જવલ્લે જ જોવામાં આવેછે. એને ભૂમિતિમાંની સરળ રેષાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામાં જ રહે છે; કદિ પ્રત્યક્ષ નથી દોરી શકાતી. અને આમ છતાં એ એક મહત્ત્વની વ્યાખ્યા છે, કે જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે. તે જ પ્રમાણે સમ્પૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી શકતો હોય, છતાં એને આપણે જો રાતદિવસ આપણી આંખ સામે ન રાખીએ તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણ જેવી થઇ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમ વધુ વધુ પહોંચવાનો પ્રયત્ન કરીશું તેમ તેમ આપણે સમ્પૂર્ણ થઇશું.

પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો ‘ વીર્યરક્ષા ’ ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન,

વાણી ને કર્મથી સમ્પૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઇ શકે. અને જે પ્રજામાં આવાં સ્ત્રી પુરૂષો નથી એની અધોગતિ ચોકક્સ છે. મારી માન્યતા છે કે બ્રહ્મચર્યનો ઉપયોગ કેવળ શરીર અર્થે ન જ થાય. એ તો રૂપીઆને પૈને દામે વટાવી નાંખવા જેવું થાય. બ્રહ્મચર્યનું પાલન નહિ કરનાર વ્યક્તિ મનુષ્ય મટે છે. પશુ તો સ્વભાવે બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને સ્વાદ નથી, ઇન્દ્રિયોનો વિલાસ નથી. પશુ મર્યાદિત રહે છે; એટલે બ્રહ્મચર્યનું પાલન નહિ કરનારને ઘણી વેળા પશુની ઉપમા આપવામાં આવે છે એમાં પશુનું અપમાન રહેલું છે.

*

બ્રહ્મચર્યનું ખંડન કરનાર પુરૂષ છેવટે નપુંસક બને છે, ને તેથી જ આપણે છાપાંઓમાં આપણી શરમની નિશાની રૂપે વીર્ય-વર્ધની દવાઓની બધી ભાષાઓમાં મોટી જાહેર ખબરો જોઇએ છીએ. એવડી મોટી જાહેર ખબરો પોષાય છે એ જ આપણું દુર્દૈવ સૂચવે છે. બ્રહ્મચર્ય એ મનુષ્ય જાતિનો પણ સ્વભાવ જ છે. આત્માનો તો છે જ. બ્રહ્મચર્ય નહિ પાળનારનો આત્મા મૂર્છિત છે. જાગૃત આત્માવાળો પોતાના શરીરનો અતિશય મેલો ને દુઃસહ પરિણામ લાવનારો ઉપયોગ કદિ ન કરે. ઉન્નત વિચાર માત્રથી બ્રહ્મચર્યનું પાલન તદ્દન શકય ને સહેલું છે. પણ જયારે મનુષ્યને મેલા વિચાર આવે છે ત્યારે તે ઘેલો બને છે. તે શરાબ પીધા વિના મૂર્છિત થાય છે ને બેભાન સ્થિતિમાં મેલી ક્રિયામાં સુખ માને છે, ને ક્ષણિક સુખ ભોગવવા પછીનો કડવો અનુભવ ભૂલી જઇ પાછો તેનો તે જ બને છે.

બ્રહ્મચારી દુર્બળ હોય જ નહિ. તેનું મન, તેનું શરીર, તેનો આત્મા ધાર્યું કામ આપે છે. બ્રહ્મચારીનું શરીર થાકતું જ નથી, એમ કહીએ તો ચાલે. એવા બ્રહ્મચારી જવલ્લે જ જોવામાં આવે છે.

હિન્દુસ્તાન ઉષ્ણ દેશ હોવાથી આપણે ત્યાંની છોકરીઓ વહેલી વયમાં આવે છે એ ખોટો વહેમ છે. હું હિમ્મતથી કહું

છું. કે હવાપાણીને યુવાવસ્થાની જોડે કશી લેવાદેવા નથી. અકાળે જુવાની આવી જાય છે તે આપણાં કુટુંબોમાં આજે જે માનસિક અને નૈતિક વાતાવરણ પ્રવર્તે છે તેને કારણે છે. માતાઓ અને ઘરનાં વડીલો નિર્દોષ છોકરાંઓના મન ઉપર બચપણથી જ અમુક વરસની ઉમ્મરે પહોંચતાં જ પરણવા અગર સાસરે જવું પડવાની વાત ઠસાવવાનો પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ ક્યાંક ક્યાંક તો પારણામાંથી જ એમનાં સગાઈ વેવિશાળ કરી દેવામાં આવે છે.

એમને જે રીતે તૈયાર કરેલો ખોરાક ખવડાવવા પીવડાવવામાં આવે છે, જે રીતે તેમને પહેરાવવા ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગૃત કરવામાં મદદ કરનારૂં હોય છે. આપણી પોતાની લ્હાવો લેવાની બળતરા તૃપ્ત કરવાની અગર આપણા મિથ્યાભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાઓને પૂતળાં પુતળીઓની જેમ શણગારીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એકજ આવે. અકાળ યૌવન, અકાળ સંતતિ, અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમનાં સ્વચ્છંદ છોકરાંઓને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે.

બ્રહ્મચારીને વ્યાયામ સામાન્ય હોય છે. તેને ખુલ્લી હવાની પૂરી જરૂર છે. મેલી હવાથી શરીર જેટલાં નબળાં થાય છે તેટલાં નબળાં ભાગ્યે બીજી બાહ્ય અસરોથી થતાં હશે. સામાન્ય ચાલે, ટટાર શરીર, દૃષ્ટિ ભોંય ભણી રાખીને શાન્ત ચિત્તે એકાન્ત સ્વચ્છ સ્થાનમાં ચાલતા જવું. તે દરમ્યાન જેમ ફેફસાં સ્વચ્છ હવાથી સાફ થતાં જાય તેમજ સ્વચ્છ વિચારોથી હૃદયના ને મગજના મેલો, જો મનુષ્ય કહાડતો જાય તો તે શરીરે ને મને બળવાન થાય છે.

બ્રહ્મચારી મિતાહારી જ નહિ પણ અલ્પાહારી પણ હોવો જ જોઇએ. તેનું શરીર પ્રવૃત્ત રહેતું છતાં ઓછામાં ઓછું ક્ષીણ થાય

છે, તેથી તેને ઓછામાં ઓછા ખોરાકની જરૂર પડે છે. ખોરાકમાં મસાલા અને મિષ્ટાન્નોનો ત્યાગ આવશ્યક છે. જેને આપણે ભારે ખોરાકો કહીયે તે ત્યાજ્ય છે. જેને માનસિક કામ ઘણું છે તેને કઠોર વેરી છે. ઘઉં, દૂધ અને કંઈક લીલોતરી ને બને તો લીલું ફળ એ ઉપરાન્ત ભાગ્યે જ બીજી વસ્તુની જરૂર હોય.

---

# શૌનકનો ઉપદેશ

( મહાભારત પરથી )

પ્રભાતમાં ધર્મરાજાએ બ્રાહ્મણોને કહ્યું, " અમારૂં સર્વસ્વ હરાયું છે, રાજ્ય હરાયું છે, લક્ષ્મી હરાઇ છે. અમે ફલપૂલકન્દનો આહાર કરતા વનમાં ફરીએ છીએ. વનમાં ઘણો કલેશ છે, માટે તમે અમને ત્યજી યથેષ્ટ જવાની કૃપા કરો. "

બ્રાહ્મણોએ કહ્યું, " હે રાજન્, જે તમારી ગતિ તે જ અમારી –આટલા માટે તો અમે આવ્યા છીએ; માટે સદ્ધર્મને જાણનાર એવા અમ ભક્તજનોનો તમે ત્યાગ કરો મા. દેવતા પણ ભકતો પર અનુકમ્પા કરે છે, અને સદાચાર પર અવલંબન કરનાર બ્રાહ્મણો પર તો ખાસ. "

યુધિષ્ઠિર બોલ્યા, " મારી પણ બ્રાહ્મણો પર પરમ ભક્તિ છે. પરન્તુ વનનાં દુઃખ એટલાં બધાં છે, અને અમે એટલા નિર્ધન છીએ કે અમે આપના સુખનો ને ભોજનાદિનો પ્રબન્ધ કરી શકીશું નહીં. "

બ્રાહ્મણોએ પ્રત્યુત્તર આપ્યો, " હે પાર્થિવ, અમારા ભોજનની ચિન્તા કરતા મા. અમે અમારૂં ભોજન સ્વયં પ્રાપ્ત કરીશું. અને તમારી સાથે વનમાં વસીશું. ધ્યાન અને જપથી અમે તમારૂં

કલ્યાણ સાધીશું, તથા અભિરમ્ય કથાઓથી આપણે આનન્દ કરીશું."

યુધિષ્ઠિર—"એ તો નિઃસન્દેહ છે કે મને દ્વિજો સાથે રહેવામાં આનન્દ મળે છે. પણ અમે હોઇએ ને તમારે ભોજન ઉપાર્જન કરવું પડે એથી વધારે કષ્ટપ્રદ બીજું શું હોઇ શકે ?" આમ બોલી ધર્મરાજા શોકમાં ડૂબી જઇ નીચે બેસી ગયા. તેમને યોગ અને સાંખ્ય શાસ્ત્રમાં કુશલ એવા વિદ્વાન શૌનક ઋષિએ નીચે મુજબ ઉપદેશ આપ્યો.

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पंडितम् ॥

"હજારો શોકસ્થાન અને સેંકડો ભયસ્થાન દિવસે દિવસે મૂઢ પર આવી પડે છે, પંડિત પર નહીં તમારા જેવા શારીરિક તેમજ માનસિક દુઃખથી નિરાશ થાય નહીં. શરીરને ચાર કારણોથી દુઃખ થાય છે, વ્યાધિથી, અનિષ્ટ સંસ્પર્શથી, શ્રમથી, અને ઇષ્ટજનના વિયોગથી. આ ચતુર્વિધ દુઃખનો ઉપાય બે પ્રકારનો છે. કુશલ વૈદ્યો આધિ અને વ્યાધિને પ્રિયાખ્યાનથી તથા ઔષધથી શાન્ત કરે છે.

"માનસિક દુઃખથી જ શરીરને દુઃખ થાય છે; જેમ તપ્ત લોખંડથી ઘડામાંનું પાણી ગરમ થાય છે તેમ. માટે જેમ પાણીથી અગ્નિને શાન્ત કરીએ છીએ તેમ પ્રથમ મનને જ્ઞાનથી શાન્ત કરવું જોઈએ. અને મન શાન્ત થયું કે શરીરનો તાપ શમવાનો.

"માનસિક દુઃખનું મૂળ સ્નેહ છે, સ્નેહથી પ્રાણી સરજે છે, અને દુઃખ પણ પામે છે. ભય સ્નેહમાંથી થાય છે, તેમજ હર્ષ ને શોક પણ સ્નેહમાંથી પ્રવર્તે છે. જેમ કોટરમાં રહેલો અગ્નિ આખા વૃક્ષનો નાશ કરે છે, તેમ સહેજ પણ રાગદ્વેષ ધર્માર્થનો

સમ્પૂર્ણ નાશ કરે છે. રાગથી માણસને ઇચ્છા થાય છે, ઇચ્છામાંથી તૃષ્ણા થાય છે. જેને દુર્મતિ છોડી શકતા નથી, ને માણસનો ક્ષય થાય પણ જેનો ક્ષય થતો નથી, એવી તૃષ્ણા એ એક પ્રાણ લેનાર મહારોગ છે. તેનો ત્યાગ કરવામાં જ સુખ છે.

" જેમ પ્રાણીઓને મરવાનો ભય હોય છે, તેમ ધનવાનોને રાજાનો, પાણીનો, અગ્નિનો ને ચોરોનો ભય હોય છે. જેમ માંસનું ભક્ષણ આકાશમાં પક્ષીઓ કરે છે, જમીન પર પશુઓ કરે છે, ને જળમાં માછલાં કરે છે, તેમ ધનવાનને સર્વત્ર સદૈવ ભય છે. ડાહ્યા માણસો કહે છે કે મનુષ્યને ધનથી આટલા પ્રકારનાં દુઃખ થાય છે, કાર્પણ્ય, દર્પ, માન, ભય, અને ઉદ્વેગ. જેઓ દુઃખથી મુક્ત થવા માટે અર્થરૂપી શત્રુનું સેવન કરે છે, તેઓનું દુઃખ વધે છે. માટે અર્થનો નાશ થાય તો ચિન્તા કરવી ન ઘટે; અર્થનાશથી તો ઉત્સવ ગણવો જોઇએ. પિપાસાનો તો અન્ત જ ન મળે, માટે સન્તોષ રાખો,—સન્તોષ પરમ સુખ છે.

" યૌવન, રૂપ, જીવન, રત્નસંચય, ઐશ્વર્ય, ને પ્રિયસમાગમ—આ સર્વ અનિત્ય છે. માટે પંડિતો તેની લાલસા રાખતા નથી. સંચયવાન્ કદિય ઉપદ્રવ વિનાનો દેખાતો નથી, માટે અર્થની ઇચ્છા નહીં રાખનારને ધાર્મિક પુરુષો વખાણે છે. જે ધનથી ધર્મનો નાશ થતો હોય, તે ધન કરતાં નિર્ધનતા સારી. કાદવમાં પડીને લબદાયા પછી કાદવ ધોવાનો યત્ન કરવો, તેના કરતાં તો કાદવમાં ન પડવું બહેતર છે. માટે હે યુધિષ્ઠિર, જો તમને ધર્મની ઇચ્છા હોય તો તમે ધનની ઇચ્છા છોડી દો; તમને ધર્મ સાથે જ નિસ્બત હોય, તો વિમુક્તેચ્છ રહી કામ કરો."

યુધિષ્ઠિર—" અર્થ મેળવવાની મારી ઇચ્છા ધનસંચય માટે, ઉપભોગ માટે, કે વિલાસ માટે નથી. હું તો ધનની ઇચ્છા વિપ્રોના પોષણ માટે રાખું છું. હે બ્રહ્મન્, અમારા જેવા ગૃહસ્થાશ્રમીઓથી

અનુયાયીઓનું ભરણપોષણ ન કરવાનું કેમ બને ? સત્પુરુષોના ઘરમાંથી તૃણ, ભૂમિ, ઉદક, અને સત્ય વાણીનો કદી ઉચ્છેદ થતો નથી. આર્તને શયન આપવું ઘટે, ઉભા રહેવાથી થાકેલાને આસન આપવું ઘટે, તૃષિતને પાણી, ને ભૂખ્યાને ભોજન આપવું ઘટે. પોતાને માટે અન્ન રાંધવું નહીં, અને વૈશ્વદેવ કર્યા પછી જ અન્ન જમી શકાય. આવો ગૃહસ્થનો ધર્મ છે, તો હે વિપ્રસત્તમ, હું એથી ઉલટો કેવી રીતે ચાલી શકું ? ”

શૌનક—“ આ જગત્, ખરે, વિપરીત છે; એમાં સાધુને દુઃખ થાય છે અને અસાધુ મ્હાલે છે. પણ, હે રાજન, જેમ મૂઢ સારથિને અશ્વો ભમાવે છે, તેમ બુદ્ધિમાન્ નરનેય ઇન્દ્રિયો ભમાવે છે. માટે તમે વેદવચન કરો–અભિમાન વિના ધર્માચરણ કરો. યજ્ઞ, અધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, દમ અને અલોભ–ધર્મનાં આ આઠ અંગ છે. એ આઠ અંગનું તમે નિરભિમાનથી પાલન કરો. દૃઢ સંકલ્પથી, ઇન્દ્રિયનિગ્રહથી, સારાં વ્રતથી, ગુરુશુશ્રૂષાથી, યોગ્ય આહારથી, અધ્યયનથી, યોગ્ય કર્મથી, અને ચિત્તનિરોધથી તમે કામ કરો–એથી તમે સંસારને જીતી શકશો. રાગદ્વેષથી મુક્ત થઇને તો દેવતાઓને ઐશ્વર્ય મળ્યું છે. તમે પણ, હે કૌન્તેય, પુષ્કળ શાન્તિ રાખી તપ વડે સિદ્ધિ મેળવો–યોગસિદ્ધિ પ્રાપ્ત કરો. તમને માતાપિતા તરફથી સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, અને હવે દ્વિજોના ભરણપોષણ માટે તમે તપથી સિદ્ધિ મેળવો. ”

---

# જેલમાં કોણ જઇ શકે ?

( મહાત્મા ગાંધીજી )

હુસેન અને તેમના સાથીઓને અન્યાય જણાયો, તે અન્યાયને વશ થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ઇનકાર કર્યો. તે વેળા તેઓ જાણતા હતા કે તેમને ભાગે મરણ જ છે; પણ જો તેઓ અન્યાયને વશ થાય તો તેમના પુરુષાર્થને ઝાંખપ લાગે, તેઓ ધર્મહીન થાય. આ વેળા તેઓએ મરણભેટ સ્વીકારી. ઇમામ હુસેને પોતાને સારૂ, પોતાના છોકરા તથા ભત્રીજા સારૂ, મરણની ભેટ અને તરસ સ્વીકાર્યાં, પણ તેઓ અન્યાયી શાસનને શરણ ન થયા.

ઇમામ હુસેનની જેમ જેને અન્યાય સહેવા નથી તે જેલ જવા તેમજ મરણને ભેટવા માટે લાયક છે. પણ તેવાને ય જેલનાં કષ્ટ સહેવા માટે નીચેના ગુણોની જરૂર છે.

( ૧ ) વ્યસનથી દૂર રહેવું.

( ૨ ) શરીર ઠીક કસાયેલું રાખવું.

( ૩ ) સુવા બેસવાની આળપંપાળ રાખવી નહીં.

( ૪ ) ખાવામાં અતિ સાદાઇ રાખવી.

( ૫ ) ખોટું માન ખીસ્સામાં રાખવું.

( ૬ ) ધીરજ રાખવી.

આટલા છ ગુણો મુખ્યત્વે કરીને જેલી ભાઇને ઘટે છે. અનુભવ થયો છે કે બીડી–દારૂ–સોપારી કે ચાના વ્યસનથી જેલ જનાર કંટાળી ગયા છે. એટલે તેમણે વ્યસનમાત્રથી દૂર રહેવું ઘટે છે. એકજ વ્યસનની છૂટ હોય, અને તે ઇશ્વરના નામનું રટન. સત્યાગ્રહી નામર્દથી થવાતું નથી. તેમ જેલની બરદાસ રઢિયાળ શરીવાળા ઘણે ભાગે નથી કરી શકતા. મનોબળથી, શરીરની તાકાદ ન

હોય છતાં, ઘણા વીરલાઓએ સંકટ વેઠયાં છે. આ અસાધારણ દાખલા ગણાય. સાધારણ નિયમ તો આ છે કે શરીરનો બાંધો નીરોગી અને ઠીક હોવો જોઇએ. સત્યાગ્રહી સમજે છે કે તેનું શરીર તેને ભાડે મળ્યું છે. તેને સાફ અને તેજસ્વી રાખી પોતે સારા ભાડૂત નિવડવું એ લાજમ છે.

જેને કમાનદાર ખાટલા અને તેની ઉપર સુંવાળાં ગાદલાં વગેરે સુવાને જોઇએ તે માણસ એકાએક ભોંયતળીએ ન સૂઇ શકે એ સમજાય તેવું છે. ત્યારે આવી આળપંપાળ પણ છોડવી જોઇએ. ખોરાક એ લગભગ મોટામાં મોટો સવાલ હોય એવું જોવામાં આવે છે. પણ તે નવાઇ જેવું નથી. **જીભને બોલવામાં અને સ્વાદમાં જેણે જીતી છે તેણે ઘણું જીત્યું** ગણાય. સ્વાદીલું જમણ ન ઇચ્છનાર બહુ થોડા જ જોવામાં આવે છે. આ નાનો સુનો સવાલ નથી. તેમ છતાં જેઓ પરમાર્થ કરવા માગે છે તેમણે સ્વાદની ઇન્દ્રિયને જીતે જ છૂટકો છે. જે મળ્યું તેને સારૂ ઇશ્વરનો પાડ માનવો. દરેક હિન્દીએ વિચારવાનું છે કે ત્રણ કરોડ હિન્દીને એક જ વાર ખાવાનું મળે છે,અને તે પણ રોટીનો ટૂકડો અને નિમક—તે સિવાય કાંઇ જ નહીં. જે હિન્દી સત્યાગ્રહી થવા માગે છે તેણે સાદા ખોરાકની ટેવ પાડવી જોઇએ.

ખોટું માન જાળવનાર જેલમાં ન જઇ શકે. ત્યાં દરોગાની તાબેદારી ઉઠાવવાની હોય છે. જે હલકાં ગણાય છે તેવાં કામ કરવાં પડે છે. એ કરવામાં માન જાય, તે તો કોઇ દિવસ કર્યું નથી, એમ ધારી જેલમાં ન કરાય તો પરિણામ ખરાબ આવે. તાબેદારી કે વગર તાબેદારી એ મનનું કારણ છે. જેનું મન સ્વતંત્ર છે, તે બાકીટ ઉઠાવતો છતાં રાજા સરખો છે. બાકીટ ઉઠાવવામાં તાબેદારીને બદલે તે આ ઠેકાણે માન સમજે છે.

જેલમાં જતાં જ દહાડા ગણવા મંડી જાય તેને દહાડા લાંબા લાગે છે. બહાર વરસો વીતી ગયાં ને તે આપણે ગુમાવી દીધાં,

છતાં ભારી ન પડયાં. જેલના ત્રણ દહાડા તે ત્રણ વરસ જેવા લાગે છે. આમ કેમ? જવાબ એ કે, જેલ જવું ગમ્યું નથી. હકીકત એ છે કે જેલ જવામાં સુખ માનવાનું છે. મા જેમ બચ્ચાને સારૂ દુઃખ વેઠીને સુખ માને છે તેમ આપણે દેશને ખાતર, સત્યને ખાતર, દુઃખ વેઠીને સુખ માનવાનું છે. જે દહાડા જેલમાં જશે તેવા બહાર નહિ ગયા હોય એ વિચાર સહાય કરી ધીરજ પકડી, જેટલી જેલ આવી હોય તેટલી ભોગવી લેવી, ને ત્યાં વખતનો સારો ઉપયોગ કરવો એટલે કે ઇશ્વરના ભજનમાં, સારા વિચારોમાં પોતાની ખામીઓ તપાસવામાં, દિવસ ગુજારવા. એટલે એક પંથ ને દો કાજ કર્યા બરાબર થશે.

(રાષ્ટ્રીય વાંચનમાળા).

---

૯

# હિન્દુસ્થાન કેમ ગયું?

(મહાત્મા ગાંધીજી)

વાંચક—તમે સુધારાને વિષે તો બહુ બોલ્યા. મને વિચારમાં નાંખી દીધો. હવે મારે યૂરોપની પ્રજા પાસેથી શું લેવું ને શું ન લેવું એ સંકટ આવી પડયું. પણ મને એક સવાલ તો તરત ઉગી આવે છે. સુધારો એ કુધારો છે, એ રોગ છે તો અંગ્રેજ આવા સુધારામાં પડેલા તે હિન્દ કેમ લઇ શકયા? તેમાં કેમ રહી શકે છે?

અધિપતિ—હિન્દુસ્થાન અંગ્રેજે લીધું નથી પણ આપણે દીધું છે. હિન્દુસ્થાનમાં તેઓ પોતાને બળે નથી ટકી શકયા પણ

આપણે તેઓને રાખ્યા છે, તે કેમ એ જોઇએ. તમને યાદ આપું છું કે આપણા દેશમાં તેઓ અસલ વેપાર અર્થે આવ્યા. તમારી કંપની બહાદુરને યાદ કરો. તેને બહાદુર કોણે બનાવી ? તેઓ બિચારા રાજ્ય કરવાનો ઇરાદો પણ નહોતા રાખતા. કંપનીના માણસોને મદદ કોણે કરી ? તેઓનું રૂપ જોઈને કોણ મોહાઇ જતા ? તેઓનો માલ કોણ વેચી આપતું ? ઈતિહાસ પૂરાવો આપે છે કે આપણે જ બધું કરતા. પૈસો જલદી મેળવવાના હેતુથી આપણે તેઓને વધાવી લેતા. આપણે તેઓને મદદ કરતા. મને ભાંગ પીવાની આદત હોય અને ભાંગ વેચનારો મને ભાંગ વેચે તેમાં મારે વેચનારનો વાંક કાઢવો કે મારો પોતાનો ? વેચનારનો વાંક કહાડવાથી મારૂં વ્યસન કંઇ જવાનું છે ? તે વેચનારને હાંકી કહાડીશું તો શું બીજો મને ભાંગ નહીં વેચે ? હિંદુસ્થાનના ખરા સેવકે બરોબર શોધ કરી મૂળ તપાસવું પડશે. મને બહુ ખાવાથી અપચો થયો હશે તો હું પાણીનો દોષ કહાડી અપચો દૂર નહીં કરી શકું. તબીબ તો એ કે જે દરદનું મૂળ શોધે. તમે હિંદી રોગીના તબીબ થવા માગો છો ? તમારે દરદનું મૂળ શોધ્યે જ છૂટકો છે.

આપણે જોયું કે અંગ્રેજ વેપારીને આપણે ઉત્તેજન આપ્યું, ત્યારે તેઓ પગપેસારો કરી શકયા. તેમજ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડવા લાગ્યા ત્યારે તેઓએ કંપની બહાદુરની મદદ માગી. કંપની બહાદુર વેપારમાં ને લડાઈના કામમાં કુશળ હતી. તેમાં તેને નીતિ અનીતિની નડતર ન હતી. વેપાર વધારવો ને પૈસા કમાવા એ તેનો ધંધો હતો. તેમાં જ્યારે આપણે મદદ આપી ત્યારે તેણે મદદ લીધી ને પોતાની કોઠીઓ વધારી. કોઠીનો બચાવ કરવા તેણે લશ્કર રાખ્યું, તે લશ્કરનો આપણે ઉપયોગ કર્યો, ને હવે તેની ઉપર દ્વેષ રાખીએ તે નકામું છે. આ વખતે હિન્દુ મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું, તેમાં કંપનીને લાગ મળ્યો. આમ બધી રીતે પણ કંપનીનો કાબૂ હિન્દુસ્થાનમાં જામે તેવું

આપણે તેને સારૂ કર્યું. એટલે આપણે હિન્દુસ્થાન અંગ્રેજને આપ્યું એમ કહેવું એ હિન્દુસ્થાન ગયું એમ કહેવા કરતાં વધારે સારૂં છે.

વાંચક—હવે અંગ્રેજો હિન્દુસ્થાન કેમ રાખી શકે છે એ કહો.

અધિપતિ—જેમ આપણે તેઓને આપ્યું તેમ આપણે હિન્દુસ્થાન તેઓની પાસ રહેવા દઇએ છીએ. તેઓએ હિન્દુસ્થાન તલવારથી લીધું એમ તેઓમાંના કેટલાક કહે છે, અને તલવારથી રાખે છે એમ પણ કહે છે. આ બન્ને વાત ગલત છે. હિન્દુસ્થાનને રાખવામાં તલવાર કંઇ જ કામ આવે એમ નથી. આપણે જ તેઓને રહેવા દઇએ છીએ.

નેપોલીઅને અંગ્રેજોને વેપારી પ્રજા કહી છે. એ તદ્દન વ્યાજબી વાત છે. તેઓ જે દેશને રાખે છે તે દેશ વેપારને અર્થે રાખે છે એ જાણવા જેવું છે. તેઓનાં લશ્કર અને કાફલા માત્ર વેપારની રક્ષા કરવાને અર્થે છે. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર નહતો ત્યારે ગ્લેડસ્ટનને સૂઝી આવ્યું કે ટ્રાન્સવાલને અંગ્રેજોએ નહિ રાખવું જોઇએ. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર જોયો ત્યારે લડાઇ કરી અને મી. ચેમ્બર્લેને શોધી કહાડયું કે ટ્રાન્સવાલની ઉપર અંગ્રેજોની હકુમત છે, મરહુમ પ્રેસિડન્ટ ક્રૂગરને કોઇએ પૂછયું કે “ ચાંદમાં સોનું છે કે નહિ ? ” તેણે જવાબ આપ્યો કે “ ચાંદમાં સોનું હોવાનો સંભવ નથી, કેમકે જો હોત તો અંગ્રેજો તેને પોતાના રાજ્ય સાથે જોડી દેત. ” તેઓનો પરમેશ્વર પૈસો છે, એ ધ્યાનમાં રાખવાથી બધા ખુલાસા થઇ શકશે.

ત્યારે અંગ્રેજોને આપણે હિન્દુસ્થાનમાં રાખીએ છીએ તે માત્ર આપણી ગરજે. આપણને તેઓનો વેપાર પસંદ આવે છે. તેઓ કાવા દાવા કરી આપણને રીઝવે છે, ને રીઝવીને આપણી

પાસેથી કામ લે છે. તેમાં આપણે તેઓનો દોષ કહાડીએ એ તેઓની સત્તા નિભાવવા જેવું છે. આમાં વળી આપણે માંહેમાંહે તકરારો કરી તેઓને વધારે ઉત્તેજન આપીએ છીએ.

જો તમે ઉપરની વાત બરાબર માનો તો આપણે સાબીત કર્યું કે અંગ્રેજો વેપારને અર્થે રહે છે, ને તેઓને રાખવામાં આપણે જ મદદગાર છીએ. તેઓનાં હથિયાર તદ્દન નકામાં છે.

---

૧૦

# રેંટીઓ

ચૂલાની પ્રવૃતિ કરે નહિ તે ખાય નહિ, રેંટીઓ ચલાવે નહિ તે પહેરે નહિ.

જેઓ યજ્ઞ કર્યા વિના ખાય છે તે જેમ ચોર છે, તેમજ જેઓ યજ્ઞ કર્યા વિના પહેરે છે એ ચોર છે. યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ એટલે આપભોગ, યજ્ઞ એટલે શારીરિક મહેનત. જે ચૂલો ને રેંટીઓ ચલાવે છે તે બુદ્ધિપૂર્વક યજ્ઞ કરે છે. એવી પોષક મજુરી નથી કરતા તે છેવટે કંઈક પણ અંગકસરત કરી અન્ન પચાવે છે.

હવે કદાચ વધારે સમજાશે કે રેંટીઓ છોડીને આપણે કેટલું પાપ કર્યું છે. એ નાજુક પણ પોષક પરિશ્રમ હિન્દુસ્થાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી; ત્યારે હિન્દુસ્થાન સુખી હતું, તેજસ્વી હતું; આજે હિન્દુસ્થાન રેંટીઓ છોડી દુઃખી, રોગી ને તેજહિન થયું છે.

ચૂલો રેંટીઓ ઇત્યાદિ ઘરના શણગાર છે. રેંટીઓ ગયા પછી હિન્દુસ્થાનમાં લાખો ઘર ખંડિયેર થયાં છે. આ વાકયમાં કોઇ

અતિશયોક્તિ ન માને. વાંચનારનું ઘર ભલે એવું ન હોય. પાણીની તંગીનો અર્થ એમ નથી હોતો કે કોઇને પાણી ન મળે, પણ બધાને ઓછું, ઘણાને બહુ ઓછું, ને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટીઆની ગેરહાજરી છતાં છ કરોડ ઘરોમાંનાં ઘણાં ભલે ચાલે. પણ કેટલાંક તો જમીનદોસ્ત થયાં જ છે. જુઓ ઓરીસા ને ચંપારણ. તેમાંનાં ઘણાં ગામ ખંડિયેર છે. જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઈક ને કંઇક પ્રવૃતિમાં રોકાયેલાં રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાંય વર્ષ થયાં ચાર માસ કામ વિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય!

ધાતુ એ તો દોલતની નિશાની માત્ર છે. મજુરી એજ ખરો પૈસો છે. એંશી ટકા માણુસ ચાર માસ કામ વિનાના રહે એટલે તેઓની ત્રીજા ભાગની કમાણી કરવાની શકિત ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપિયાનું કામ કરવાની લાયકાત અને મરજી બન્ને વસ્તુ પોતાનામાં હોવા છતાં હિન્દુસ્થાન બે જ રૂપિયાનું કામ કરી રહ્યું છે; તેને બે રૂપિયાનું જ કામ મળે છે. આવો મુલક કમ કંગાળ ન થાય?

જ્યાં સુધી પરદેશી કાપડની લાલચ અને લત આપણને વળગી છે ત્યાં લગી આપણે રેંટીઓ દાખલ કરવા ને દાખલ કર્યા પછી ચલાવવા અધીરા નથી થતા. જો આપણે પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા લઇએ તો રેંટીઓ ચલાવ્યે જ છુટકો. આમ રેંટીઓ અને પરદેશી કાપડનો બહિષ્કાર અરસપરસ નિકટ સંબંધ ધરાવે છે. જેની જરૂર ન હોય તેની ગરજ આપણે ઓછી રાખીએ છીએ. રેંટીઆની જરૂર ઉત્પન્ન કરવી એ આપણો ધર્મ છે. તે વિના હિન્દુસ્થાનની કંગાલીઅત દૂર થાય જ નહિ. એવી અમૂલ્ય વસ્તુને છોડીને આપણે જે ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત જેટલું કરીએ તેટલું ઓછું છે.

જ્યાં સુધી ૧૯૦૦ માઇલની લંબાઇની અને ૧૫૦૦ માઇલની પહોળાઈવાળા વિશાળ ક્ષેત્ર પર પથરાએલા ૭,૫૦,૦૦૦ ગામડાંવાળા હિન્દુસ્થાનમાં રેંટીઓ ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય ત્યાં સુધી હિન્દુસ્થાન ફરી આબાદ થાય એ હું અસમ્ભવિત માનું છું. ક્લાઇવના વખતમાં રેંટીઓ આપણે ચલાવતા હતા તે વાત સાચી છે. તે વખતે આપણે પરાધીન નહોતા બની ગયા, પણ બનવાની શરૂઆત થઇ હતી. અને જેમ જેમ રેંટીઆનો ત્યાગ થતો ગયો તેમ તેમ આપણે પરાધીન બનતા ગયા અથવા આપણને અપંગ બનાવવામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને રસ વધતો ગયો.

હિન્દુસ્થાનને કોઇ મફત રાંધી આપે તોપણ જેમ ઘરના ચૂલા કહાડી નાખવા પોષાય નહિ, તેમ જ રેંટીઓ કહાડયો પોષાયો નથી.*' ચૂલામાં કેટલી ઉપાધી ! ઘેર ઘેર ચૂલા, ઘેર ઘેર અગ્નિ એ કેટલો અનર્થ ! દરેક ગૃહીણીએ સવાર પડયું કે ધુમાડો જ ખાવો એ કેટલો અત્યાચાર !' એવી લલચાવનારી દલીલથી છેતરાઇ આપણે ચૂલા કહાડી નાખીએ ને ગામેગામ એકજ વીશીમાં રસોઇ કરી જમીએ તો ? તો હિન્દુસ્થાનનાં બાળકો રવડે એને વિષે કોઇને પણ શંકા છે ? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર કરે એ અનર્થવાદ છે. તેને અર્થશાસ્ત્રનું નામ પણ ન શોભે.

---

૧૧

# પૈસો વિરૂદ્ધ પરમેશ્વર

( રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી. )

નડિઆદના લોકોની એક એવી ખાસીઅત છે કે અન્ય પુરુષોની આર્થિક સ્થિતી જાણ્યા વિના તેમને જંપ વળતો નથી. "વારૂ પણ

તમે શું કમાઓ છો, ક્યાંથી કમાઓ છો, કેટલું ખરચી શકો, કેટલું બચાવો છો, કેટલું બચાવી શકો "—એ અને એવા પ્રશ્નો એક કે બીજા રૂપમાં કોઈ ઝીણવટથી મૂકે તો વગર ઓળખે તેને વિષે હું એટલું કહી શકું કે તે ખેડા જીલ્લાનો હોવો જોઇએ. આવા પ્રશ્નોને માટે કેટલીક વાર તેમનો ઉપહાસ કરવામાં આવે છે. એવા પ્રશ્નો કોઇએ પુછવા એ વિચિત્ર ગણાય. પણ એવા પ્રશ્નો ઉદ્ભવે એ તદ્દન સ્વાભાવિક છે. જેને એવા પ્રશ્નો ઉદ્ભવ્યા નથી તે ભાગ્યેજ પોતાની ઉન્નતિ સાધી શકે છે. એ પ્રશ્નો દ્રવ્યની આવશ્યકતાનું સૂચન કરે છે. એ આવશ્યતા દરેક દેશને દરેક યુગમાં સ્વીકારાઇ છે. નિવૃત્તિપરાયણ પૂર્વમાં પણ

धनेभ्यो परो बान्धवो नास्ति लोको धनान्यर्जयध्वं धनान्यर्जयध्वम्—

એવાં વચનોના પડઘા ઘણી વાર આપણા કર્ણપર પડે છે.

બીજી પાસથી પૈસાને તુચ્છકારી કાઢવામાં આવે છે. પૈસો એટલે મોહ, પૈસો એટલે મગરૂબી, પૈસા એટલો ખોટી ઉપાધી એમ કહેવામાં આવે છે. પૈસાને પરમેશ્વરનો વિરોધ દર્શાવવમાં આવે છે. પૈસાથી કંઇ સુખ મળતું નથી, સુખ દુઃખ મનની વસ્તુઓ છે. ગરીબમાં ગરીબ માણસ પણ ઉત્તમ જીવન જીવે તો સુખી હોઇ શકે એમ ડહાપણની ફિલસુફી આ દેશમાંજ નહિ, પણ બીજા દેશમાં પ્રચલિત છે.

પૈસો તુચ્છ છે, એ વિચાર મને પણ યોગ્ય લાગે છે. પણ પૈસો તુચ્છ છે એટલે શું? શું તુચ્છ છે? પૈસો. પૈસો એટલે શું? પૈસા તરીકે પૈસો. પૈસો એક સાધન વસ્તુ છે, સાધ્ય વસ્તુ તરીકે તેનો સ્વીકાર તુચ્છ છે.

પણ પૈસા તરીકે પૈસાનો પ્રેમ દુનિયામાં કેટલા થોડા માણસોને હશે? કેટલાક માણસોને તે હોય છે, પણ તે બહુજ થોડા માણસોને હોય છે. પૈસો એકઠો કરવો ને પૈસાને જોઇને રાજી થવું એજ તેમને

મન ઇષ્ટ હોય છે. તેઓ પૈસાદાર છે; છતાં નથી. પૈસો જે જે વસ્તુઓનો ઉપયોગ આણી શકે તે વસ્તુઓ તેમને માટે જાણે છેજ નહિ, ગરીબ માણસોમાં ને તેમનામાં શો ને કેવો ફેર શોધી શકાશે?

મોટે ભાગે તો દુનિયા પૈસાને સાધન તરીકે ચાહે છે. પૈસો એટલે ખોરાક, પૈસો એટલે કપડાં, પૈસો એટલે ગાડીઘોડા, પૈસો એટલે ઘરબાર, વળી પૈસો એટલે માનપાન, પૈસો એટલે મિત્રો ને સામાજિક સ્થિતિ, પૈસો એટલે જ્ઞાન. પૈસો આ સર્વ વસ્તુઓનું સાધન બની શકે છે; એટલુંજ નહિ પણ પૈસા વિના એ વસ્તુઓની પ્રાપ્તિ કયાં તો સધાતી જ નથી, અથવા તો સધાય તો તેમાં ઉણપ આવે છે. પૈસાને પૈસા તરીકે તુચ્છકારવો એ ઠીક છે, પણ સાધન તરીકે તુચ્છકારવો એટલે ઉન્નતિનાં અનેક સાધનોને તુચ્છકાર્યા બરોબર થાય છે.

જે જે સાધવાની વસ્તુઓ તે તે જો આદર્શરૂપ હોય તો સાધનની લબ્ધિ ભાગ્યેજ હસનીય બને છે. અગાઉ જ્યારે ગુરૂ પાસે શિષ્ય જ્ઞાન પ્રાપ્ત કરતો ત્યારે તેને દ્રવ્યની કશી જરૂર પડતી નહોતી. હાલમાં તેમ છે? કયું જ્ઞાન ઉત્તમ પુસ્તકો વિના શક્ય છે? વળી વિજ્ઞાન ભારે ખરચ વિના શીખીને શીખવી શકાતું નથી. જ્ઞાનનાં પરોક્ષ સાધનો હરવું ફરવું, અવલોકન કરવું, પ્રવાસ-એ પણ દ્રવ્ય વિના લભ્ય નથી. અને કોણ કહેશે કે જ્ઞાન એ ઉત્તમ વસ્તુ નથી?

અનેક મનુષ્યનાં દુઃખોનું નિવારણ પણ ઘણે અંશે પૈસાથી થઇ શકે છે. ગરીબોની ગરીબાઇમાં દુઃખ છે. ગરીબો, માંદાંઓ, વિધવાઓ માટે આશ્રમોથી તેમને આરામ અપાય ને તેમની ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં કરી શકાય. શું આ દ્રવ્ય વિના શક્ય?

આપણા કે અન્યના આત્માની ઉન્નતિ સાધવામાં કે આપણાં કે અન્યનાં દુઃખોનું નિવારણ કરવામાં આપણે

**પરમેશ્વરની પાસે જઇએ છીએ:** ઇશ્વર જ્ઞાન સ્વરૂપ છે, ઇશ્વર આનંદસ્વરૂપ છે. દ્રવ્યની આમ સાધન તરીકે પ્રાપ્તિમાં ભાગ્યે જ ઇશ્વર સાથે વિરોધ દર્શાવી શકાશે.

ઘણા ખરા યુવાનોને દ્રવ્ય પ્રાપ્તિનો પ્રેમ હોય છે. હું કહું છું ભલે હોય. તે ઇષ્ટ છે. એટલુંજ નહિ પણ જેમનામાં તે ન હોય તે જો મારા મિત્ર હોય તો ભાગ્યેજ તેમને તેવા પ્રેમની ભલામણ કર્યા વિના રહું. તમારી ભૂલ છે. સુખનો આધાર સદ્ગુણ પર છે. સુખનો આધાર મનની વિશુદ્ધતા ને શાન્તિ પર છે, બાહ્ય વસ્તુ પર નથી. એ હું સ્વીકારૂં છું. પણ હું એટલુંજ પૂછીશ કે આ વિશુદ્ધતા, આ શાન્તિ કેટલી બધી વાર ગરીબાઇમાં નષ્ટ થાય છે? ગરીબાઇ એટલે દુર્ગુણ ને લાલચ, ગરીબાઇ એટલે કેટલે અંશે અમિત્રતા, ગરીબાઇ એટલે સમાજિક તિરસ્કાર; ગરીબાઇ એટલે દેવાંની ધાસ્તી, ને દેવાંની ધાસ્તી એટલે માનસિક વિક્ષોભ. ખરૂં છે, કે અપવાદો હોઇ શકે છે, પણ તે વિરલ પુરુષમાંજ જોવામાં આવે છે. જો તમને એમ શિખવવામાં આવ્યું હોય કે દ્રવ્ય કંઇજ નથી, તો એટલું શિક્ષણ ભૂલી જાઓ; તેમાં સુધારો કરો કે વસ્તુતઃ તે કંઇજ નથી, દુનિયામાં ઘણું ખરૂં બધુંજ સાધનરૂપ છે, પણ સાધનરૂપ છે. માટેજ તે છે, ને તે અગત્યનું છે. કપડાં પણ માત્ર નગ્નતાને ઢાંકનારાં સાધન છે, અને તેટલા માટે અગત્યનાં છે. આપણે તેના તિરસ્કાર નથી કરતા તો દ્રવ્યનો શા માટે?

છતાં પૈસાનો પરમેશ્વર સાથે વિરોધ છે, છે ને તે સબળ છે. આજે જે માણસ ગરીબનો મિત્ર છે, અનાથનો બેલી છે, વિનયનો ભંડાર છે; તેજ માણસ જો સદ્ગુણમાં દૃઢ નહિ હોય ને ભાગ્યબળે બીજે દિવસે પૈસાદાર બન્યો, તો જગતમાં શું જોવામાં આવે છે? તે ગરીબાઇને છેદે છે, અનાથોને હસે છે, મદના આવેશમાં અન્ધ બને છે. તેના સમાન કોઇ છે જ નહિ એમ માને છે. આનું કારણ એજ કે પૈસા એટલે દુનિયાની સારી વસ્તુઓ મેળવવાનું સાધન,

એવો વિચાર તેના મનમાં હતોજ નહિ, તો પછી સ્વાભાવિક છે કે દ્રવ્ય મદને લીધે નઠારી વસ્તુઓના સાધન તરીકે તે તેનો ઉપયોગ કરે.

ગરીબાઇમાં સ્વાતંત્ર્ય છે, સુખ છે, સદ્‌ગુણ છે. તેમજ તાલેવંતીમાં પણ તે તે વસ્તુઓ છે, એટલુંજ કે ગરીબાઇમાં તેનો ટકાવ સુલભ છે, તાલેવંતીમાં તેમ નથી.

દરેક માણસે શ્રીમંત બનવું. શા માટે ન બનવું? દ્રવ્ય પ્રાપ્તિના પ્રયત્નોમાં હરીફાઇ છે, ને હરીફાઈમાં પ્રગતિનું બીજ છે. પણ ખરી શ્રીમંતાઇ શ્રીને ધરાવવામાં નથી, પણ શ્રીના ઉપયોગમાં છે. જેટલે અંશે તે ઉપયોગ વધારે તેટલે અંશે શ્રીમંતાઇ વધારે, જેટલે અંશે તે ઉપયોગ ઉચ્ચતર તેટલે અંશે શ્રીમંતાઇ ઉચ્ચતર.

જેની પાસે દ્રવ્ય છે છતાં દુનિયાની ઉન્નતિ સાધવાને તે પ્રયત્ન કરી શકતો નથી, જેની પાસે દ્રવ્ય છતાં હજારો કકળતાં બાઇબહેનોના કકળાટ તે કમી કરાવી શકતો નથી, જેની પાસે દ્રવ્ય છે છતાં દેશની ને સાથે આત્માની ઉન્નતિ તે કરી શકતો નથી, તે દ્રવ્યવાન્ નથી પણ દ્રવ્યહીન છે. સાધન રૂપ દ્રવ્ય તેની પાસે છેજ નહિ. માટે તે ગરીબથી પણ વધારે ગરીબ છે, તે દયાને પાત્ર છે. શા માટે? તે તિરસ્કારને પણ પાત્ર છે.

નિવૃત્તિ વિનોદ પૃ૦ ૧૨૦.

---

१

# વૈશમ્પાયનનો વૃત્તાન્ત.

## ( શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા ).

શૂદ્રક નામે એક મહા પ્રતાપી રાજા દશાર્ણ દેશમાં રાજ્ય કરતો હતો. તેના દરબારમાં એક ચાંડાળ કન્યા વૈશમ્પાયન નામના એક પોપટને લઈને આવી. તે કન્યાએ પ્રણામપૂર્વક રાજાને કહ્યું– " મહારાજ, આ પોપટ સર્વ શાસ્ત્રાર્થ કરી શકે છે, રાજનીતિમાં કુશળ છે; પુરાણ ઇતિહાસાદિ કથા કહેવામાં નિપુણ છે, સંગીત શાસ્ત્ર સમજે છે; કાવ્ય નાટક વગેરે શીખેલો છે; ચિત્ર કામમાં પ્રવીણ છે; હાથી ઘોડા, પુરૂષ અને સ્ત્રીઓનાં લક્ષણ સમજે છે. સકળ ભૂતળનું એ રત્ન છે. આપ રત્નના ભંડાર છો, માટે આપ એનો સ્વીકાર કરો. "

પછી રાજાએ તેને તેના જન્મસ્થાન વિશે, માતા–પિતા વિશે, વેદાભ્યાસ વિશે, પાંજરામાં પકડાયા વિશે, ચંડાળના હાથમાં સપડાયાના કારણ વિશે, તથા પોતાની પાસે આવવાના પ્રયોજન વિશે જે કંઇ હકીકત હોય તે જણાવવા કહ્યું. ત્યારે પોપટે કહ્યું—

" વિન્ધ્યા નામે એક અતિ ગહન અરણ્યભૂમિ છે, તેમાં ખીચો ખીચ ઉગેલાં ઉંચાં વૃક્ષ, ઉપરનાં શ્વેત પ્રફુલ્લ પુષ્પના સમૂહ, તારાઓનાં ઝુમખાં જેવા શોભે છે. પોપટનાં ટોળાંએ ફોડેલાં અસંખ્ય દાડમના રસથી ભૂમિતળ બધું ભીનું થઈ જાય છે, ને કૂદાકૂદ કરતા વાનરોએ હચમચાવી દીધેલાં અનેક તરૂવરમાંથી ખરી પડતાં ફળફુલથી તે વિચિત્ર દેખાય છે. નાગરવેલથી વિંટળાયેલાં સોપારીનાં લૂમખાંથી તે સુશોભિત લાગે છે. અર્જુનના રથની ધ્વજાની પેઠે ત્યાં વાનરનો વાસ છે, અનેક મુનિજનોના

વાસથી તે પવિત્ર થયેલ છે. એ વનભૂમિમાં આવેલા દંડકારણ્ય નામે સુવિખ્યાત વનમાં પ્રથમ શ્રી રામચન્દ્રજી સીતાની સાથે વનવાસના વખતમાં પંચવટીમાં લક્ષ્મણે રચેલી પર્ણકુટીમાં ચિરકાળ સુધી વસ્યા હતા. તે સમયમાં સીતાજીએ ઉછેરેલાં અને આજ વૃદ્ધ થઈ ગયેલાં ત્યાંનાં હરિણો વર્ષાઋતુમાં જ્યારે નવા મેઘની ગંભીર ગર્જના સાંભળે છે ત્યારે ભગવાન રામચન્દ્રના ત્રિભુવન–વ્યાપ્ત ધનુષ્ટંકારને આજ પણ સંભારીને રાતદિવસ ચાલતી અશ્રુધારાથી છવાઈ ગયેલાં દીન લોચન વડે દશે દિશાઓ શૂન્ય જોઇને ઘાસનો કોળીઓ પણ ભરતાં નથી.

આ વનભૂમિમાં મહામુનિ શ્રી અગસ્ત્યનો આશ્રમ આવેલો છે. ને તેની પાસે પંપા નામે અગાધ જળવાળું એક સરોવર છે. તેની અંદર ઉઘડેલાં કમળમાંથી ટપકતાં મધુબિન્દુઓ વડે જળમાં ચન્દ્રકાર થઈ રહે છે. ભ્રમરોનાં ટોળાં બેસવાથી શ્વેત કમળ ઉપર અન્ધકાર વ્યાપી જાય છે. મદોન્મત્ત સારસ પક્ષીઓ ત્યાં મધુર ગાયન કરે છે. સ્નાન કરવા ઉતરેલા વન દેવતાઓના કેશમાંથી ખરી પડેલાં અનેક પુષ્પો વડે તેનું જળ સુગંધી બનેલું છે.

આ સરોવરને પશ્ચિમ તીરે શીમળાનું એક મોટું જરઠ ઝાડ આવેલું છે. તેની આસપાસ એક જબરો વૃદ્ધ અજગર વીંટળાઇ રહેવાથી જાણે મોટો કયારો બાંધ્યો હોય એમ દેખાય છે. વૃદ્ધાવસ્થાને લીધે પડી જવાના ભયથી જાણે તેણે ગગનરુપી ખાંધને ટેકો દીધો છે. તેના આખા શરીર ઉપર લાંબી લાંબી નાડીઓ જેવી વેલો આવી રહી છે. ગગનમાં ચાલવાથી થાકી ગયેલા, સૂર્યરથના ઘોડાઓનાં મુખના ખૂણામાંથી ગળી પડેલાં ફીણના જેવા રૂના ઢગથી તેની શાખાઓ ધોળી ધોળી થઇ ગઈ છે. આખા અરણ્યનો જાણે તે અધિપતિ છે. વનદેવતાઓને અખિલ ભુવનતળ જોવાનો તે જાણે મહેલ છે, અને સર્વ વનસ્પતિઓનો જાણે નાયક છે.

તે વૃક્ષની ડાળીઓની ટોચો ઉપર, કોતરનાં પોલાણમાં, પાંદડાંની વચ્ચે અને જુની છાલનાં છિદ્રમાં અવકાશ મોટો હોવાને લીધે વિશ્વાસથી હજારો માળા બાંધીને દેશદેશમાંથી આવેલાં પોપટ વગેરે પક્ષીઓનાં ટોળાં રહેતાં હતાં. તે વૃક્ષ ઉપર ચડવાનું કઠણ હોવાથી, તેમને વિનાશનો ભય નહોતો. એ પક્ષીઓ પોતપોતાના માળામાં રાત ગાળીને દરરોજ સવારમાં ઉઠી ઉઠી આહાર ખોળવા માટે આકાશમાં હારબંધ ફરતાં તેથી આકાશમાં પણ જાણે કમળના કયારા બંધાઇ ગયા હોય એમ ભાસતું. આહાર કરી પાછાં આવી પોતપોતાના માળામાં બેઠેલાં બચ્ચાંને તેઓ જાતજાતનાં ફળના રસ તથા ડાંગરની વિવિધ મંજરીઓ વારંવાર ખવરાવી બાલસ્નેહથી તેમને છાતી સરસાં સંતાડીને તેમનું રક્ષણ કરતાં.

મારા વૃદ્ધ પિતા પણ મારી માતા સાથે એજ વૃક્ષમાં રહેતા હતા. દૈવયોગે મારી માતાનો મારા જન્મ સમયે જ સ્વર્ગવાસ થયો. તેમને સંતાનમાં માત્ર હું જ હતો, તેથી મારા પિતા શોકની તીવ્ર વેદનાને પણ અંતરમાં દબાવી રાખીને, મારા ઉપર સ્નેહને લીધે મને ઉછેરવાનો શ્રમ એકલા જ કરવા લાગ્યા. અવસ્થાને લીધે તેમની પાંખો જર્જરિત થઈ ગઇ હતી. પીછાં થોડાં જ અને ઘસાઈ ગયેલાં રહ્યાં હતાં, અને ઉડવાની શકિત લગભગ જતી રહી હતી. તોપણ તે દુઃખ વેઠીને, જેમ તેમ કરી, બીજાં પક્ષીઓના માળામાંથી નીચે પડી ગયેલા ચોખાના કણ વગેરે વીણી લાવીને મને ખવરાવતા ને શેષ રહેતું તેનું પોતે ભક્ષણ કરતા.

એમ કરતાં કરતાં એક દિવસ જ્યારે પ્રભાતના રંગથી લાલ થયેલો ચંદ્રમા પશ્ચિમ સમુદ્રના તટ ઉપર ઉતરતો હતો, મણિમય શળીઓવાળી સાવરણીઓ જેવાં લાંબાં સૂર્યકિરણથી જ્યારે ગગનતળ ઉપરનાં ફૂલનાં ઝૂમખાં જેવા તારાને વાળી કહાડવામાં આવ્યા હતા; પાસેના તપોવનમાં હોમ માટે સળગાવેલા અગ્નિ-

ના ધૂમાડા આકાશમાં ચડવા લાગ્યા હતા; હિમના કણુવાળો, લતાઓને નૃત્યનો ઉપદેશ આપતો, પુષ્પની સુગંધીથી નાસિકાને તૃપ્ત કરતો, શીતળ પવન જ્યારે મંદમંદ વાતો હતો; વનમાંનાં હરિણો હજી થોડાં નિદ્રાળુ હોવાથી અર્ધી મીંચાયલી આંખો જ્યારે ધીમે ધીમે ઉઘાડતાં હતાં; મયૂરનાં મંડળ નાચતાં હતાં; પોપટનાં ટોળાં જ્યારે પોતપોતાની મન ગમતી દિશામાં ઉડી ગયાં હતાં; માળામાં નિશ્ચિન્ત ભરાઇ બેઠેલાં બચ્ચાં શાન્ત હતાં ને તેથી એ વૃક્ષ જ્યારે શૂન્ય લાગતું હતું; મારા પિતા જ્યારે માળામાં જ બેઠેલા હતા ને મારી બાલ્યાવસ્થાને લીધે બળ નહિં છતાં થોડી થોડી ફૂટેલી પાંખો વડે પાસેના કોટરમાં ગયેલો હતો, ત્યારે તે વનમાં એકદમ શિકારીઓનો મોટો કોલાહલ થઇ રહ્યો. એ સાંભળતાં જ સર્વ વનચરો ત્રાસ પામી ગયાં. તે નાદ જાણે વૃક્ષોને ડોલાવતો હતો, મહા વેગથી વહેતા ગંગા પ્રવાહની જેમ તે ઘુઘવાટ કરતો હતો. આવો કોલાહલ મેં કદી સાંભળેલો નહીં તેથી હું તો કંપવા જ લાગ્યો, અને ભયથી વિહ્વળ બની જઇને આશ્રય લેવાની આશાએ પાસે બેઠેલા મારા પિતાની શિથિલ પાંખોમાં ભરાઇ ગયો.

ધીમે ધીમે એ શબ્દ વધારે વધારે સ્પષ્ટ થતો ગયો. અને શિકારીઓને હાથે હણાતાં સિંહ, હાથી, હરિણ ગેંડા ને પક્ષીઓના કળકળાટથી; દોડતા હજારો પારધીઓના ચરણના શબ્દથી; બાણનો વરસાદ વરસાવતાં ધનુષ્યના સેંકડો ટંકારથી; તરવારોના રણકારથી તથા ભસતા અસંખ્ય કુતરાઓના કઠોર સ્વરથી તે અરણ્ય બધું જોતજોતામાં તો થરથરી ગયું. કેટલીક વારે આ કોલાહલ શાન્ત પડી ગયો ને જળવૃષ્ટિ પછી નિઃશબ્દ બનેલા મેઘમંડળની પેઠે તે વન પાછું જ્યારે સ્તબ્ધ થયું ત્યારે મારો ભય જરા ઓછો થયો, ને હું બાલ કૌતુહલથી આ શું હશે એ જોવા આતુર બની ગયો. તેથી પિતાના અંકમાંથી જરા બહાર

આવીને ત્યાં રહ્યે રહ્યે જ ડોક લાંબી કરીને નજર કરી તો રવિ કિરણથી આકુળ થયેલા અન્ધકારના પૂર જેવું, બીજા વનમાંથી સામું આવતું હજારો ભીલોનું એક ટોળું મેં જોયું.

તેની મધ્યમાં જાણે લોહનો જ બનાવેલો હોય એવો કાળો અને અતિ કઠિન અવયવવાળો તેનો સેનાપતિ ચાલતો હતો. પાછળ શ્રમથી બહાર નીકળી ગયેલી જીભવાળા, કોડીની કંઠમાળ વાળા; યાળ વિનાનાં સિંહનાં બચ્ચાં જેવા અસંખ્ય કુતરા ચાલતા હતા.

તેમને જોતાં જ મને તેમનાં ક્રૂર કર્મને લીધે અતિ તિરસ્કાર આવ્યો, ને તેમનું જીવિત કેવળ નિંદવા યોગ્ય છે એમ હું ગણવા લાગ્યો.

એટલામાં તો પેલો સેનાપતિ શ્રમ દૂર કરવા માટે અમારા જ ઝાડ તળેની છાયામાં આવીને ધનુષ મૂકીને બેઠો. થોડીવાર વિશ્રાન્તિ લીધા બાદ એ ઉઠયો એટલે સર્વ સૈન્ય પણ જળપાન કરીને એની પાછળ પાછળ ધીરે ધીરે મન ગમતી દિશાએ ગયું.

પણ તે ટોળામાંના એક વૃદ્ધ ભીલને કંઇ શિકાર મળ્યો નહિ હોવાથી તે રાક્ષસની પેઠે માંસ લેવા માટે જ અમારા વૃક્ષ નીચે થોડી વાર ઉભો રહ્યો. જ્યારે તેનો સેનાપતિ દેખાતો બંધ થઈ ગયો, ત્યારે તેણે લોહી જેવી લાલ ચોળ આંખ, અમારાં આયુષ્યને પીતો હોય અને અમારા માળા ગણતો હોય તેમ, મૂળથી તે ઉપર સૂધી ફેરવી. તેની દૃષ્ટિથી ભયભીત થયેલાં પોપટનાં ટોળાંના પ્રાણ તો તેજ ક્ષણે જાણે ઉડી ગયાઃ અકરુણને શું અસાધ્ય છે ?

એ વૃક્ષ અનેક તાડ જેટલું ઉંચું હતું ને આકાશને અડકતી તેની શાખાઓ તેના શિખર ઉપર હતી, તો પણ જાણે પગ-

થીઆં ઉપર ચડતો હોય તેમ એ સહેલાઇથી તેના ઉપર ચડી ગયો. તેણે ઉડવાની શક્તિ વિનાનાં, થોડા દિવસ થયાં જન્મેલાં હોવાથી ગર્ભ જેવાં રાતાં, શીમળાનાં ફુલ જેવાં લાગતાં, થોડી પાંખો પુટેલી હોવાથી કમળનાં કુળાં પાંદડાં જેવાં દેખાતાં, કંપી કંપીને હાલતા માથાથી જાણે ના ના કહેતાં હોય તેવાં કેટલાંક બચ્ચાંને જાણે ફળ ચૂંટતો હોય તેમ માળામાંથી પકડી પકડીને પ્રાણથી વિમુકત કરી ભૂમિ ઉપર નાંખ્યાં.

મારા પિતાને આવો અણચિન્તવ્યો ઘાતક ઉપદ્રવ આવી પડેલો જોઈ બમણો કંપ થઇ આવ્યો. ભયથી ચંચળ થયેલી, ને આંસુથી ભરાયલી આંખ તે આમ તેમ ફેરવવા લાગ્યા. એમનું તાળવું સૂકાઇ ગયું. પોતાનું જ રક્ષણ કરવા અસમર્થ હોવા છતાં, મારા ઉપરના સ્નેહને લીધે મારા રક્ષણ માટે આકુલ બની મને લપેટી લઇ તે બિચારા બેસી રહ્યા. એટલામાં તે પરગી અને અતિ ક્રૂર ભીલે અમારા માળા પાસે આવીને કાળા નાગની ફેણ જેવો ભયંકર, દુર્ગંધ મારતો, મૃત્યુના દંડ જેવો, તેનો ડાબો હાથ લાંબો કરીને વારંવાર ચાંચ મારતા તથા મોટી ચીસો પાડતા, મારા પિતાને બહાર ખેંચી કહાડી એમના પ્રાણ લીધા. પણ મારૂં શરીર ઘણું નાનું હોવાથી, અંગ બધાં ભયથી સંકો-ચાઇ ગયાથી અને આયુષ્ય બાકી રહેલું હશે તેથી, મને તો એણે પાંખોમાં ભરાયલો મુદ્દલ જોયો જ નહીં. મુએલા મારા તાતને લથ-ડતી ડોકે અને ઉંધે મ્હોંએ એણે નીચે ભૂમિ ઉપર નાંખ્યા, અને એમના પગમાં લપાયલો હું પણ એમની સાથેજ નીચે પડયો પણ પૂર્વ જન્મનું કંઇક પુણ્યકર્મ હશે તે હું પાંદડાંના એક મોટા ઢગલા ઉપર પડયો એમ મને જણાયું, ને તેથીજ મારાં ગાત્રો ન ભાગી ગયાં. સુકાં પાંદડાંના જેવો જ મારો રંગ હતો, તેથી મારૂં શરીર સ્પષ્ટ દેખાય એમ ન હતું. પેલો ભીલ નીચે ઉતર્યો તે પહેલાં તો, પિતાને આવે વખતે પણ છોડી દઇ અતિશય

ભયને લીધે જરા જરા આવેલી પાંખો ઉપર ટેકવતો ટેકવતો, આમ તેમ લોટતો લોટતો, મૃત્યુના મુખમાંથી જાણે નીકળ્યો હોઉં એમ માનતો, જરા દૂર ઉગેલા એક અતિ મહાન્ તમાલ વૃક્ષના મૂળમાં પેસી ગયો.

પછી ભીલ વૃક્ષ ઉપરથી ઉતરીને તરત જ નીચે વેરાયલાં શુક–શિશુઓને ભેગાં કરી, પાંદડાંમાં વીંટીને સેનાપતિ ગયો હતો તે જ માર્ગે ઉતાવળે જતો રહ્યો. મને હવે જીવવાની આશા આવી; પરન્તુ તુરતના પિતૃમરણ શોકથી મારૂં હૃદય બળી ગયું હતું, અતિ ઉંચેથી પડેલો એટલે શરીરમાં કળતળ થતું હતું, અને ત્રાસથી કંપ છુટતો હતો, તેવામાં અંગેઅંગમાં તાપ ઉત્પન્ન કરનારી સખત તરસ મને લાગી. તેથી, હવે તો એ ચંડાળ ઘણો દૂર ગયો હશે એમ ધારી, ડોક જરા ઉંચી કરી ત્રસ્ત નયનો ચારે બાજુ ફેરવતો ફેરવતો મૂળમાંથી બહાર નીકળી મેં જલાશય તરફ જવાનો યત્ન કર્યો.

પાંખો પૂરી આવેલી નહોતી, ને ચરણ સ્થિર રહેતા નહોતા, તેથી ઘડીએ ઘડીએ હું લથડી પડતો; વચ્ચે વચ્ચે વિશ્રામ લેવા થોભી જતો; મોટા નિઃશ્વાસ મૂકતો; વારંવાર ત્રાસમાં ડોકું ઉંચું કરતો, ને ધૂળથી રગ દોળાતો હતો. આમ જતાં જતાં મને વિચાર આવ્યો કે આ સંસારમાં સર્વ પ્રાણીને જીવવા કરતાં બીજું કંઇ વધારે વહાલું નથી; કેમકે જેનું નામસ્મરણ કરવાથી સુખ થાય એવા મારા પિતા આમ મરણ પામ્યા છતાં હું હજી સજ્જેસમો ફરૂં છું! ધિક્કાર છે મને અકરૂણને કે હું હજી પણ જીવું છું ને ઉપકારને પણ ગણતો નથી. મારી માતાનો પરલોકવાસ થયા પછી પિતાએ પોતાના શોકનો ઉભરો શમાવી જીવતા સુધી વૃદ્ધાવસ્થાની નબળાઇને અને મહાન શ્રમને ન ગણતાં મને મોટો કર્યો તે બધું હું એકદમ ભુલી ગયો!

હું આમ વિચાર કરતો થાકી જઇને માર્ગમાં પડ્યો હતો તેવામાં તે સરોવરથી જરા દૂર આવેલા તપોવનમાં જાબાલિ નામના મહા તપસ્વી મુનિનો હારિત નામે કુમાર તેજ માર્ગે થઇને સ્નાન કરવા જતો હતો. તેનું અંતઃકરણ સર્વ વિદ્યાથી વિશુદ્ધ બન્યું હતું. તેની પાછળ સમાન વયના પણ કેટલાક ઋષિકુમારો આવતા હતા. તેની ઝગઝગતી દેહ પ્રભાતથી જાણે બાલસુર્ય ઉગ્યો હોય એમ લાગતું હતું. તેની જટા ખભે લટકતી હતી; શિખાકલાપ તેણે બાંધી રાખ્યો હતો; કપાળમાં તેણે તિલક કર્યું હતું; ડાબા હાથમાં સ્ફટિક મણિનું કમંડળ ને જમણામાં ખાખરાનો દંડ રાખ્યાં હતાં; કૃષ્ણ-ચર્મ ખભા ઉપર મૂકેલું હતું; વામસ્કંધ ઉપર ઝીણું યજ્ઞોપવીત ધારણ કરેલું હતું. દર્ભ, પુષ્પ અને લતાઓમાં પોતાની ચંચળ દૃષ્ટિ ફેરવતું એક પરિચિત હરિણ, શીંગડાં ઉપર સ્નાનમૃત્તિકા રાખીને તેની પાછળ ચાલતું હતું. એ મુનિકુમારની દૃષ્ટિ મારા ઉપર પડતાં જ એને દયા આવી અને પોતાની પાસે ઉભેલા એક ઋષિકુમારને એણે કહ્યું—આ પોપટના બચ્ચાને પાંખો તો હજી આવી નથી. એટલામાં એ કોણ જાણે કેમે આ વૃક્ષની ટોચ ઉપરથી અથવા તો બાજના મુખમાંથી પડી ગયું છે. હવે એનામાં થોડો જ જીવ રહેલો જણાય છે, માટે એને ઉંચકી લઇ પાણી પાસે મૂકીએ. એમ કહીને તેની પાસે મને સરોવરને તીરે લેવરાવ્યો. પછી જળ પાસે જઈ પોતાનો દંડ તથા કમંડળ કોરે મુકી, પોતે મને ઉંચકી લાવ્યો અને મારૂં મ્હોં ઉંચું કરી પોતાની આંગળીથી એણે મને કેટલાંક પાણીનાં ટીપાં પાયાં; પાણીની છોળથી મને નવરાવ્યો; અને માંસમાં નવા પ્રાણ આવ્યા ત્યારે, તીર પાસે ઉગેલા કમળ પત્રની શીતલ છાયામાં મને મૂકી એણે સ્નાન કર્યું. બીજા કુમારો પણ સ્નાન કરી શુદ્ધ થયા, અને ધોએલાં શ્વેત વલ્કલ પહેરી તેમની સાથે તે મને લઇને તપોવન તરફ ધીમે ધીમે પાછો જવા નીકળ્યો.

એ સરોવરથી અમે થોડે દુર ગયા એટલામાં મેં એક અતિ રમણીય અને બીજો જાણે બ્રહ્મલોક હોય એવો આશ્રમ જોયો. તેની પ્રત્યેક દિશામાં ખીચો ખીચ ઉગેલાં વૃક્ષનાં વનથી તે ઢંકાઇ ગયેલો હતો. મદમત્ત કોકિલાનો કોલાહલ, તથા ભ્રમરકુળનો ગણગણાટ ચારે પાસથી સંભ્રાળતો હતો; સમિધ, દર્ભ, પુષ્પ અને મૃત્તિકા લઇ સર્વ દિશાઓમાંથી આવતા મોટે સાદે પાઠ ગોખતા શિષ્યોની આગળ ચાલતા મુનિયો કંઇક કંઇક જોવામાં આવતા હતા. જળકળશ ભરતાં થતા ધ્વનિને ત્યાંનાં મયૂરનાં ટોળાં ઉંચી ડોકે સાંભળતાં હતાં. અહર્નિંશ અપાતી ઘીની આહુતિથી સન્તુષ્ટ થયેલા અગ્નિ દેવે, સર્વ મુનિજનોને શરીર સહિત જ સ્વર્ગ લોકમાં લઇ જવાની ઇચ્છાથી, ઉંચે જતી ધૂમાડીની રેખાના આકારમાં જાણે સ્વર્ગમાર્ગે જવા સારૂ ત્યાં નિસરણીનો પૂલ બાંધ્યો હતો! તેની સમીપ આવેલા સરોવરનાં જળની મલિનતા તપસ્વીઓના સહવાસથી જતી રહી હતી. મૈના પોપટ પણ વેદનો ઘોષ કરી રહ્યાં હતાં. અરણ્યના કુકડા વૈશ્વદેવમાં આપેલું બલિદાન ખાતા હતા, મુનિ બાલકોને હરિણીઓ જિહ્વાથી સ્પર્શ કરતી હતી. હવનમાં અર્ધાં બળેલાં સમિધ અને પુષ્પ ચડચડતાં હતાં. પત્થર પર ભાંગેલાં નાળીએરનાં પાણીથી ત્યાંનાં શિલાતલ ભીનાં થયેલાં હતાં. હળી ગયેલા વાનરો ત્યાંના વૃદ્ધ અને અંધ તપસ્વીઓની લાકડીઓ પોતાને હાથે બહાર લઈ જતા તથા લાવતા હતા. ઋષિ-જનો સારૂ હરિણો પોતાનાં શીંગડાંથી વિવિધ કંદમૂળ ખોદતાં હતાં. વૃક્ષોના કયારાને વન ગજો પોતાની શૂંઢમાંના જળથી ભરતા હતા. પરિચિત મયૂરો પોતાની પાંખોથી પવન નાંખીને મુનિઓના હોમાગ્નિને સળગાવતા હતા. ઉકળતા ચોખાની મનોહર સુગંધ ત્યાં વ્યાપી ગઈ હતી, વિવિધ પુસ્તકોનો ત્યાં પાઠ ચાલતો હતો. આંગણાં લીંપાતાં હતાં. મુનિગૃહો સ્વચ્છ થતાં હતાં. મંત્ર સધાતા હતા. વલ્કલો ધોવાતાં હતાં. માળાઓ ગુંથાતી હતી. કમંડળમાં જળ ભરાતું હતું. મલિનતા તો માત્ર યજ્ઞના ધૂમાડામાં જ હતી,

મનુષ્યનાં ચરિતમાં નહિ. ગીત શ્રવણનું વ્યસન મૃગોનેજ હતું અને નૃત્યનો પક્ષપાત મયૂરોને હતો, ત્યાંના વાસીઓને નહિ.

આ આશ્રમના મધ્ય ભાગને શોભાવતું એક રક્ત અશોક-વૃક્ષ હતું. તેની શાખાઓ ઉપર મુનિજનોએ મૃગચર્મ તથા જલપાત્ર લટકાવ્યાં હતાં, હરિણોનાં બચ્ચાં તેની આસપાસના કયારાનું જળ પીતાં હતાં. મુનિકુમારોએ તેને દર્ભ અને હાર બાંધ્યા હતા. ગાયના છાણથી તેની આજુબાજુનું ભૂતળ લીંપેલું હતું. બલિદાનમાં અપાયલાં ફૂલથી તે રમણીય લાગતું હતું. એ અશોક વૃક્ષની નીચે છાયામાં મેં ભગવાન્ જાબાલિ મુનિને બેઠેલા જોયા. તેમની આસપાસ ઘણા મહર્ષિઓ વીંટાઇ વળ્યા હતા. ભસ્મધવલ વૃદ્ધાવસ્થાએ એમનું શરીર ધોળું કરી નાંખ્યું હતું. નિરંતર ચાલતા મંત્રાભ્યાસને લીધે ઉઘાડા રહેતા એમના હોઠમાંથી નીકળતાં અતિશ્વેત, સ્વચ્છ દન્ત કિરણોથી પોતાની આગળના ભાગને તેઓ ધોળો ધોળો બનાવી દેતા હતા. અતિ ચપળ ઇન્દ્રિયરુપી અશ્વોને અંતરમાં બાંધવાની દોરડીઓ જેવી લાંબી લાંબી નાડીઓથી એમની ડોક ભરાઇ ગઇ હતી. સ્વચ્છ રૂદ્રાક્ષની માળાના મણકાને પોતાની આંગળીઓની વચમાં એઓ એકાગ્ર ચિત્ત નયન મીંચીને ફેરવતા હતા. ચન્દ્ર કિરણોનું જાણે બનાવ્યું હોય એવું, નિર્મળ અને શ્વેત રેશમી વસ્ત્ર જેવું વલ્કલ એમણે ઓઢયું હતું. એમની પાસે એક સ્ફટિકમય કમંડળ મૂકેલું હતું. સ્થિરતામાં પર્વતનો, ગામ્ભીર્યમાં સાગરનો, તેજમાં સૂર્યનો, શાન્તિમાં ચન્દ્રનો અને નિર્મળતામાં અકાશનો જાણે એ સંવિભાગ કરતા હતા.

એમને જોતાં જ મને વિચાર થયો કે અરે ! તપનો પ્રભાવ કેવો આશ્ચર્યકારક છે. આ મુનિની શાન્તમૂર્તિ પણ તપાવેલા સુવર્ણ જેવી સ્વચ્છ અને વિજળી જેવી ઝબકતી આંખના તેજને દાબી નાંખે છે. આ આશ્રમને ધન્ય છે કે એને આવા અધિપતિ મળ્યા છે. સંસારસમુદ્રને તરવાને એ સેતુ છે. તૃષ્ણા રુપી ઝાડીના એ પરશુ છે. સન્તોષામૃતના સાગર છે. શાન્તિ રૂપી વૃક્ષનું

મૂળ છે. મોહાન્ધકારના સૂર્ય છે. સન્માર્ગના દર્શક છે. તપના ભંડાર છે. એમનો પ્રભાવ પણ કેવો મોટો છે! એથીજ આખા તપોવનમાંથી વૈર શાન્ત થઈ ગયું છે અને પશુ પક્ષીઓ પણ પોતાના સ્વાભાવિક વિરોધને ત્યજી દઈ, શાન્ત બની આ વનવાસનું સુખ અનુભવતાં જણાય છે. જુઓ પેલાં ઉંચાં થતાં સેંકડો મયૂરનાં પીંછાંમાં તડકાથી રોકાયલો સર્પ જાણે નવા ઉગેલા લીલા ઘાસમાં જતો હોય એમ નિઃશંક ભરાય છે! આ મૃગના નાના બચ્ચાને, યાળ વિનાના નાના નાના સિંહ સાથે રહેવાનો પરિચય થયેલો છે, તેથી એ પોતાની માતાને ત્યજીને સિંહણને ધાવે છે! આ સિંહની ચન્દ્રકિરણ જેવી ધોળી યાળને હાથીના બચ્ચાં ખેંચે છે, ત્યારે એ પોતાની આંખો અર્ધી મીંચીને એમને આનંદથી ગેલ કરવા દે છે! અરે! અહીંનાં તો નિશ્ચેતન વૃક્ષો પણ ફળ, મૂળ અને વલ્કલ ધારણ કરીને વ્રત આચરતાં હોય એવાં દેખાય છે તો પછી સચેતન પ્રાણીઓની તો વાત જ શી?

આવી રીતે હું વિચાર કરતો હતો એટલામાં જ મને એ અશોકવૃક્ષની છાયામાં એક જગાએ મૂકીને હારિત પોતાના પિતાને ચરણસ્પર્શ કરી, પગે લાગી, તેમનાથી જરા દૂર પડેલા દર્ભાસન ઉપર બેઠો અને તેમની આસપાસના સર્વ મુનિઓ મને જોઇને એને પૂછવા લાગ્યા કે આ પોપટનું બચ્ચું કયાંથી આણ્યું? એણે મારી હકીકત કહી સંભળાવતાં જણાવ્યું કે એને જોઇને મને દયા તો આવી પણ એ મોટા ઝાડ ઉપર મારા જેવાને ચડવું ઘણું કઠિન એટલે એને એના માળામાં મૂકી શકાય તેમ ન હતું માટે આશ્રમે લઇ આવ્યો છું. હવે જ્યાં સુધી એને પાંખો નથી આવી ને ઉડી શકે એમ નથી ત્યાં સૂધી ભલે એ બિચારૂં અહીંના કોઇ વૃક્ષના પોલાણમાં નિભર્ય થઇને રહે. અમે બધાં બાળકો એને માટે કણ તથા ફળ લાવીશું. પાંખો આવ્યા પછી ગગનતળમાં જવાને એ સમર્થ થશે ત્યારે એને ગમશે ત્યાં જશે અથવા પરિચય પડી ગયાથી અહીં જ રહેશે.

કાદંબરી.

# મહાભિનિષ્ક્રમણ.

( શ્રીયુત દેસાઇભાઇ નાથાભાઇ પટેલ )

ઉપરના ત્રણ પ્રસંગોથી સિદ્ધાર્થની દયા ઉંડી થઈ; એટલે કે તેનો સ્નેહ સર્વદેશીય થવા લાગ્યો. શું કરવું તે પ્રશ્ન ખડો થવા લાગ્યો. વૈભવમાં રહીને સુખનો માર્ગ મળશે કે બીજી રીતે? એમ પ્રશ્નો ઉદ્ભવવા લાગ્યા. પછી એક સમયે, જ્યારે તે શાન્ત રીતે ધ્યાનમાં બેઠો હતો, ત્યારે તેના દૃષ્ટિપથમાં એક આકૃતિ દેખાઇ. તે આકૃતિ એક સંન્યાસીની હતી.

સિદ્ધાર્થે તેને પ્રશ્ન કર્યો:—"સુખનો માર્ગ છે ?"

સંન્યાસી:—"જ્યાં ઉષ્ણતા છે, ત્યાં શીતનો સંભવ છે; દુઃખને માટે સરજાયેલાં પ્રાણીઓમાં સુખની શકિત છે; અને પાપનું મૂળ બતાવી આપે છે, કે સાધુતાની વૃદ્ધિ કરી શકાય; કારણ કે આ બાબતો પરસ્પર સમ્બન્ધવાળી છે."

સિદ્ધાર્થ:—"મારા પિતા મને કહે છે કે ધર્મના મનન માટે યુવાવસ્થા નથી; આવી વૃત્તિ વૃદ્ધાવસ્થાને શોભે."

સંન્યાસી:—"ધર્મના શોધન માટે કોઇ કાળ એવો નથી કે જે અપકવ હોય."

સિદ્ધાર્થ:—ત્યારે હવે ત્યાગનો અને ધર્મ ગ્રહણ કરવાનો સમય છે."

સંન્યાસી:—પ્રયત્નથી અને સત્યને વળગવાથી તું બુદ્ધ થશે."

આકૃતિ અદૃશ્ય થઇ, અને સિદ્ધાર્થને લાગ્યું કે સન્યાસીનું કહેવું સત્ય છે. કારણ કે "As the fall of a stone thr-

own into the air, as the death of a mortal. as the sunrise at dawn as the lion's roaring when he leaves his lair. as the delivery of a woman with a child, as all these things are sure and certain--even so the word of the Buddhas is true and cannot fail. ( કારણ કે જેમ હવામાં ફેંકેલા પત્થરનું પતન, જેમ નશ્વરનું મરણ, જેમ પ્રાતઃસમયે સૂર્યોદય, જેમ ગુફા છોડતી વખતે સિંહનું ગાજવુ; જેમ સ્ત્રીની પ્રસૂતિ વખતે બાળકનો જન્મ, જેમ આ બધી બાબતો નિઃશંક અને ખચ્ચીત બને છે, તેમ બુદ્ધોની વાણી સત્ય છે, અને કદિ નિષ્ફળ નિવડતી નથી. ) ”

× × × × × ×

રાત્રિ પડી. ઐશ્વર્ય અને વૈભવને તજવાની રાત્રિ આવી. આમ્રફળ પાકે છે, અને અશોકનાં પુષ્પ ખીલે છે, એવા મધુ–માસની રાત્રિ ધીમે ધીમે ધપવા લાગી.

મેદાનોમાં તેનું રાજ્ય પ્રસર્યું; ચન્દ્રોદય થયો. આ સમયે સર્વત્ર શાન્તિ છે. સારૂં વિશ્વ નિદ્રાની શાન્તિમાં પડયું છે. વિશ્રામવનનાં ભુવનમાં પૂર્ણ શાન્તિ છે. એક દિવાનખાનામાં સહુથી તેજસ્વી અને વિશ્વાસુ કુમારિકાઓ–એક એકથી ચડે તેવાં મોતી-નિદ્રાની શાન્તિમાં વિરાજે છે. આખા ભુવનમાં હિલચાલ નથી. સર્વત્ર નિદ્રા દેવીનું રાજ્ય છે. પણ, તે દેવીનું રાજ્ય નથી. સિદ્ધાર્થની નિદ્રા ચાલી ગઇ; ગઇ તે ગઇ–હમેશને માટે ગઇ. તે જાગૃત થયો, સદાને માટે જાગૃત થયો. પ્રિય પત્ની યશોધરા નિદ્રિત છે, પણ ત્હેને સ્વપ્ન આવે છે. બ્હેબાકળી રોતી રોતી તે જાગે છે, અને મહા પ્રયત્ને બોલી શકે છે.

( દ્રુતવિલમ્બિત. )

“ × × × × ×

સુખદ ગાન જ તે તણું હું સુણી,
મધુર નીંદરમાં શમતી ઘણી;

પણ અહો ! કંઇ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હું તો હવાં. ”

( અનુષ્ટુપ્. )

વદે સિદ્ધાર્થ:–ઓ મ્હારી
મધુરી પદ્મની કળી !
સર્વ છે સ્વપ્ન એ રૂડાં,
દીઠાં જે ત્હેં ફરી ફરી. ”

રાણી કહે:–“ સત્ય એ નાથ !
પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેં તો:–
‘ આવી એ વેળ ’ એમ ત્યાં. ”

× × × × ×

સુણી એ ઝબકી જાગી,
સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે–તું
મુજને છોડીને જશે ? ”

પણ સિદ્ધાર્થ તેને આશ્વાસે છે. કે

(ગરબી)–“ ધીરજ ધાર્ય તું પ્રાણ !
મધુરી ! ઓ ધીરજ ધારે;
અવિચળ પ્રેમ છે સ્થાન, સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ૦

(સાખી)–ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ
તદપિ તું ધીરજ ધારે. ધીરજ૦

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ
તત્પર ઉભું ભેદ કંઈ ગુઢ સમજવા કાજ,
　　તદપિ તું ધીરજ ધારે. 　　　　ધીરજ૦

દશા આપણી પલટીને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદું છ, યશોધરા હૂતી ને છે મુજ પ્રાણઃ—
　　હૃદય એ તું ધીરજ ધારે. 　　　　ધીરજ૦

× × × × × *

" પણ શાન્ત થા અને જો શોક આવી પડે, તો પણ સાન્ત્વન મેળવજે કે આપણાં દુઃખથી પૃથ્વી ઉપર શાન્તિનો માર્ગ હશે. જો કે બીજાં નહીં માને તોપણ તું મને સમજીશ અને તેથી માનીશ કે મેં તને સહુથી વધારે ચાહી છે; કારણ કે જીવતાં પ્રાણીઓને મેં એટલાં બધાં ચાહ્યાં છે. હવે રાજકુમારી, સૂઈ જા, કારણ કે હું જાગીશ અને જોઈશ. "

યશોધરા ફરી નિદ્રાવશ થાય છે. આ રાત્રિએ સિદ્ધાર્થના આગળ દ્વન્દ્વ ખડાં થાય છે. જાણે કહેતાં હોય કે " સિધ્ધાર્થ, ઐશ્વર્ય પસન્દ કર કે ભિક્ષુ થા; આત્માઓ ઉપર અમર રાજ્ય મેળવ કે ક્ષણિક આધિપત્ય ભોગવ. રાજમ્હેલને સ્થળે વનને તારૂં ગૃહ બનાવ, પલંગને બદલે જંગલની કઠિન જમીનને તારૂં શયન કર, મિષ્ટાન્નને બદલે ટુકડાઓ ખા, અને સુવર્ણ તથા રત્નજડિત પોશાકને બદલે કૌપીન ધારણ કર; અથવા હમેશને માટે કાળચક્રમાં પડ; દુખ કે તર અને દુનિયાને તાર; દુઃખી થા કે સુખ શોધીને ભોગવાવ અને ભોગવ. " અનેક આનાકાની અને હૃદયમંથન પછી સિધ્ધાર્થ તે સમ્પત્તિ, તે વૈભવ, તે સત્તા, અને તે પદવીને ખસેડે છે. તે સગાં અને તે સમ્બન્ધીઓને થોડા સમય માટે તેમને હમેશનાં

* આ અને બીજા ગુજરાતી કાવ્યોના ટુકડા સાક્ષરશ્રી નરસિંહરાવ કૃત નૂપુરઝંકારમાંથી લીધા છે.

સાથી બનાવવાની ખાતર-ઉત્સાહથી દુર ખસેડે છે. છેવટે ઉર્ધ્વ દૃષ્ટિ કરી, આકાશમાં તારાગણને જોઇને સિદ્ધાર્થ બોલે છેઃ—

( ગરબી )

" મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે,
દુઃખ ડૂબ્યા ઓ જગજન ! આ હું આવ્યો રે;
તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે;

બધું ત્યજાય; સમ્પત્તિને, સત્તાને અને રાજત્વને ત્યજાય, પણ મધુર રાણી યશોધરાને અને વ્હાલા શિશુ રાહુલને શી રીતે છોડાય ?

યશોધરા નિદ્રામાં છે, પતિ ઉપર પૂર્ણ વિશ્વાસથી શાન્તિમાં સૂતેલી છે. એક હસ્ત બાળક ઉપર છે; બાળક માતાના પાસમાં નિશ્ચિન્ત પડેલું છે. તે નિર્દોષ આંખો પોયણીની માફક મીંચાયલી છે; અને મુખ ઉપર હમ્મેશનું સ્નેહનું સ્મિત ફરકી રહ્યું છે. પત્ની અને બાળક કેમ તરછોડયાં જાય ? તે થોડી ક્ષણ માટે અબળ બન્યો; પણ પાછો સબળ થયો, અને—

( ચોપાઇ ત્રણ તાલની. )

" કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ;
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદન પર ઘેલાં.
હજુ અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન;
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યા કેરી ધરી ભક્તિભાર.
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી;
' ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાંહિં. '
ત્રણ વેળ ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્ય પૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર. "

આખરે પ્રેમની પાસે મોહ હાર્યો. પોતાની પ્રિયાના, બાળકના માતપિતાના, અને આખા વિશ્વના પ્રેમને લીધે જ, તે ગૃહ, પત્ની, બાળક, માતપિતા અને જેને આપણે અંગત ગણીએ તે સઘળાંને છોડવા તૈયાર થયો. અને—

" અન્તે બળ કરી છૂટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો શ્યામ રજનીમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો."

ચન્ન સારથિ સાથે ગૃહ ત્યજ્યું, ગામ છોડયું, રાજ્યની હદ ઓળંગી, ગિરિ અને વનોમાં પડયો. કપિલવસ્તુ છોડતાંની સાથે સમ્બન્ધનું બધું છોડયું. શાશ્વત્ માટે નશ્વરને ત્યજ્યું અને ત્હેના સમ્બન્ધીઓને ત્યજ્યાં તે ત્હેમની સાથે ગાઢ રીતે જોડાવા માટે. વનમાં પ્રવેશ્યો, રાજકુમારનો પોશાક ક્હાડી નાંખ્યો, મોહ પમાડનાર સુન્દર કેશને પોતાની તલવારથી ઉતાર્યા, હાથમાં તુમ્બી-પાત્ર ગ્રહ્યું, કાષાય વસ્ત્ર ધારણ કર્યાં, અને હૃદયનો રાજા થવાને આ રાજકુમાર જંગલમાં નિડર પગલે આગળ વધ્યો. આજથી તે શ્રમણની કોટીમાં દાખલ થયો.

કુમારને નારાજીથી મૂકીને ચન્ન પાછો ગયો, અને રાજાને બધી હકીકત કહી. એટલે રાજાએ સિદ્ધાર્થને પાછો સમજાવી લાવવા માટે કુલગુરુને અને મન્ત્રીને મોકલ્યા. તેઓએ જંગલમાં એક વૃક્ષ નીચે તેને ધ્યાનસ્થ જોયો.

તેમણે તેને સમજાવ્યું કે " આપણા કુલ પ્રમાણે કુમારે યુવાવસ્થામાં રાજ્યોપભોગ કરવો જોઇએ. તેં ધારણ કર્યો છે તેવો વેશ વૃદ્ધાવસ્થાને શોભે. ધર્મને માટે વૃદ્ધાવસ્થા છે, અને યૌવન ઉપભોગને માટે છે. કોઇ કહે છે કે આત્મા છે, કોઇ કહે છે કે નથી; કોઈ ઇશ્વરવાદી છે, અને કોઇ નિરીશ્વરવાદી છે. આવી રીતે ધર્મનું કંઇ નક્કી નથી, તો તું તેવા વિષયમાં ત્હારૂં જીવન શા માટે ગુમાવે છે? વળી, તું ત્હારાં માતપિતાનો વિચાર કર; ત્હારી પ્રિયતમાનો

તેં વિશ્વાસઘાત નથી કર્યો ? પ્રજાને યોગ્ય રીતે શાસવાની ત્હારી ફરજ તું આ રીતે અદા કરી શકે છે ? ”

સિદ્ધાર્થે જવાબ દીધો, “ ધર્મને માટે અમુક જ અવસ્થા જોઇએ એવું કંઇ નથી, ગમે તે કાળે ગમે તે પ્રદેશનાં તે મેળવી શકાય; તેને કાળ અને સ્થળ બાંધી શકતાં નથી. અને લોકો આમ કહે છે તેથી મારે આમ કરવું જોઇએ એ હું સ્વીકારી શકતો નથી. હું પોતે અનુભવ કરીશ, અને ખરૂં શું છે તે શોધીશ. વળી માતપિતાને, પ્રિયતમાને કે પ્રજાનેય દુઃખી થવાનું કારણ શું છે? દુઃખી પ્રાણીઓના અને વિશેષે કરીને મારા સ્નેહીઓના પ્રેમને લીધે જ મેં સંસાર ત્યાગ કર્યો છે. ગમે ત્યારે કાળ અમારો વિયોગ કરાવશે, અને તે વિયોગ ચિરકાળ ટકશે, પણ હું એવો માર્ગ શોધવા પ્રવૃત્ત થયો છું કે જે માર્ગને અનુસરવાથી જરાનો કે મૃત્યુનો ડર રહે નહીં, અને સ્નેહીઓની સાથે શાશ્વત્ સમ્બન્ધ બન્ધાય. તમે ખાત્રીપૂર્વક માનજો કે આ સૂર્ય પૃથ્વી ઉપર પડે, કે આ હિમાલય પર્વત પોતાના સ્થિર સ્થાનથી ચ્યુત થાય, છતાં પણ તત્ત્વ જાણ્યા સિવાય, ઉપભોગમાં આસક્તિ ધરીને, સંસારમાં હું કદી પ્રવેશીશ નહીં. હું જે સંકલ્પ કરીને વનમાં આવ્યો છું, તે સિદ્ધ થયા વિના હું કદાપિ ઘેર આવીશ નહીં; અને જો મ્હારો આ સંકલ્પ સિદ્ધ નહીં થાય, તો હું પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરીશ. ”

---

## ૩

# તપપરીક્ષા

મેનાના ખોળામાં બેસી પાર્વતીએ કહ્યું, " મા, રાત્રે મને સ્વપ્ન આવ્યું હતું. તેમાં શ્વેત વસ્ત્રવાળા એક બ્રાહ્મણે મને કહ્યું કે હે શૈલકુમારી, નારદજીનું કહેવું સત્ય છે, માટે તપ કરવા જા; તપથી શું નથી થયું? તપબલથી વિધાતા સંસાર રચે છે, તપબલથી વિષ્ણુ સકળ જગત્‌ને પાળે છે, તપબલથી શંભુ સંહાર કરે છે, ને તપબલથી શેષનાગ પૃથ્વીનો ભાર ઝીલે છે."

આ સાંભળી માતાને આશ્ચર્ય લાગ્યું અને ઉમા તપ કરવા જવા તૈયાર થયાં. બધાં આથી વ્યાકુલ થયાં, પણ તે તો અડગ જ રહ્યાં. સુકુમાર શરીરલતાને તેમણે તપથી કસવા માંડી. તેમણે બધા ભોગ છોડી દીધા. તેમને તપના બલથી દરરોજ નવો નવો સ્નેહ ઉપજતો હતો, ને તેની ધૂનમાં તે દેહનું ભાન ભૂલી ગયાં.

દેવોએ મહાદેવજીને પાર્વતી સાથે પરણવાની વિનંતિ કરી ત્યારે તેમણે તે સ્વીકારી અને તેમની પરીક્ષા કરવા તે ગયા.

કાળકેતુ બ્રહ્મચારી વેશે હિમસુતા પાસે આવી પહોંચ્યા. ગૌરી પર દૃષ્ટિ પડતાં જ તેમને તે મૂર્તિમતી તપસ્યા લાગ્યા. પછી પાસે જઇ તે તેમની સખીને પૂછવા લાગ્યા: " બ્હેન, આ કોણ છે? એ શા માટે તપ કરે છે? એની દેહલતા કેટલી કોમળ છે! ખરે, એને તપ કરવાનું શું પ્રયોજન હશે?"

સખી–" મહાત્મન્, આ મારી સખી, ગિરિરાજની પુત્રી છે, ને શિવને વરવા તપ કરે છે. આપને કદાચ આશ્ચર્ય તો થશે, પરન્તુ તેનું મન હઠે ચડયું છે. તેથી તે કોઇનું ય માનતી નથી.

આમ કંઇ શિવ મળવાના છે? એ તો પાણી ઉપર ભીંત ચણવા બેઠી છે. પણ, શંકર દયાળુ છુ, ને તે મારી સખીને જરૂર સહાય થશે. ”

બ્રહ્મચારી હસીને બોલ્યા, “ સત્ય, પણ તારી સખીએ શિવમાં એવું શું જોયું છે? નથી એમની પાસે રહેવા માટે ઘર, કે ન મળે એમના શરીર પર વસ્ત્ર! તેમને સંસારનું કે વ્યવહારનું જ્ઞાન તો છે નહીં. એ નિરન્તર સમાધિમાં લીન હોય છે. કહે, તારી સખીને શંકરથી શું મળવાનું છે ? અને આ દેહલતા તો જો ? આટલી સુકુમાર શરીરલતા, ને વળી શૈલરાજની કુમારી! એને એથી બીજો વર ન મળી શકે ? જો એ મારૂં કહ્યું માને, તો હું તેને સુન્દર, પવિત્ર, સુશીલ ને સુખદ પતિ મેળવી આપું. દૂષણરહિત સર્વગુણસમ્પન્ન લક્ષ્મીપતિ વિષ્ણું સાથે તારી સખીનો મેળાપ કરાવું. ”

આ સાંભળી અત્યાર સૂધી તટસ્થ રહેલાં પાર્વતી બોલી ઉઠયાં–“ યોગીરાજ, સત્ય કહું છું કે પર્વતથી ઉત્પન્ન થયેલી પાર્વતી પર્વત સમ અડગ છે. પર્વતમાંથી ઉત્પન્ન થનાર સોનાને હજાર વાર ગાળો છતાં તે સ્વભાવ છોડતું નથી. નારદજીનાં વચનમાં વિશ્વાસ છે. ને ઘર વસો કે ન વસો, તેની મને પરવા નથી. ભલે મહાદેવજી અવગુણોના ધામ હોય, ને વિષ્ણુ સકલગુણસમ્પન્ન હોય! જેનું મન જેમાં રમ્યું, તેને મન તે સુન્દર છે. મેં મારૂં સર્વસ્વ સ્વયંભૂને આપી દીધું છે, તો પછી ગુણદોષનો વિચાર શો ? વિષ્ણુને પરણાવવા જ હોય, તો બ્રહ્માંડમાં ઘણી ય સુન્દર કન્યાઓ છે. મારી તો એજ પ્રતિજ્ઞા છે કે જન્મોજન્મ શિવનેજ વરૂં, નહીં તો કૌમાર્ય ધરૂં. ”

બ્રહ્મચારી—“ શૈલકુમારી; ભલે તારૂં મન શિવમાં લાગેલું રહે! પણ હાલમાં વિચિત્ર બનાવ બન્યો છે તેની તને ખબર

છે ? શિવજીએ કામદેવને ભસ્મ કર્યો છે; તો હવે તું તેમને કેવી રીતે પરણશે ? તારી પ્રતિજ્ઞા મિથ્યા થશે ! ”

આ સાંભળી પાર્વતી સસ્મિત બોલ્યાં–“ મુનિરાજ, આપે ઠીક કહ્યું. આપ આજ સુધી એમ જાણતા હતા કે શિવ વિકારી હતા ? શિવે કામને ભસ્મ કર્યો, એ આપને મન ! હું તો જાણું જ છું કે શિવ યોગી છે, અજ છે, માયારહિત છે, અકામ છે ને ભોગ વિનાના છે. વળી મહાદેવજીને આવા જાણીને જ મેં તેમની ઉપાસના કરવા માંડી છે. માટે, હે મુનીશ, દયાસાગર શંકર મારી પ્રતિજ્ઞા પૂરી કરશે. આપે કહ્યું કે તેમણે કામને બાળ્યો છે, એ આપની અજ્ઞતા છે. અગ્નિ પાસે શૈત્ય જઇ શકે નહીં, ને જાય તો તેનો નાશ થાય; તેવું જ મહેશ પાસે કામદેવના જવાથી થયું. આપને હું હવે પ્રણામ કરી વિનવું છું કે આપ આપના આશ્રમે પધારો, કારણ કે આપને અમે બહુ રોકયા છે. ”

પાર્વતીની આવી વાણી સાંભળી તેમને પ્રણામ કરી બ્રહ્મચારી પોતાના સ્થાને ગયા.

---

૪

# વિદ્યાર્થી જીવનમાં એક પ્રસંગ

( રા. હરિલાલ માણેકલાલ દેસાઈ, બી. એ. )

“ નારણદાસ, તમારો નિબંધ ચોથા ધોરણના વિદ્યાર્થીને શરમાવે એવો છે. તમે કોઈ દિવસ મેટ્રિકમાં પાસ થઈ શકો એમ લાગતું નથી. તમારા માબાપના વિના કારણે એવા પૈસા બગાડવા કરતાં નિશાળ છોડી કંઇ ધંધે લાગો તો વધારે સારું. તમારા પિતાને હું આજ ચિઠ્ઠી લખવાનો છું. તમારા જેવા છોકરા

અમારી સ્કૂલમાં હોય એ શરમાવા જેવું છે. તમે ઘેર એક કલાક પણ વાંચવાની તસ્દી લેતા હશો એવું મને લાગતું નથી. કોઇ પણ કામને માટે તમે લાયક હો એવું જણાતું નથી. ”

હેડમાસ્તરનો આ પ્રમાણે ઠપકો સાંભળી નારણદાસની આંખમાં આંસુ ભરાયાં. એ પાછલી બેન્ચ ઉપર બેઠેલો હતો તેથી એ જ બેન્ચ પર બેઠેલા બે ત્રણ મિત્રો સિવાય કોઇએ જાણ્યું નહિ. હેડમાસ્તરે ચિઠ્ઠી લખી નારણદાસના પિતાનું સરનામું પૂછ્યું. નારણદાસ નીચું જોઇ ધીમેથી સરનામું બોલી ગયો. સરનામું કરી એક પત્ર એક છોકરા સાથે નિશાળના કલાર્કને મોકલાવ્યો અને સિપાઈ સાથે પહોંચાડવા સૂચના કરી. નારણદાસના પિતાનો સ્વભાવ બહુ કડક હતો. પરીક્ષા પાસે આવેલી તેથી એ પોતાના મિત્ર સાથે વાંચતો હતો. મિત્રને ઘેર આ પ્રમાણે રહેવાનું થતું હતું તેથી એના અભ્યાસ સંબંધી પિતાને કંઇ માહિતી નહોતી. પોતે સખત મહેનત કરતો હતો પણ મૂળથી અભ્યાસ કાચો રહેલો એટલે એ મહેનતનો બદલો બૂજ મળતો. વર્ષોવર્ષ પ્રમોશન મેળવી ઉપલા ધોરણમાં ચઢતો ગયો તેમ તેમ પરીક્ષામાં માર્ક ઓછા આવતા ગયા. છેક નીચલા ધોરણમાંથી પૂરેપૂરૂં સમજ્યા વગર ગોખી નાંખવાની ટેવ પડી હતી. આગળ જતાં આવો અભ્યાસ વધારે ને વધારે નિરુપયોગી થતો ગયો અને મેટ્રિકમાં ગયા પછી તો અંતે બધી મહેનત નિષ્ફળ જતી ગણાઇ. આવી સ્થિતિમાં હેડમાસ્તરનો પત્ર મળશે એટલે પોતાની સાચી વાત પિતા માનશે નહિ એવી એને ખાત્રી હતી. નિશાળ છોડવાનો વખત એને નજીક આવતો જણાયો.

કલાકની રજા પડી એટલે બધા વિદ્યાર્થીઓ જુદી જુદી પ્રવૃત્તિમાં રોકાયા. કોઇ રમતા હતા, કોઇ નાસ્તો કરતા હતા, કેટલાક પોતાના મિત્રો સાથે વાતો કરતા આમ તેમ ફરતા હતા. નારણદાસ એકલો એક ખૂણે પડતી જગા ઉપર જઇ ઉભો રહ્યો, નિશાળના ભવ્ય મકાનનું છેલ્લું દર્શન કરતો હોય એવી એના મનની સ્થિતિ

હતી. સરસ્વતીના મંદિરના અવલોકનથી આજે એને તૃપ્તિ થતી હોય એમ જણાતું નહોતું. એની દૃષ્ટિ કોઇ વાર દૂર રમતા બાળમિત્રો તરફ જતી અને કોઇ વાર નિશાળના મકાન ઉપર ઠરતી. વચ્ચે કોઇ કોઇ વાર કામ પ્રસંગે આમ તેમ જતા માસ્તર તરફ શૂન્ય દૃષ્ટિ પડતી હતી.

બાલમિત્રોના ત્યાગથી એને ખેદ થતો હતો. નિશાળનો ત્યાગ એને અસહ્ય લાગતો હતો. એના હૃદયમાં માસ્તરને માટે સ્થાન નહોતું. માસ્તર પ્રત્યે એને કંઇ દ્વેષ નહોતો, કાચી બુદ્ધિના છોકરાઓ માફક તેમનો ગુપ્ત અનાદર એ કદિ કરતો નહિ. માસ્તર તરફ માનની દૃષ્ટિથી એ જોતાં શીખ્યો હતો, પણ સ્નેહની દૃષ્ટિથી ગુરુ પ્રત્યે જોવાની એને ટેવ નહોતી, એમ કરવાનું અણુશીખવ્યું શિક્ષણ જવલ્લે જ નિશાળમાં મળે છે.

આવી સ્થિતિમાં પોતાના પાછલા ધોરણના એક શિક્ષક ઉપર નજર પડી. એમને જોતાંજ એને એમ લાગ્યું કે નિશાળ છોડતા પહેલાં એમને તો મળવું જોઇએ. આ વિચારમાં એ માસ્તર ઉભા હતા ત્યાં તે ગયો અને સલામ કરી ઉભો રહ્યો. માસ્તરે સલામ કરતાં પૂછ્યું, " કેમ નારણદાસ, તું આટલો ઉદાસ દેખાય છે ? તબીઅત તો સારી રહે છે ને ? પરીક્ષા પાસે આવે છે માટે અતિશય મહેનત કરી બગાડતો નહિ. "

નારણદાસથી ઉત્તર વાળી શકાયો નહિ. અત્યાર સુધી ખાળી રાખેલાં અશ્રુ એક સતત ચાલતા પ્રવાહની માફક વહેવા લાગ્યાં. તેમણે નારણદાસની પીઠ પર હાથ મૂકી એને શાન્ત થવા કહ્યું. મહા મુશ્કેલીથી જરા શાન્ત થઈ નારણદાસે પોતાની સર્વ હકીકત કહી. માસ્તરનો તેમજ પોતાના પિતાનો એવો અભિપ્રાય છે કે પોતે કંઇ પણ કામને માટે લાયક નથી, એ પણ જણાવ્યું અને બોલ્યો, " બધા કહે છે એ ખરૂં લાગે છે. મારી પણ એવી ખાત્રી થાય છે કે હું કંઇ કરી શકું એમ નથી. "

માસ્તરે જવાબ આપ્યો, " નારણદાસ, તુ તારો અભ્યાસ મૂકી દઈ કંઇ પણ કામે લાગે તેમાં મને વાંધા જેવું નથી. રૂપીઆની નોકરી માટે ફાંફાં મારવા કરતાં આપણા વિદ્યાર્થીઓમાંથી થોડા બીજે રસ્તે દોરાય એ પણ ઇચ્છવા જેવું છે. મને ફકત ખેદ એટલો જ થાય છે કે તું આત્મશ્રદ્ધા ખોઇને નિશાળ છોડે છે. ખરા જ્ઞાનથી કામ કરવાની શક્તિ અને યોગ્યતામાં ઉમેરો થવો જોઇએ તેને બદલે તું તારી શકિતમાં વિશ્વાસ ખોઇ બેઠો છે. જે સંજોગોથી આ પરિણામ આવ્યું તે બેશક અનિષ્ટ કહેવાય. અને જે જે માણસોએ તું નાલાયક છે એવી તારી માન્યતાનું બીજ મૂકી પોષ્યું તે સર્વે દોષને પાત્ર છે. તારા પિતાએ તારી એવી ખાત્રી કરી આપી હોય તો તેમની મોટી ભૂલ થઇ છે. અને તારા માસ્તરોએ તારી આ નિર્માલ્ય કલ્પનાનો નાશ ન કર્યો એ તેમની ભૂલ કહેવાય. દુનીઆમાં સામાન્ય કાર્ય સૌ કોઇ કરી શકે છે, થોડી ઘણી બુદ્ધિ તો સૌમાં છે. યોગ્ય રીતે ખીલવીએ તો બુદ્ધિ ખીલી શકે, ખંત અને પ્રયાસથી કરવા ધારીએ તો કરી શકાય. મારો વિચાર એવો છે કે હજુ થોડા મહિના તારો અભ્યાસ ચાલુ રાખવો. તારી શ્રદ્ધા ડગી ગઇ છે તેને ઠેકાણે લાવવા મહેનત કર. પછી સ્કૂલ છોડવાને કંઇ વાંધો નથી. બીજું કંઇ કામ તું કરશે તો હું ખુશી થઇશ. પણ આવી રીતે નિશાળ છોડવી એ ઇષ્ટ નથી. જા, હું હેડમાસ્તરને વિનંતિ કરીને તારા પિતાને લખેલો પત્ર મોકલવાનું બંધ રખાવું છું.

નારણદાસને એ માસ્તર માટે પૂજ્યભાવ અને પ્રેમની લાગણી હતી. એ પોતે તેમજ તેના સહાધ્યાયી મિત્રો સૌ કોઇ એમને પોતાના વડીલ બંધુ તરીકે, સારા મિત્ર તરીકે ગણતા. માસ્તરની સલાહ પ્રમાણે કરવાનું નારણદાસે સ્વીકાર્યું. અભ્યાસમાં કાંઇ અડચણ નડે તો, પ્રસંગોપાત મળી ખુલાસા લેવાની સૂચના માસ્તરે કરી હતી.

જે માસ્તરનો કલાસ છોડયા પછી શિક્ષક અને શિષ્ય તરીકે એને મળવાનો પ્રસંગ નહોતો, તે માસ્તરના સ્નેહી હૃદયે નારણદાસમાં નવું બળ મૂક્યું. તેને પોતાનું કાર્ય કરવાની નવી શક્તિ આપી. નારણદાસને અભ્યાસ પહેલાંના જેવો સખત લાગ્યો નહિ. પોતે સમજી શકે એ દૃષ્ટિથી વાંચતાં ઘણું જે પહેલાં સમજી શકાતું નહોતું, તે સહેલાઈથી એની મેળે સમજાવા લાગ્યું. બે માસ પછી નારણદાસ માસ્તરને ઘેર મળવા ગયો ને બોલ્યો, "સાહેબ, હવે મને અભ્યાસમાં આનંદ લાગે છે. પહેલાં હું મહેનત કરતો હતો પણ તેમાં મને કંટાળો લાગતો હતો. હવે એવું થતું નથી. બે કલાક ઓછું વાંચું છું તો પણ પહેલાં કરતાં સારો અભ્યાસ થાય છે. જો તે દિવસે હું આપને ન મળ્યો હોત તો કોણ જાણે મારૂં શું પરિણામ આવ્યું હોત. હેડમાસ્તર સાહેબે મારા પિતા ઉપર જરૂર ચીઠ્ઠી મોકલી હોત. હવે આ વર્ષે નહિ તો આવંતે વર્ષે મેટ્રિક પાસ થઇ શકીશ."

માસ્તરે પૂછયુંઃ "પછીથી શો વિચાર?" નારણદાસે જવાબ આપ્યોઃ "પછીથી તો નોકરી લેવી જ પડશે. આગળ અભ્યાસ થઇ શકે એવી અમારી સ્થિતિ નથી." માસ્તર કહે, "નારણદાસ, એમાં બહુ દીલગીર થવા જેવું નથી. આગળ અભ્યાસ પણ નોકરીને માટે જ કરવાનો છે. હિંદુસ્થાનમાં વકીલાત અને સરકારી નોકરી એ બે જ સામાન્ય રીતે આપણી દૃષ્ટિ સમીપ દેખાય છે. આગળ અભ્યાસ ન કરતાં આટલે જ તારો અભ્યાસ બંધ કરવો પડે એમ છે, તે એક રીતે સારી વાત છે. તું બી. એ. સુધી અભ્યાસ કરી પચાસ રૂપીઆ કમાઇ શકે એવી સ્થિતિમાં આવે તો સરકારી નોકરીને માટે જેમ બીજાને થાય છે તેમ તને પણ કંઇક મોહ થશે. મેટ્રિકથી બંધ રાખ્યા પછી સરકારી નોકરીમાં ફકત બાર પંદર રૂપિયા મળી શકે એટલે એનો મોહ

તને રહેશે નહિ. તું બીજે ધંધે સહેલાઇથી વળગી શકશે. બીજા કોઇનું નહિ તો તારા કુટુંબનું કલ્યાણ કરી શકે એવી સ્થિતિ ભવિષ્યમાં તને કેમ પ્રાપ્ત ન થાય? જો તારી ઇચ્છા હોય તો મારા એક વ્હેપારી મિત્ર ઉપર તને પત્ર લખી આપું. એમને ત્યાં તને નોકરીમાં રાખી કામ શીખવશે. જો ત્યાં જવાનો વિચાર હોય તો હવે તારો અભ્યાસ બંધ કરવામાં કંઇ વાંધા જેવું મને લાગતું નથી. તું જે આત્મશ્રદ્ધા ખોઇ બેઠો હતો તે પાછી આવી એટલે બસ. એ જ બહુ અગત્યનું હતું."

નારણદાસ કહે, "સાહેબ, પાસ થઇને જાઉં તો વધારે સારું નહિ?" માસ્તર કહે, "મને એ બહુ મહત્વનું નથી લાગતું પછી સરકારી નોકરીનો મોહ ન છુટતો હોય તો જુદી વાત. મારા વિચાર પ્રમાણે તો મને એ ઘેલછા લાગે છે. પાન બીડી વેચનાર અને ચાની દુકાન માંડનાર વીસ રૂપીઆ સહેલાઇથી કમાય છે. આપણે એ હલકું કામ ગણીએ છીએ. અને બાર રૂપીઆ નોકરીમાં મોટાઇ માનીએ છીએ. મદ્રાસના મેટ્રિક તો ટપાલના કાગળ વહેંચવાની નોકરીને પણ સ્વીકારે છે. આપણે પણ એવું જ કરીશું. વ્હેપારીને ત્યાંની નોકરીમાં ફેર એટલો જ કે પ્રસંગ આવે ત્યાંથી શ્રેય થઇ શકે છે."

નારણદાસે ચીઠ્ઠી લઇ મુંબઇ જવાનું કબુલ કર્યું. બે ત્રણ મહિના તો કંઇ ગોઠચું નહિ. પછી ધીમે ધીમે કેળવાઈ ગયો. વર્ષ આખરે માસ્તર ઉપર એનો કાગળ આવ્યો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

પૂજ્ય ગુરુજી,

આ પત્ર વાંચીને આપને જરૂર આનંદ થશે. આપની સલાહ પ્રમાણે હું જ્યારે પ્રથમ અત્રે આવ્યો ત્યારે મને એમ આશા નહોતી કે આટલા ટુંક સમયમાં આવો પત્ર લખવાનો પ્રસંગ આવશે. શરૂ-

આતમાં મને એમ પણ લાગ્યું કે સરકારી નોકરીનો મોહ, લોકોને છે તે મોહ કદાચ ખોટો નહિ હોય. કોઇ વ્હેપારીને ત્યાંથી રજા મળે તો ભવિષ્યમાં શું થાય એ ચિન્તા મને થતી હતી. હવે મને એમ થાય છે કે એ ચિન્તા કેવી અસ્થાને છે તે અનુભવ સિવાય અગર વ્હેપારના અનુભવીઓના સહવાસ સિવાય કદિ સમજી શકાય તેમ નથી. પાન બીડી વેચનારની સાથે સરખામણી કરી આપે કહ્યું હતું કે દસ બાર રૂપીઆની અધમ નોકરીમાં આપણે આનંદ માનીએ છીએ. આપનું આ વચન બહુ અયોગ્ય લાગ્યું હતું; હવે મને સંપૂર્ણ રીતે એ યોગ્ય લાગે છે. પ્રસંગ આવ્યે લક્ષાધિપતિ શેઠને માલની ગાંસડી હાથે ઉંચી કરતા જ્યારે જોઇએ છીએ ત્યારે મનમાં એમ થાય છે કે, આપણો કેળવાયલો વર્ગ જ્યાં સુધી આ ધંધો હલકો અને આ નકામો એવી ભ્રાન્તિથી કંઇ કાર્યનો આરંભ કરશે નહિ ત્યાં સુધી એમનો ઉધ્ધાર થવાનો નથી. ટપાલના સિપાઇની વાત આપે કહી હતી તે યાદ આવે છે. આવી નોકરી પણ ન મળી શકે એવો સમય જ્યારે આવશે ત્યારે જ આપણો કેળવાયેલો વર્ગ બીજી દિશાએ કામ કરશે. ઇશ્વર એ સમય સત્વર આણો એવી પ્રાર્થના કરવામાં કંઇ ભૂલ નહિ થતી હોય એમ ધારૂં છું.

શેઠની મારા પર કૃપા છે, મારો પગાર ચાળીસ રૂપીઆ કર્યો છે. આપનો આશીર્વાદ, આપની સલાહ અને આપના ભલામણપત્રને લઇને જ આ સૌ બન્યું છે. એટલું જ કહું છું કે જે રસ્તે આપે મને દોર્યો છે તે રસ્તે ભવિષ્યમાં બીજાને દોરવા હું સતત પ્રયાસ કરીશ.

લિ. સેવક
નારણદાસના સવિનય પ્રણામ
( કેટલીક વાર્તાઓ )

---

૫

# મદારી

( શ્રીયુત રણજીતરામ વાવાભાઇ મહેતા )

અગાઉ અમદાવાદમાં ધોળકાનો તખો નામનો એક ગરીબ મદારી રહેતો હતો. તે ગામે ગામ જાત જાતના ખેલ કરતો હતો. મેળો કે ગુજરી ભરાઈ હોય, ત્યારે બધાની નજરે પડે એવી જાહેર જગ્યામાં જૂની ફાટીતૂટી સાદડી પાથરતો. છોકરાંઓ અને બીજા રાહદારીઓને દિલપસંદ ખેલો કરી તેમને આસપાસ એકઠા કરતો. એક ઘરડા મદારી પાસેથી જે જે ખેલો તે શીખ્યો હતો, તેમાં સ્હેજ પણ ફેરફાર કર્યા વિના તે ખેલો કર્યા કરતો.

શરૂઆતમાં તો લોકો બેદરકારીથી તેની સામે ટગર્યા કરતા. પણ જ્યારે જ્યારે હાથપર ઉભા રહીને માથું નીચે નાંખી, તે હવામાં ઉછળતો ને તડકામાં ચળકતા છ તાંબાના દડા પગે ઉપાડતો ત્યારે; અથવા જ્યારે જ્યારે ગુલાંટ વળી એડીએ એડીએ એવી રીતે ગરદન અડકાવતો કે એનું શરીર ખરેખરૂં પડા જેવું બની જતું ને એવી સ્થિતિમાં બાર છરાના હાથ-ચાલાકીના ખેલ કરતો ત્યારે પાસે ઉભેલાઓમાંથી ‘ વાહ વાહ ’ ‘ શાબાસ ’ ના પોકાર ઉઠતા, ને પૈ પૈસા સાદડી પર વરસતા.

છતાં પણ બીજા બધા બુદ્ધિપ્રભાવથી રહેનારની માફક તખો પણ મહામુશીબતે જીંદગી કહાડતો હતો. પરસેવો ઉતારીને મરી જતો તોપણ એના દહાડા કપરા જ જતા.

તેણે દોલતની વહેંચણી કે ગરીબતવંગર વચ્ચેના તફાવત સમ્બન્ધે વિચાર કર્યો નહોતો. એ તો એમ જ ધારતો કે જો આ દુનિયા ખરાબ હોય તો સ્વર્ગને સારૂં હોયા વિના છૂટકો જ નથી;

અને આ આશાથી એ જીવતો. ભૂત પ્રેતના મંત્ર સાધી મેલી વિદ્યાથી ગરીબાઇ કહાડવા એણે કદિ મહેનત કરી જ નહોતી. આથી એને અવગતિએ જવાની લગારેય બીક નહોતી. તે પરમેશ્વરને કદિ પણ શાપતો નહીં. પોતાના નશીબ આગળ પરમેશ્વરનો કંઇ ઉપાય નથી એમ માની પ્રામાણિકતાથી તે રહેતો. પરણેલો નહોતો, છતાં કોઇની ઉપર એની દાનત બગડી નહોતી.

ખરેખર એનામાં પાપ વાસના બિલકુલ નહોતી. તે કદિ નિશો કરતો નહીં, પૂર્ણ અંશે ધાર્મિક હતો, પરમેશ્વરથી ડરતો ને ભવાની માનો પરમભક્ત હતો.

જ્યારે જ્યારે તે મંદિરમાં જતો ત્યારે ત્યારે માતાજીની સંમુખ પગે લાંબા પડવાનું તે ચૂકતો નહીં. મનમાં ને મનમાં હમ્મેશ માગતો કે " માજી, મહાદેવની મને ઉપાડી લેવાની મરજી થાય ત્યાં સુધી તમારે ખોળે મને રાખો. જ્યારે હું મરી જાઉં ત્યારે તમારા વાસામાં મને લઇ લેજો. "

૨

હવે એવું બન્યું કે વરસાદ પડ્યા પછી એક સાંઝે દીલગીર બની નીચું જોતો, ફાટેલી સાદડીમાં દડાને છરા લપેટી બગલમાં ઝાલી, તે ચાલ્યો જતો હતો ને ભૂખ્યા સૂઇ રહેવા માટે ઝાડ કે ઓટલો ગોતતો હતો. એવામાં તે જ તરફ જતા એક ખાખીને એણે જોયો. જોયો એટલે નમનતાઇથી ' રામ રામ ' કર્યા. સાથે ચાલતા ચાલતા તેઓ વાતે વળગ્યા.

ખાખીએ પૂછ્યું, " ભાઇ, તેં આવાં રંગબેરંગી ને ફાટયાં તૂટયાં લૂગડાં કેમ પહેર્યાં છે? શું ભવાઈમાં રંગલાનો વેશ તું ભજવે છે? "

"ના મહારાજ," તખાએ જવાબ વાળ્યો. "તમે મને જુઓ છો તેવો હું છું. મારૂં નામ તખો છે ને મારો ધંધો મહારીનો છે. જો રોજી બરાબર મળે ને હમ્મેશનો રોટલો છૂટી કહાડાય તો એના જેવો એકે ધંધો દુનિયામાં નથી."

"તખાભાઇ," સાધુએ આગળ ચલાવ્યું, "તમે બોલો છો તે વિચારીને બોલો. બાવીની જીંદગી જેવું જગત્માં કંઇએ નથી. એ જીંદગીમાં પરમેશ્વર અને તેમના અસંખ્ય અવતારો તેમજ માતાજીની સેવા થઇ શકે છે. સાધુનું જીવન તે પરમાત્માનું અવિરત સ્તોત્ર જ છે."

તખાએ ઉત્તર આપ્યો: "સાધુ મહારાજ, મૂર્ખની માફક મેં લવારો કર્યો તે માટે હું દિલગીર છું. આપણા ધંધા સરખાવી શકાયજ નહીં; જો કે નાચવા કૂદવામાં ને લાકડી પર ટેકાવેલા પૈસાને નાકની દાંડી પર રાખવામાં ખૂબી રહેલી છે, છતાં તમારી જીંદગીને તે પહોંચી શકે તેમ નથી. મહારાજ, આપની પેઠે મને ભજનો ગાવાનો વિચાર થાય છે. તેમાં એ ખસુસ માજીની આખડી મેં લીધી છે માટે તેમનાં ભજન કીર્તનમાં મશગુલ બનવા મારી મુરાદ છે. બાવી થવાને ભુજથી મુંબઇ લગી જે ધંધાથી હું જાણીતો છું તે ધંધો હું રાજીખુશીથી છોડી દેવા તૈયાર છું."

મહારીની સાદાઇ અને ભોળાઇની અસર બાવી ઉપર થઇ. વિવેકબુદ્ધિ ચપળ હોવાથી એને તરત એમ થયું કે તખો એક પરમેશ્વરનું માણસ છે. આથી જ એણે જવાબ આપ્યો: "તખાભાઇ, મારી સાથે ચાલો, હું તમને અમારી જમાતમાં દાખલ કરાવીશ, મહન્તનો હું માનીતો ચેલો છું. આજ એમ જ જાણજો કે મહાદેવે તમારા કલ્યાણને અર્થે મારો ને તમારો ભેટો કરાવ્યો."

આવી રીતે તખો બાવી થયો. જમાતના મંદિરમાં એક એક પર સરસા થવા પોતાનાં જ્ઞાન અને હોશિયારીનો ઉપયોગ કરતા

બધા ખાખીઓ શંકરની, પાર્વતીની અને ગણપતિની સેવા પૂજા આચરતા.

મહન્ત અને તેમના ચેલાઓ પૌરાણિક રીત મુજબ મહાદેવ અને તેમના પરિવાર સંબંધી ગ્રન્થો રચતા. ગંગાદાસજી સારા હસ્કતે આ ગ્રન્થો તાડપત્રો પર ઉતારતા. શત્રુઘનદાસજી લખાણની આસપાસ મઝાનાં દેખાવડાં ચિત્ર કહાડતા.

આ ચિત્રોમાં કેટલાંક શેષશાયી ભગવાનનાં તો કેટલાંક કુલિકાનાં તો કેટલાંક શંકરપંચાયતનનાં હતાં. અપ્સરાઓના નાચ ને ઋષિઓ સાથેના તેમના વ્યવહારનાં પણ ચિત્રો ચિતરાતાં. એક પાને માજીની ભવ્ય અને તેજસ્વી છબી વાઘ પર આલેખી હતી. પડખે મોર, ઉંદર ને નાગ પડયા હતા. ચમ્મર ઢોળતા ગણો પણ હતા. માજીના પગને અડકી બે માણસો ઘુંટણીએ બેઠા હતા, તેઓના આત્મા કર્મમાંથી છુટવા માજીને વિનવતા હતા–અને મરે ત્યારે તેઓની મહેનત બરબાદ જાય એમ ન હતું–મહામાયાની અતુલ શકિત સર્વ કરવા સમર્થ હતી.

વળી બીજે પાને અનેક ભકતો અને તેમના સંકટમાં ભગવાને તેમની કેવી વ્હાર કીધી તેનાં ચિત્ર હતાં. કોઇ પાને વૈકુંઠ તો કોઇ પાને કૈલાસ તો કોઇ પર અમરાવતી તો કોઇ પર પાતાળ એવાં એવાં અનેક ચિત્ર હતાં.

ચંદનદાસજી હ્મેશાં સલાટું કર્યા કરતા. પાસેની ખાણમાંથી પ્હાણા લાવી અનેક મૂર્તિઓ ઘડયા કરતા. આથી હરરોજ તેમની દાઢી, પાંપણ અને વાળ ધૂળથી ભરાઇ જતાં, અને એમની આંખ સૂજેલી તથા આંસુનીગળ રહેતી. જીંદગીનો નમતો પહોર હોવા છતાં તેમનામાં હજુ પણ તાકાત હતી ને મ્હોં પર કરચલીઓ પડયા છતાં તે ખુશમિજાજમાં રહેતા. મહામાયા ને મહાદેવજી

આ જુદા ખાખીને પોતાની સંભાળમાં રાખતાં હોય નહીં એમ લાગતું હતું. ચન્દનદાસજીએ અર્ધનારીશ્વરની એક ફક્કડ મૂર્તિ ઘડી કહાડી. મુખ અને આંખમાં અલૌકિક તેજ પૂર્યું હતું. મ્હાનિ ઉઘાડી ન રહે માટે પાટલીના વળ બરાબર પડે તે માટે ઘણી જ સંભાળ લીધી હતી.

કોઇ વાર કાનજી મહારાજની અપૂર્વ બાલભાવ દર્શાવતી મૂર્તિ પણ તે ઘડતા. ભગવાનનું બાલસ્વરૂપ એવું યથાર્થ ખડું કરતા કે જોનારાઓ ભકિતમાં તલ્લીન થઇ જતા.

નિર્મળદાસજી અને રઘુદાસજી અનેક ભજનો વ્રજભાષામાં બનાવતા. મન્દિર અને જમાતના અનેક બનાવો પર રાઘેદાસજી ગૂજરાતીમાં ભજનો જોડતા.

એક બીજા પર સરસા થવા ચાલતી સ્પર્ધા, આવી જબ્બર વિદ્વત્તા, ને તેથી થતાં મહાભારત કામ જોઇ તખો તો દિગમૂઢ જ થઇ ગયો. પોતાના અજ્ઞાન માટે તેને ઘણું લાગી આવ્યું. પીંપળાના ઝાડ નીચે બેસતાં બેસતાં નિસાસો નાંખ્યો, “ અરે પરમેશ્વર ! જે માજીને મારૂં માથું અર્પણ કરી ચૂકયો છું તેની મારા ખાખી બિરાદરોની માફક જોઇએ તેવી સેવા મારાથી થઈ શકતી નથી. હાય ! હાય ! માજી, હું તો બુડથલ ને બબુચક છું. મારાથી મોટા ગ્રંથો લખી, મઝાનાં ચિત્રો ચિતરી કે મૂર્તિ ઘડી કે ભજનો રચી આપની સેવા થઇ શકતી નથી. અરે ! માડી ! મારાથી કંઈ જ નહીં થાય ? ”

આમ નિસાસા નાંખતો ને હૈયું છોડી મૂકતો; આથી તે બહુજ ગમગીન બની ગયો. એક રાતે બધા ખાખીઓ પરવારી બેઠા હતા ત્યારે આડી અવળી વાતો કરતાં એક બાવાની વાત નીકળી. આ બાવાને ફકત ‘ ભોળા શમ્ભુ ’ શબ્દો સિવાય બીજું કંઇ ભજન કે સ્તોત્ર આવડતું જ નહોતું. તેના આવા અજ્ઞાન માટે તે હડધૂત

થતો; પણ મરી ગયો ત્યારે એના મ્હોંમાંથી પાંચ કરેણનાં ફૂલ ( કારણ તેને પાંચ અક્ષર બોલતાં આવડતા હતા ) નીકળ્યાં. આથી તે ભગત હતો એવું પારખું સિધ્ધ થયું.

સાધનો ખોળ્યાં પણ મળ્યાં નહીં તેથી તે દહાડે દહાડે વધારે ગમગીન થતો ગયો. એક સવારે તે ઘણા જ આનંદમાં ઉંઘમાંથી ઉઠયો ને મન્દિરમાં દોડી ગયો. ત્યાં તે કલાકથી પણ વધારે રહ્યો ને ઘણો તડકો ચડયો ત્યારે બહાર આવ્યો.

તે દિવસથી જ્યારે મન્દિરમાં કોઇ ન હોય, ત્યારે તે ત્યાં હમ્મેશાં જતો. બીજા ભણવા, વાંચવા, લખવા, ચિતરવા વગેરેમાં જે કાળ ગાળતા તે વખત એ મન્દિરમાં કહાડવા લાગ્યો. હવે તે કદિ દિલગીર રહેતો નહીં, તેમજ નિસાસા નાંખતો નહીં.

આવા ફેરફારથી સાધુઓને અજાયબી ઉપજી. આમ છાનામાના બપોરે એકલો કયાં જતો હશે તે જાણવા તેઓ ઉત્સુક થયા.

સાધુઓની હરેક પ્રકારની ચાલચલકત વિષે વાકેફ રહેવાની મહન્તની ફરજ હોવાથી તખો એકાન્તમાં શું કરે છે તે નિરખવા તેણે ગાંઠ વાળી. તેથી એક દહાડે હમ્મેશ મુજબ મન્દિરમાં તખો ભરાયો હતો ત્યારે અંદર શું શું થાય છે તે બારણાની તરાડમાંથી જોવા બે માનીતા તથા વૃધ્ધ ચેલા સાથે મહન્ત ત્યાં ગયા.

મહામાયાની સન્મુખ, માથું નીચે રાખી, પગ હવામાં ઉંચા રાખી છ તાંબાના દડા તેમજ બારે છરાથી હાથચાલાકીના ખેલ કરતો તખાને એમણે જોયો. દુનિયામાં જે ખેલોથી એણે નામના કરી હતી તે ખેલો મહામાયાની સેવાર્થે તે ખેલતો હતો. માજીની સેવામાં આ સાદો માણસ પોતાનું જ્ઞાન અને બુદ્ધિ અર્પતો હતો, તે ન કળવાથી સાધુઓ હોઠ કરડી ' તોબાહ, ' ' તોબાહ ' ફફડી ઉઠયા.

જે સાધુએ તખાને જમાતમાં આણ્યો હતો તે તેને નિર્દોષ ધારતો હતો. છતાં આજ એને એમ લાગ્યું કે તખો ગાંડો થઇ ગયો છે. તખાને પકડી મંદિરમાંથી ઘસડી બ્હાર કાહાડવા જતા હતા તેવામાં થાનકમાંથી મહામાયા નીચે ઉતરી આવ્યાં ને મહારીના કપાળ પર મહેનતને લીધે પરસેવાનાં વળેલાં ટીપાં સાડીના અંચળે લુછી નાંખ્યાં.

પથ્થરનાં ચોસલાં પર મ્હોં રાખી લાંબા સૂઇ જઈ દંડવત કરતા મહન્ત બોલ્યા:—

**"વિશુદ્ધ હૃદયના માનવી ભાગ્યશાળી છે, કારણ કે માજી તેઓને પોતાના ખોળામાં રાખે છે."** જમીન પર ફરી દંડવત કરતા બીજા ચેલાઓ બોલી ઉઠ્યા:—

**'તથાસ્તુ!'**

---

૬

# પ્રતાપસિંહ

**( શ્રીયુત પંડિત રામસ્વરૂપ શર્મા )**

આજે સં. ૧૬૩૨ના શ્રાવણ માસની સાતમી છે. આજે મેવાડના રાજપૂતો 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी' જન્મભૂમિને માટે પ્રાણ આપવાને ઉદ્યત થયા છે. અકબરની એક મોટી સેના રાજા માનસિંહની આગેવાની હેઠળ મેવાડ પર અધિકાર જમાવવાને ચઢી આવી છે. મોગલ લોકો સૂર્યવંશને કલંકિત કરવાને પ્રયત્ન કરી રહ્યા છે. આ તરફ મેવાડના વીર શિરોમણિ પ્રતાપ-

સિંહ પણ પોતાના કુલની પવિત્રતાને અટલ જાળવી રાખવાને માટે કમ્મર કસી તૈયાર થયા છે. સાચા ક્ષત્રિય બચ્ચાઓએ પોતાનું ગૌરવ જાળવી રાખવાનો દૃઢ સંકલ્પ કીધો છે. ચિરકાલ સુધી સ્મરણીય હલદીઘાટના મેદાનમાં આજે બાવિશ હજાર યોદ્ધાઓ મેવાડની કીર્તિ જાળવી રાખવાને માટે એકઠા થયા છે. મહારાણા પ્રતાપસિંહ એ બાવિશ હજાર યોદ્ધાઓના અધિનેતા બની પરાક્રમી મોગલ સેનાનો પ્રતિકાર કરવાને તૈયાર થયા છે.

હલદીઘાટ એક પહાડી માર્ગ છે. તેની ઉત્તર, પશ્ચિમ અને અને દક્ષિણ દિશાએ ઘણા મોટા મોટા પહાડ આવી રહેલા છે. લગભગ આ આખું સ્થાન પહાડ, જંગલ અને નાની નાની નદીઓથી ભરપૂર છે. મહારાણા આ જ જગાએ પોતાનું લશ્કર એકઠું કરી મોગલોની સામે આવી ઉભા છે. હલદીઘાટના યુદ્ધનો દિવસ રાજપૂતોનો મહા ઉત્સવનો દિવસ હતો. રાજપુત વીરોએ એ ઉત્સવમાં ઉન્મત્ત થઇ પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા. મહારાણા પ્રતાપસિંહ આ ઉત્સવમાં અગ્રણી હતા. તેમણે પ્રથમ તો માનસિંહની શોધ કરી પણ તે તો દિલ્હીના મોટા લશ્કરના મધ્ય ભાગમાં સંતાઇ બેઠો હતો. પ્રતાપસિંહ આ સેનામાં માણસોને ભેદી માનસિંહની પાસે જઇ શકયા નહિ. તથાપિ મેઘગર્જના સમાન ગંભીર સ્વરથી બોલ્યા, “ કાપુરૂષ, રાજપૂત કુલાંગાર, એક વખત તું મારી સમીપ આવ. ” રાજા માનસિંહે આ તિરસ્કારની તરફ બીલકુલ લક્ષ આપ્યું નહિ. મહારાણા પ્રતાપસિંહ નિડરપણે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ ત્રણ વખત મોગલ સેનાની વચમાં પેઠા. આ ત્રણે વખત તેમની જીંદગી પરમ સંકટમાં ફસી હતી. રાજપૂતોએ આ ત્રણે વખત પોતાના પ્રાણની દરકાર રાખ્યા વગર મહારાણાની નજીક આવી તેમના પ્રાણ બચાવ્યા. મહારાણાના પ્રાણ બચાવવાને માટે રજપૂતોએ પોતાના પ્રાણ તુચ્છ ગણ્યા હતા. પણ મહારાણા તો હજીએ હઠતા નહોતા. તેમના શરીરમાં એક જગાએ ગોળી, ત્રણ જગાએ બરછી અને

ત્રણ જગાએ તલવારોના કારી ઘા લાગ્યા હતા. આ પ્રમાણે સાત જગાએ ઘા લાગ્યા છતાં પણ લડાઇની ધૂનમાં ઉન્મત્ત થયેલા મહારાણા હઠાવ્યા હઠતા નહોતા. તેઓ તો બસ ઘાસની માફક માણસોનાં શિર કાપતા મોગલ સેનાનો ઘાણ કાઢવા લાગ્યા. રાજપૂત વીરોએ પુનઃ તેમના જીવનની રક્ષા કરવાને માટે પ્રયત્ન આદર્યો, પરંતુ તેમાંથી ઘણા વીરો વીરશય્યા પર સૂતા. મેવાડનું ગૌરવ સાચવનાર રાજપૂત વીરોમાંથી ઘણો મોટો ભાગ હમ્મેશની નિદ્રામાં સૂતો. તોપણ મહારાણાનો રણોત્સાહ જરા પણ મંદ પડતો નહોતો. તેમના મસ્તક પર મેવાડનું રાજછત્ર શોભી રહ્યું હતું. તેમના છત્રને ઓળખી સઘળી મોગલ સેના નજીક આવી તેમને ચારે તરફથી ઘેરવા લાગી. આ છત્રને લીધે જ અગાઉ ત્રણ વાર મહારાણાની જીંદગી જોખમમાં આવી પડી હતી. તોપણ તેમણે પોતાનું રાજચિહ્ન ઉતાર્યું નહિ. આ વખતે તેમના પ્રાણની રક્ષા કરવાનું કાર્ય અસાધ્ય પ્રતીત થવા લાગ્યું. આવી સ્થિતિ જોઇ ઝાલાકુલતિલક માનસિંહ પોતાની સેનાને સાથે લઇ મહારાણાની નજીક જઇ પહોંચ્યા અને તેમના મસ્તક પરથી ઝટ રાજછત્ર લઇને પોતાના શિર પર ગોઠવી દીધું. આ છત્ર દેખી મોગલ સેનાએ માનસિંહને મેવાડના રાણા સમજી તેના પર મોટો હુમલો કર્યો. આ વખતે મોગલ સેનાની કિલ્લેબંધી તૂટી ગઇ અને પ્રતાપસિંહ બચ્યા. પરંતુ વીરશિરોમણિ ઝાલા માનસિંહ બચી શક્યા નહિ. તે તો સ્વામીભક્તિના ઉત્સાહમાં અપ્રતિમ શૌર્ય બતાવી મોગલ સેનાની વચમાં પોતાના સમસ્ત યોદ્ધાઓનીસાથે સદાને માટે વીર શય્યામાં સૂતા. મોગલ સેના પણ આ રાજપૂતોની પ્રશંસા કરવા લાગી. પરંતુ આ વખતે રાજપૂતોનો વિજય થયો નહિ. મોગલ સેના ચારે તરફ તીડોની માફક ઉભરાઇ ગઇ હતી. રાજપૂતોએ મરણીઆ થઇ મોગલ સેનામાંના ઘણા યોદ્ધાઓને માર્યા પણ તેમનું દળ બહુ ભારે હોવાથી ઘટાડયું ઘટી શકતું નહોતું. હલદીઘાટના યુદ્ધમાં ચૌદ હજાર રાજપૂતોના લોહીની નદીઓ

વહી. મહારાણા પ્રતાપસિંહે વિજયની આશા છોડી રણભૂમિનો ત્યાગ કર્યો.

આ પ્રકારે હલદીઘાટના સમરની સમાપ્તિ થઇ, ચૌદ હજાર યોદ્ધાઓ માતૃભૂમિના રક્ષણ માટે પ્રસન્ન વદને કોઇ પણ જાતના સંકોચ વગર વીરશય્યામાં અનંત નિદ્રા લઇ સૂતા. હલદીઘાટ યુદ્ધનું પરમ પવિત્ર ક્ષેત્ર છે. કવિઓની રસમયી કવિતામાં તે અનંત કાળ પર્યન્ત ગુંથાઇ રહેશે. ઇતિહાસકારોની પક્ષપાતરહિત પ્રભાવશાલી કલમોથી તે અનંતકાળ સુધી અનેક વાર લખાશે. મહારાણા પ્રતાપસિંહ અનંતકાળ સુધી વીરેન્દ્ર સમાજમાં આદર પામશે અને અમર પુરૂષોની પંક્તિમાં સ્થિત થશે.

પ્રતાપસિંહ અનુચર લીધા વગર ચેતક નામના શ્યામ વર્ણથી ચમકતા અશ્વ પર ચઢી રણભૂમિને છોડી ચાલ્યા. આ ઘોડો પણ તેની તેજસ્વિતા માટે પ્રતાપસિંહની માફક રાજસ્થાનમાં પ્રસિદ્ધ છે. જ્યારે બે મોગલ સરદાર મહારાણા પ્રતાપસિંહની પાછળ પડયા ત્યારે ચેતકે મહારાણાનું સંકટ દૂર કર્યું. એક નાની સરખી નદી આવતાં ચેતક છલગ મારીને બીજે પાર ગયો. પણ મોગલોનાં ટટ્ટુ આ નદી કૂદી શકયાં નહિ. પરંતુ અફસોસ ? મહારાણાની માફક ચેતક પણ રણમાં ઘાયલ થઇ ચૂકયો હતો. ઘાયલ સ્વામીને લઇને ઘાયલ ઘોડો પોતાનાથી બનતી ઝડપે ચાલવા લાગ્યો. મહારાણાને કાને અચાનક ઘોડાની ખરીનો અવાજ પડવા લાગ્યો. મુખ ફેરવી પાછળ જોયું તો પોતાનો બંધુ શક્તિસિંહ આવે છે. શક્તિસિંહ પ્રતાપસિંહનો શત્રુ હતો; તે ભ્રાતૃપ્રેમનો ત્યાગ કરી બાદશાહ અકબરને જઇ મળ્યો હતો. પ્રતાપસિંહે તે રાજપૂત કુલકલંક બન્ધુને જોઇને ક્ષોભ અને ક્રોધના આવેશમાં ઘોડાને થોભાવ્યો. પરંતુ આ વખતે શક્તિસિંહે મહારાણાની વિરૂદ્ધમાં કશું કાર્ય કર્યું નહિ. તેણે હલદીઘાટમાં પ્રતાપસિંહનું અલૌકિક સાહસ અને હામ દીઠાં હતાં, પોતાના દેશવાસી

રાજપૂતની દેશભક્તિ જોઇ હતી. આ અપૂર્વ દેખાવ જોઇને તે પોતાની જાતને જ પોતાના મનથી ધિક્કારવા લાગ્યો. હવે તે ક્ષત્રિય લોહીને અપવિત્ર ન કરવાનો સંકલ્પ કરી અશ્રુભર્યાં નેત્રો સહિત વડા બન્ધુના પગે પડ્યો. પછી પૂછવું જ શું ? વિમલ–સ્વભાવ પ્રતાપ-સિંહ આગલી સર્વ વાત ભૂલી ગયા, ઘણા દિવસથી એકઠું થયેલું વેર કોણ જાણે કયાં લીન થઈ ગયું, મહારાણાએ પરમ પ્રેમની સાથે સહોદર બન્ધુ શક્તિસિંહને છાતી સરસો ચાંપ્યો. આ વખતે ઉભય બંધુઓએ મેવાડના લુપ્ત થયેલા ગૌરવને પુનઃ સજીવન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. ચેતકે માર્ગમાં જ પ્રાણ છોડયો. પોતાના પરમપ્રિય અશ્વનું સ્મરણ ચિરકાલ સુધી રાખવાને માટે મહારાણાએ તેના મૃત્યુસ્થાન ઉપર એક સમાધિ ચણાવી કે જે આજ સુધી “ ચેતકનો ચણુતરો ” એ નામે પ્રસિદ્ધ છે.

ઈ. સ. ૧૫૭૬ ના જુલાઇ માસમાં ચિરસ્મરણીય હલદીઘાટ મેવાડના ગૌરવરૂપ રાજપૂતોના રૂધિરની ધારાથી ધોવાઇ ગયો. મોગ-લોની સેના વિજય મેળવી રણભૂમિનો ત્યાગ કરી ચાલી ગઇ. કુમલમીર અને ઉદેપુર શત્રુઓના હાથમાં જઇ પડયાં. મહારાણા પ્રતાપસિંહ પોતાના પરિવાર સહિત એક પહાડથી બીજે પહાડ, એક વનથી બીજે વન અને એક ગુફાથી બીજી ગુફામાં જઇ પાછળ પડેલા મોગલોથી પોતાનું રક્ષણ કરતા હતા. વરસ પર વરસ વહી જવા લાગ્યાં, પરંતુ મહારાણા પ્રતાપસિંહના કષ્ટનો અંત આવ્યો નહિ. પ્રતિ વર્ષે નવાં નવાં કષ્ટ એકઠાં થઇ પ્રતાપસિંહને ઘેરવા લાગ્યાં, પરંતુ મહારાણા અટલ રહ્યા. મોગલોની અધીનતા સ્વીકારી નહિ. ધીમે ધીમે મેવાડનું આકાશ અધિક અધિક અંધા-રાથી છવાવા લાગ્યું, ધીમે ધીમે પરાક્રમી શત્રુઓએ અનેક સ્થાનમાં પોતાનો અધિકાર જમાવી લીધો. તોપણ મહારાણા અડગ રહ્યા. તેમણે બાપા રાવળના પવિત્ર વંશને કલંગ લાગવા દીધું નહિ. આ વખતે મહારાણા પ્રતાપસિંહ પર એટલું કષ્ટ આવી પડયું હતું કે એક

દિવસ તો વિશ્વાસુ ભીલોએ તેમના પરિવારને નિર્ભય સ્થાને લઇ જઇ ભોજન આપી તેમના પ્રાણનું રક્ષણ કર્યું હતું.

પ્રતાપસિંહના આવા અસાધારણ સ્વાર્થત્યાગ અને પરમ કષ્ટ વખતે ધીરભાવ રાખવાના ગુણોને જોઇને સહૃદય શત્રુનું દિલ પણ પીગળી ગયું હતું. દિલ્હીના પ્રધાન રાજકર્મચારીએ એમની દેશ-હિતૈષિતા પર મોહિત થઇને નિમ્નલિખિત ભાવાર્થની એક કવિતા લખી મોકલી હતી. " પૃથ્વી પર સ્થિર કોઇ પણ વસ્તુ નથી. ધરતી અને સર્વ સંપત્તિ એક દિવસ કોણ જાણે કયાં લુપ્ત થઇ જશે. પરન્તુ મહાન પુરુષોનો ધર્મ કદિ પણ લુપ્ત થશે નહિ. પ્રતાપસિંહે પૃથ્વી અને ધનનો ત્યાગ કર્યો છે પણ મસ્તક કદિ નમાવ્યું નથી. હિન્દુસ્થાનના રાજાઓમાં કેવળ એમણેજ પોતાના કુલના ગૌરવનું સંરક્ષણ કર્યું છે. "

આ રીતે પ્રતાપસિંહ વિધર્મી શત્રુઓ તરફથી પણ પ્રશંસા મેળવીને સ્વદેશરક્ષણ માટે ઘુમી રહ્યા હતા. પ્રાણથી પણ અધિક પ્યારાં સ્ત્રીપુત્રાદિ પરિવારનું કષ્ટ તેમને ઘણી વખત અતિ ઉદાસ બનાવી મૂકતું. એક દિવસ પાંચવાર ખોરાકની વસ્તુ એકઠી કરી પણ પાંચે વાર તેને છોડી મોગલોની સેનાના ભયથી પહાડોના દુર્ગમ સ્થાનમાં જવું પડયું. એક દિવસ તેમની પટરાણી અને પુત્રવધૂએ ઘાસના બીજની કેટલીક રોટલી બનાવી હતી, તેમાંથી અર્ધી તો સઘળાંએ ખાધી પણ અર્ધી બીજા સમયને માટે રહેવા દીધી; પરન્તુ એક જંગલી બિલાડો તે રોટલી લઇ નાઠો. આ જોઈ મહારાણાની એક નાની છોકરી ગભરાઇને રડી પડી. થોડેક છેટે મહારાણા જરા આડા પડી પોતાની શોચનીય દશાનો વિચાર કરી રહ્યા હતા. તેઓ પુત્રીનું રુદન સાંભળી એકાએક ચોંકી ઉઠયા અને જોયું તો બિલાડો રોટલી લઇ જવાથી પુત્રી અશ્રુ સારી રહી છે. પ્રતાપસિંહે પ્રસન્ન વદને ધૈર્યની સાથે હલદીઘાટ પર પોતાના દેશી બન્ધુઓને પ્રાણ ત્યાગ કરતા જોયા હતા. પોતાના

દેશનું ગૌરવ જાળવી રાખવા માટે લોહીની નદી વહેવરાવવા માટે તેમણે પોતાના અસંખ્ય યોદ્ધાઓને ઉત્તેજીત કર્યાં હતા, રાજપૂતો રણમાં પોતાના જાન આપવા માટે જ જન્મે છે એવો તેમનો દૃઢ નિશ્ચય હતો; તોપણ પોતાનાં કુમળાં બાળકોનો આર્તનાદ સાંભળી પોતાની સઘળી હિમ્મત, પોતાનું સઘળું શૌર્ય, પોતાનું સઘળું સાહસ, કોણ જાણે ક્યાં જતાં રહ્યાં. જાણે સેંકડો સર્પોએ આવીને ડંખ દીધા ન હોય તે પ્રમાણે બાલિકાને રોટલાના ટુકડાને માટે રોતી જોઈ તેમનું ચિત્ત વ્યાકુલ થઇ ગયું. મહારાણા આ પીડાથી વિચલિત થયા અને પોતાનું કષ્ટ દુર કરવાને માટે પાદશાહ અકબરને નમણું આપવાનો પત્ર લખ્યો. પ્રતાપસિંહ દિલ્હીની આધીનતા સ્વીકારવાને તૈયાર થયો છે એ હકીકત જાણતાં જ પાદશાહે મહા ઉત્સાહથી આખા શહેરમાં ઉત્સવ કરવાનો ઢંઢેરો પીટાવી દીધો. મહારાણાએ પાદશાહ ઉપર જે પત્ર લખ્યો હતો તે બિકાનેરના રાજાના નાના ભાઈ પૃથ્વીરાજના જોવામાં આવ્યો. તે મહારાણાના ટેક પર અચલ શ્રદ્ધા રાખતા હતા. તેથી એકાએક જ મહારાણા પાદશાહને મસ્તક નમાવવાને તૈયાર થયા એ હકીકત જાણી તેના હૃદયમાં બહુ દુઃખ પેદા થયું, અને તે જ વખતે નિમ્નલિખિત ભાવાર્થના કેટલાક દોહરા શીઘ્રતાથી પ્રતાપસિંહ પર રવાના કરી દીધાઃ—

"હિન્દુઓની આશા અને શ્રદ્ધા હિન્દુજાતિ પર જ નિર્ભય છે. મહારાણા આ વખતે એ સર્વનો ત્યાગ કરે છે. આપણાં સરદારોમાં ધીરતા નથી, સ્ત્રીઓમાં સતીત્વ નથી, જો પ્રતાપસિંહ ન હોત તો બાદશાહ અકબર બધાને એક પંક્તિમાં લાવત. અમારી જાતિના બજારમાં અકબર એક વ્યાપારી છે, તેણે બધાને ખરીદી લીધા છે, કેવળ ઉદયસિંહના વીરપુત્રને ખરીદી શક્યો નથી; સર્વેએ ધીરજ ખોઇને નૌરોઝના બજારમાં પોતાનું અપમાન થતાં દીઠું છે. કેવળ હમીરના વંશજે આજ સુધી તેવું અપ-

માન સહન કર્યું નથી. દુનિયા પુછે કે પ્રતાપસિંહને કોનો આધાર છે? તો એજ ઉત્તર મળે છે કે પુરુષાર્થ અને તલવારનો જ તેને આશ્રય છે; અને તેનાથી જ તે ક્ષત્રિયોના ગૌરવની રક્ષા કરે છે. બજારનો એ વેપારી કાંઇ હમેશાં જીવતો રહેવાનો નથી. એક દિવસ તે પણ જરૂર આ લોક છોડીને ચાલ્યો જશે. તે દિવસે સર્વ સ્વતંત્ર થયેલી જન્મભૂમિમાં રાજપૂત બીજ વાવવાને મહારાણા પ્રતાપસિંહ કને પહોંચશે ત્યારે જ રાજપૂતોની પવિત્રતા ઉજ્જવલ થઇ શકશે. આ કારણથી સર્વે રાજપૂતો મહારાણાની તરફ એકીટશે જોઇ રહ્યા છે. ”

પૃથ્વીરાજનાં ઉપલાં ઉત્સાહક વાકયોની અસર પ્રતાપસિંહ પર વિજળીની ઝડપે થઇ. જાણે મૃત થયેલું શરીર જીવતું થયું હોય તેમ પ્રતાપસિંહનો દેહ ચૈતન્યથી છલકાઇ ઉઠયો. આ વાકયોથી તે પુનઃ પોતાના દેશની પ્રતિષ્ઠાને સંજીવન કરવાને ઉત્તેજીત થયો. આ વાકયોએ હજારો રાજપૂતોની મંદ થયેલી નાડીઓમાં જીવનરસ પૂર્યો અને તેઓ ‘ હર હર મહાદેવ ’ કરતા જન્મભૂમિને માટે પ્રાણ વિસર્જન કરવાને પુનઃ ઉદ્યુકત થયા. અકબરની આધીનતા સ્વીકારવાના વિચારને પ્રતાપસિંહે હમ્મેશને માટે તેલાંજલી આપી. પણ તે અરણ્યસંકટથી અતિ દુઃખિત થવા લાગ્યો. વર્ષાઋતુ હોવાથી પહાડોની ગુફાઓમાં રહેવું કઠણ થઇ પડયું, ત્યારે તેમણે મરૂ ભૂમિનો ત્યાગ કરી સિંધુ નદીને કિનારે જવાનો સંકલ્પ કર્યો. તેઓ પોતાના પરિવાર તેમજ થોડા વિશ્વાસુ રાજપૂતોને લઇ આરાવલ્લી પર્વત પરથી ઉતરી મરૂ ભૂમિના બિયાબાન મેદાનમાં આવ્યા. આ વખતે પ્રતાપસિંહના મંત્રી ભામાશાહે પોતાના બાપદાદાએ સંગ્રહ કરેલા ઘણા ધનને પ્રતાપસિંહના ચરણમાં મૂકી દીધું. આ ધન એટલું બધું હતું કે તે વડે બાર વર્ષ સુધી પચ્ચીસ હજાર મનુષ્યનું પોષણ થઇ શકે. મંત્રીની કૃતજ્ઞાથી ઉત્સાહિત થઇને મહારાણા પુનઃ અભીષ્ઠ કાર્યનાં સાધન એકઠાં

કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. સઘળા અનુચરો પણ શીઘ્રતાથી આવીને એકઠા થયા. મહારાણા તેમને લઇને આરાવલ્લી ઓળંગી બહાર પડયા. મોગલ સેનાપતિ શાહબાજખાં પોતાના લશ્કર સાથે દેવીર નામના સ્થાનમાં રહેતો હતો. પ્રતાપસિંહે શીઘ્રતાથી આવી બાદશાહી ફોજને છિન્નભિન્ન કરી નાંખી. દેવીરના યુદ્ધમાં પ્રતાપસિંહની સંપૂર્ણ ફત્તેહ થઇ. ધીમે ધીમે કોમલમીર અને ઉદયપૂર પણ મહારાણાના હસ્તમાં આવ્યાં. આખરે ચિતોડ, મંડલગઢ અને અજમેર સિવાય આખા મેવાડ દેશમાં મહારાણા પ્રતાપસિંહજીની આણ ફરવા લાગી. પ્રતાપસિંહના આ વિજયની વાત ખુદ અકબરશાહને કાને પણ પડી હતી. પરાક્રમી પાદશાહે દશ વર્ષનો લાંબો સમય, પુષ્કળ ધન અને મોટી સેનાની ખરાબી કરીને મેવાડમાં જે જીત મેળવી હતી તેને પ્રતાપસિંહે ફક્ત દેવીરના યુદ્ધમાંજ હારના રૂપમાં ફેરવી નાંખી હતી. આ ઘટના બન્યા પછી ફરી બાદશાહી સેના મેવાડમાં આવી નહિ. મહારાજ પ્રતાપસિંહની વિજયલક્ષ્મી અચલ રહી, પરન્તુ આ પ્રકારે વિજય થવા છતાં પણ મહારાણા જીવનની અંતિમ દશામાં શાન્તિ પામી શકયા નહિ. પહાડના શિખર પર ચઢતાંજ તેમની દષ્ટિ ચિતોડના કિલ્લાની દિવાલ પર પડતી હતી, ત્યારે તેઓ ઘણા ચિન્તાગ્રસ્ત થઈ જતા હતા. જે ચિતોડમાં બાપારાવળ રહેતા હતા, જે ચિતોડમાં રાજપૂતકુળગૌરવ સમરસિંહે પોતાના દેશની સ્વતંત્રતા જાળવવા દૃષદ્વતી નદીના કિનારે પૃથ્વીરાજને મદદ કરવા માટે રણમાં જવા સમરવેષ સજ્યો હતો, જે ચિતોડની સ્વતંત્રતા માટે બાદલ, જયમલ્લ અને પુત્ત એ ત્રણેએ રણભૂમિમાં હસતાં હસતાં પ્રાણ સમપ્યા હતા, તે જ ચિતોડ આજે ઉજ્જડ સ્મશાનવત્ થઇ રહ્યું છે! આજ તે જ ચિતોડમાં અંધકાર ફેલાઇ રહ્યો છે! અને તે જ ચિતોડ આજે ચૈતન્યરહિત બની ગયું છે! મહારાણા પ્રતાપસિંહને આજ વિચારતરંગો વ્યાકુળ કરતા હતા, અને તેથીજ તેમનું હૃદય ઘાયલ થઇ જતું હતું.

આ પ્રકારની હૃદયપીડાના ઘાવથી મહારાણા પ્રતાપસિંહ તરૂણાવસ્થામાં જ મરણને કિનારે આવી પહોંચ્યા. તેમનું શરીર રોગોનું સંગ્રહસ્થાન બની ગયું. પ્રતાપસિંહ અને તેના સરદારોએ વિપત્તિના વખતમાં પોતાનું રક્ષણ કરવાને માટે પેશોલા તલાવ પર જે પર્ણકુટી બનાવી હતી તેજ પર્ણકુટીમાં પ્રતાપસિંહનો શેષ સમય ગુજર્યો. પ્રતાપસિંહને પોતાના પુત્ર અમરસિંહનો કાંઇ ભરોંસો ન હતો. તે જાણતા હતા કે કુમાર અમરસિંહ શોખીન નવયુવક છે. રાજ્ય સંરક્ષણ કરવાનો ભાર તે સહન કરી શકશે નહિ. પુત્રનો વિલાસ પર પ્રેમ જોઇને પિતાના હૃદયમાં ઘણું દુઃખ થતું હતું. અન્ત સમયે પણ તેમની એ પીડા દૂર થઇ નહિ. આ જ દુઃખને લીધે મહારાજાના પાછલા દિવસો ઘણી ચિન્તાતુર દશામાં પસાર થયા હતા. તેમનો શ્વાસ રૂંધાતો જોઇ એક સરદારે મહારાણાને પ્રશ્ન કર્યો કે “ આપને એવું તે શું કષ્ટ છે કે જેથી આપ હમ્મેશાં ચિન્તાતુર રહ્યા કરો છો અને બોલી પણ શકતા નથી ? ” મહારાણાએ મહાકષ્ટથી પીડિત થઇ ઉત્તર આપ્યો કે “ આપણો દેશ યવનોના હાથમાં ન જવા દઇએ એવી કોઇ રાજપૂતની પ્રતિજ્ઞા સાંભળવાની આશાથી ઘોર દુઃખ સહન કરવા છતાં પણ મારો દમ નિકળી જવામાં વિલંબ થાય છે. ” આટલું કહી તેમણે પર્ણકુટીની તરફ નજર ફેરવી કહ્યું કે “ સંભવ છે કે આ જગા પર ઘણા પૈસા ખરચાઇને મહેલ બંધાય અને જે મેવાડની સ્વાધીનતાને માટે મેં આટલું કષ્ટ સહન કર્યું છે તે મેવાડની સ્વાધીનતા એ પર્ણકુટીની સાથે સાથે જ વિલુપ્ત થાય તો તેમાં જરાએ આશ્ચર્ય નથી. ” મહારાણાના ઉપલા શબ્દો સાંભળી સર્વ સરદારોએ પ્રતિજ્ઞા કરી કે “ જ્યાં સુધી મેવાડ સ્વાધીન ન થાય ત્યાં સુધી એક પણ મહેલ બંધાવવામાં આવશે નહિ. ” આટલું સાંભળી મહારાણાને ધૈર્ય આવ્યું. બુઝાઇ જતા દીવાની માફક તેમનું મુખમંડળ એક વાર પ્રકાશિત થયું અને મેવાડ પોતાની સ્વાધીનતાની રક્ષા કરશે એ શબ્દનું રટણ કરતા શાન્તિથી પ્રભુને શરણ થયા.

કોઈને પણ ન નમતાં અપ્રતિમ વીરતા, અવિચળ દૃઢતા અને અપૂર્વ ઉત્સાહની સાથે મહારાણા પ્રતાપસિંહે ઘણા વખત સુધી પ્રબળ, પરાક્રમી અને સર્વ સાધનસંપન્ન બાદશાહની સાથે લડાઇ કરી અને વેર રાખ્યું. આજ કારણે આજ પર્યંત મહારાણા પ્રતાપસિંહજી પ્રત્યેક રાજપૂતના હૃદયમાં અધિષ્ટાતા દેવતા સમાન વિરાજમાન થયા છે. જ્યાં સુધી રાજપૂતોના હૃદયમાં દેશભક્તિ રહેશે ત્યાં સુધી પ્રતાપસિંહજી પ્રત્યેના તેમના પ્રેમમાં જરા પણ ન્યૂનતા આવશે નહિ.

પ્રતાપસિંહે પોતાના દેશના સંરક્ષણને માટે પ્રબળ શત્રુના હાથથી માતૃભૂમિનું રક્ષણ કરવાને માટે, જે જે મોટાં મોટાં કાર્યો સિદ્ધ કર્યાં, છે તેની કથા ચિરકાળ સુધી રાજસ્થાનના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરોથી અંકિત થઇ રહેશે. આ વાતને સેંકડો વર્ષ વીતી ગયાં છે તોપણ આજ સુધી રાજપૂતાનાવાસીઓ પ્રતાપસિંહજીની કથા જાણે કાલેજ બની હોય તેવી રીતે સ્મરણમાં તાજી રાખે છે. ગત પુરૂષોની વીરકથાઓ કહેતી વખત રાજપૂતોનાં હૃદય ઉલ્લાસથી ભરપૂર થઇ જાય છે, તેમની નસોમાં વેગથી લોહી દોડવા લાગે છે. અને નેત્રોમાંથી અશ્રુની ધારા વહે છે. વાસ્તવિક રીતે પ્રતાપસિંહે કરેલાં કામો રાજસ્થાનના ગૌરવ અને મહિમાનું કારણ છે. આરાવલ્લી પર્વતની સર્વ ગુફાઓ પ્રતાપસિંહના ગૌરવનું સ્મરણ કરાવે છે. આ ગૌરવનો વિજયસ્તંભ ચિરકાલ પર્યંત ઉંચો ઉભો રહી રાજપૂતાનાના મહિમાને પ્રકાશિત કરતો રહેશે. ભારતમહાસાગરના સંપૂર્ણ જળમાં પણ તે ડૂબી શકશે નહિ તેમ હિમાલયના સર્વથી ઉચ્ચ શિખરના પડવાથી પણ તે કદિ ચૂર્ણ થઇ શકશે નહિ.

ભારતના વીર પુરૂષો. ભાગ ૧ લો
સ. સા. વ. કા. ચરિત્રમાળા

---

૭

# નળદમયન્તી

અસ્ત્રપ્રાપ્તિ માટે પાર્થ ગયો, ત્યારે પાંડવો કૃષ્ણા સાથે રહી સ્વધર્મનું પાલન કરતા હતા. યશસ્વિની દ્રૌપદી સર્વ પતિઓને તથા બ્રાહ્મણોને ને અતિથિઓને માતૃવત્ જમાડી છેવટે પોતે જમતાં હતાં, આ રીતે તેઓ ગાર્હસ્થ્ય બરાબર પાળતાં હતાં. પણ, તેમને બધાંને પાર્થનો વિયોગ સાલતો હતો. એટલામાં ત્યાં બૃહદશ્વ ઋષિ આવી પહોંચ્યા. તેમને મધુપર્કથી પૂજી ધર્માત્મા યુધિષ્ઠિરે પૂછ્યું, " અક્ષદ્યૂતથી, હે ભગવન્, કૌરવોએ મારૂં રાજ્ય હરી લીધું. પ્રાણથી પણ અધિક એવી પાંચાલીની ભર સભામાં બેઇજ્જત થઇ. મને સપરિવાર વનમાં કહાડયા. એમાં વળી ગાંડીવધારી અર્જુનનો વિયોગ થયો. ભગવન્, આવું દુઃખ કોઇ રાજાને થયું હશે ? મારા જેવો દુઃખી રાજા કોઇ થઈ ગયો નહિ હોય ! "

બૃહદશ્વ—" પૂર્વે વીરસેનનો પુત્ર નળરાજા બળવાન, સર્વ ગુણ સમ્પન્ન, અશ્વપરીક્ષક બ્રહ્મણ્ય, વેદને જાણનાર અને શૂરો હતો. તે નિષધ દેશનો સ્વામી હતો. તે સત્યવાદી હતો, છતાં તેને દ્યુત ઘણું પ્રિય હતું.

તે સમયે વિદર્ભ દેશમાં ભીમક નામે પરાક્રમી રાજા હતો. તેના પર પ્રસન્ન થઇને દમન ઋષિએ તેને અને તેની સ્ત્રીને પુત્રદાન આપ્યું હતું. તેથી તેમને એક કન્યારત્ન અને ત્રણ પુત્રરત્ન થયાં હતાં. કન્યાનું નામ દમયન્તી હતું, ને કુમારોનાં નામ દમ, દાન્ત ને દમન હતાં. દમયન્તી પોતાનાં રૂપ, તેજ, ગુણ ને સૌભાગ્યથી લોકમાં ખ્યાતિ પામી હતી. એના જેવી રુપવતી નારી દેવોમાં કે યક્ષોમાં તો નહોતી જ, તો પછી મનુષ્યોમાં તો હોય જ ક્યાંથી ?

* નળ પણ નરશાર્દૂલ શો લોકમાં અપ્રતિમ રૂપને લીધે મૂર્તિમન્ત કંદર્પ ગણાવા લાગ્યો. નળે દમયન્તીનાં રુપગુણનાં ગાન કર્ણ-પરંપરાએ સાંભળ્યાં હતાં, તેમ દમયન્તીએ નળનાં પણ સાંભળ્યાં હતાં, તેથી બન્નેને એક બીજાને માટે કામ ઉત્પન્ન થયો હતો.

હવે એક દિવસ નળરાજાએ જાતવાન હંસોનું ટોળું જોયું. તેમાંથી તેણે એક પક્ષીને પકડ્યું. એટલે તેણે મનુષ્યવાણીથી કહ્યું, " હે રાજા, તું મને મારતો ના, હું તારૂં હિત કરીશ, હું દમયન્તી આગળ તારી પ્રશંસા કરીશ, ને તને દમયન્તી મેળવી આપીશ. " આમ કહી હંસ ત્યાંથી ઉડી વિદર્ભ નગરીમાં જઇ દમયન્તીના આવાસમાં ઉતર્યો. અદ્‌ભુત સ્વરૂપવાળા પક્ષીને પકડવા તે તેની પાસે ગઇ ત્યારે તે બોલ્યો, " હે દમયન્તી, નિષધપતિ નળ મનુષ્યોમાં અદ્વિતીય છે. જો તારાથી તેની ભાર્યા થવાય, તો તારો જન્મ ને તારૂં આ રુપ સફળ થાય.

त्वं चापि रत्नं नारीणांनरेषु च नलो वर: ।
विशिष्टायां विशिष्टेन संगमो गुणवान् भवेत् ॥

તું નારીઓમાં રત્ન છે, ને નળ પુરૂષોમાં રત્ન છે; વિશિષ્ટે વિશિષ્ટનો સંગમ ઇષ્ટ છે. " હંસે આમ કહ્યું એટલે દમયન્તીએ તેને કહ્યું " તું પણ નળરાયને સમજાવજે, ને મને કહ્યું તેવું કહેજે. "

બાદ દમયન્તીને મૂકી હંસે નળ પાસે જઇ બધું નિવેદન કર્યું. અહીં દમયન્તી રાત્રિદિન નળને ઝંખતી નિશ્વાસ પર નિશ્વાસ મૂકતી, ઉર્ધ્વ દષ્ટિ કરતી, ધ્યાનપરાયણા બની ઉન્મત્ત જેવી દેખાવા લાગી. તે ન સૂએ રાત્રે કે ન સૂએ દિવસે, ને નળ-નામનો જપ કર્યા જ કરે. દમયન્તીની આવી દશા જોઇ, તેને યુવાન થયેલી ગણી ભીમકે તેનો સ્વયંવર કરવાની તૈયારી કરવા માંડી.

દમયન્તીના સ્વયંવરના સમાચાર મળતાં જ દેશ દેશાન્તરથી રાજાઓ તેને પરણવાની લાલસાથી વિદર્ભ નગરીમાં દોડી આવ્યા. કનકસ્તમ્ભ પર ઉભા કરેલા સુવર્ણ મંડપમાં દેશદેશના રાજાઓ વિરાજી ગયા. સુન્દર કેશવાળા, ચારૂ નાસા ને સુન્દર નેત્રથી શોભતા રાજાઓ સિંહાસન પર નક્ષત્રો જેમ દીપતા હતા. સ્વયંવરમંડપમાં સકલ રાજાઓ આવી ગયા એટલે રાજાઓનાં નેત્રને અને મનને પોતાની પ્રભાથી આંજી દેતી શુભાનના દમયન્તીએ રંગમંડપમાં પ્રવેશ કર્યો. રાજાઓની દૃષ્ટિ તેનાં ગાત્રમાં એટલી આસકત થઇ ગઇ કે જેની દૃષ્ટિ જ્યાં પડી તેની દૃષ્ટિ ત્યાંની ત્યાં જ સ્થિર થઇ ગઇ.

હવે દમયન્તી હાથમાં માળા લઇ પોતાને મનપસંદ પતિને શોધવા નીકળી. ફરતાં ફરતાં તેણે પાંચ આકૃતિઓને નળના રૂપ જેવી જ દીઠી. એ પાંચમાંથી તે નળને ઓળખી શકી નહીં. જેને જુએ તેને એ નળ માનવા લાગી. આથી મનમાં દુઃખી થઇ, મુંઝવાઇ જઇ તેણે નમસ્કાર પૂર્વક દેવોને કહ્યું, “ હે દેવો, હંસનાં વચનથી મેં જે નળને મનથી વર્યો છે, તે નળ તમે મને બતાવો. મેં મન, ને વચનથી નળ સિવાય અન્યને સેવ્યો ન હોય, તો હે દેવ, એ સત્યના બળ વડે તમે મને નળ મેળવી આપો. ” આથી જે દેવો નળરૂપે દમયન્તીને પરણવા આવ્યા હતા તેમણે નળરૂપ ત્યજી દીધું, એટલે દમયન્તી નળને વરમાળ પહેરાવી શકી.

વરમાળ નળને પહેરાવાઈ એટલે સભામાં ક્ષત્રિઓ હાહાકાર કરી ઉઠયા. પણ દેવો અને ઋષિઓ ‘ સાધુ, સાધુ, ’ બોલી ઉઠયા. બાદ ઇન્દ્ર, અગ્નિ, યમ, ને વરૂણે તેમને વરદાન આપ્યાં. પુત્રી યોગ્ય વરને પસંદ કરી શકી, ને દેવોની મહેરબાની થઇ તેથી ભીમક ખુશ ખુશ થઇ ગયો. તેણે નળ ને દમયન્તીનો વિવાહ મોટા સમારંભથી ઉજવ્યો. બાદ માતા પિતાની આજ્ઞા લઇ દમયન્તી પતિ સાથે નિષધ દેશ ગઇ. ત્યાં તેઓ ઇન્દ્ર ને ઇન્દ્રાણીની જેમ રહેવા લાગ્યાં.

## વનવાસ

દમયન્તીના સ્વયંવરમાંથી દેવો પાછા જતા હતા, ત્યારે માર્ગમાં તેમને દ્વાપર અને કલિ મળ્યા. તેમણે પૂછ્યું, " કલિરાજ, દ્વાપરને લઇને કયાં જાઓ છો ? "

કલિ—" હે દેવેન્દ્ર, હું દમયન્તીના સ્વયંવરમાં જાઉં છું. "

ઇન્દ્ર—" સ્વયંવર તો થઇ ગયો. અમારી સમક્ષ દમયન્તી નળરાજાને વરી. "

કલિ—" દેવોને મૂકી તે મનુષ્યને વરી માટે તેનો દારુણ દંડ થવો જોઇએ. "

ઇન્દ્ર—" અમારી સમ્મતિથી દમયન્તી નળને વરી છે. સર્વ-ગુણસમ્પન્ન નળનો આશ્રય કોણ ન લે ? તે ચાર વેદનું અધ્યયન કરે છે, તેના ઘરમાં હમ્મેશાં દેવો યજ્ઞ વડે તૃપ્ત થાય છે. તેનામાં સત્ય, ધૃતિ, જ્ઞાન, તપ, શૌર્ય, દમ અને શમ છે. તે અહિંસામાં રત છે, તે સત્યવાદી ને દઢવ્રત છે. આવા નળને શાપવાની ઇચ્છા કોણ કરે ? અને જે મૂઢ તેનું બૂરૂં ઇચ્છે, તે જ પોતાનું બૂરૂં કરે, તે જ આત્માથી આત્માનો ઘાત કરે. "

આમ કહી દેવો ગયા એટલે કલિએ દ્વાપરને કહ્યું, " મને નળદમયન્તી પર ઘણો ક્રોધ આવે છે. હું એ ક્રોધ સહી શકતો નથી. હું એને રાજ્યભ્રષ્ટ કરીશ. તમે સત્ય માનજો કે નળરાજા દમયન્તી સાથે સુખે રહી શકશે નહીં " દ્વાપરને આમ કહી કલિ નૈષધ દેશમાં પેઠો. તે ત્યાં બાર વર્ષ રહ્યો, પણ તેણે નળમાં એક પણ એવું છિદ્ર ન જોયું કે જ્યાંથી તે તેનામાં પ્રવેશ કરી શકે. બાર વર્ષ ખતમ થયે, દૈવયોગે નળરાજા પાદ પ્રક્ષાલન કરવાનું વિસરી ગયો. આ અશૌચદ્વારા કલિએ રાજામાં પ્રવેશ કર્યો.

કલિની પ્રેરણાથી નળના ભાઇ પુષ્કરે આવી દ્યૂત રમવાનું તેને આવાહન કર્યું. રાજા કહેણ પાછું ઠેલી શકયો નહીં. તેને દ્યૂત ખેલવા તૈયાર થયેલો જોઇ મિત્રોએ અને મંત્રીઓએ તેને ઘણુંય સમજાવ્યો, સ્વયં દમયન્તીએ તેને ઘણું કહ્યું, પણ કલિથી ભ્રષ્ટ થયેલ બુધ્ધિવાળો તે દ્યૂત ખેલવા તૈયાર થયો. નળ ને પુષ્કરનું દ્યૂત થયું ને નળ પોતાનું રાજ્ય હારી ગયો. ત્યારે પુષ્કરે કહ્યું, " દમયન્તી એકલી બાકી રહી છે, તેને દાવમાં મૂકો." તેનાં વચનથી પુણ્યશ્લોકનું હૃદય ચીરાઇ ગયું, પણ તે શાન્ત રહ્યા.

સર્વસ્વ હારી બેસવાથી નળરાય શરીર પરનાં સર્વ આભૂષણ ઉતારી કહાડી, માત્ર એક વસ્ત્રભેર વનમાં ચાલી નીકળ્યા. દમયન્તી પણ વગર બોલ્યે ચૂપચાપ પતિની પાછળ એક વસ્ત્રભેર ચાલી. બન્ને ઘણા દિવસ જંગલમાં ભૂખ્યાં ને તરસ્યાં રખડયાં. આખરે જ્યારે ભૂખની પીડા અસહ્ય થઇ પડી, તેવામાં રાજાને એક બગલો ઉભેલો જણાયો. ઘણા દિવસની ક્ષુધા ભાગવાના આનન્દ-વિચારમાં તેણે પોતાનું એકનું એક વસ્ત્ર બગલા ઉપર નાંખ્યું, એવી આશાએ કે તે પકડી શકાય. પણ ચાલાક પક્ષી વસ્ત્ર લઇ ઉડી ગયું.

નિર્વસ્ત્ર નળરાયનું હૃદય ભરાઇ આવ્યું. પણ દમયન્તીએ પોતાનું અર્ધું વસ્ત્ર પતિને પહેરવા આપ્યું. આમ બન્ને જણે એક વસ્ત્ર પહેરી લીધું. દુઃખભારે દબાયલા પતિએ પત્નીને કહ્યું, " આ દૈવકોપ છે, નહીં તો પક્ષી પણ મારૂં વસ્ત્ર કેમ લઇ જાય? હે સતી, મારા પર વિધિ રૂઠયો છે; ને તેથી હું દુઃખી થાઉં છું. હું, તારો પતિ, તને તારા હિતની વાત કહું છું તે સાંભળ. આ અહીંથી દક્ષિણ તરફ જતો રસ્તો અવન્તી થઇ ઋક્ષ પર્વત ઓળંગી વિદર્ભ દેશ જાય છે. માટે તું આ રસ્તે વિદર્ભ જા."

આ સાંભળી બાષ્પ ગદ્‌ગદ્ સ્વરે દમયન્તીએ નૈષધને કરુણ વચન કહ્યાં—" મહારાજ, આપનો સંકલ્પ સંભારી સંભારીને મારૂં

હૃદય ગળી જાય છે. હૃતરાજ્ય, હૃતદ્રવ્ય, વિવસ્ત્ર, ને ક્ષુધા તથા શ્રમથી પીડાતા તમને નિર્જન વનમાં મુકીને હું કેવી રીતે જઇ શકું ? મહારાજ, થાક, ક્ષુધા ને ચિંતાથી તમે પીડાઓ છો, તેવે સમયે ઘોર વનમાં તમારી કલાન્તિ દૂર કરનાર મારા સિવાય બીજું કોણ છે ? વૈદ્યોનો મત છે કે સર્વ દુઃખમાં ભાર્યા સમું ઔષધ અન્ય નથી. મારૂં આ વાક્ય તમે સત્ય માનજો. ”

નળ—“ સુમધ્યમે, તારૂં કથન બરાબર છે. હું તને ત્યજવા ઇચ્છતો નથી. તું શા માટે આટલી બધી અધીરી થઇ રહી છે ? ” આમ કહી તેણે અર્ધવસ્ત્રા પત્નીને મીઠાં વચનથી વારંવાર સાન્તવન આપ્યું. એક વસ્ત્ર પહેરીને વનમાં રખડતે રખડતે ક્ષુધા, તૃષા ને શ્રમથી પીડાતાં તે એક વિશ્રામસ્થાને જઇ ચડયાં. ત્યાં વિવસ્ત્ર, મલિન, શ્રાન્ત રાજા દમયન્તી સાથે જમીન પર સૂઇ ગયો. સુકુમારી, તપસ્વિની, કલ્યાણી દમયન્તી પણ દુઃખથી થાકી જઇ પતિની બાજુમાં સૂઈ ગઇ ને ભર ઉંઘમાં પડી. પરંતુ શોકથી વલોવાઇ રહેલા ચિત્તવાળા નળને ઉંઘ આવી નહીં. તેને તર્ક વિતર્ક ઉઠવા લાગ્યા—‘ આમ કરૂં તો શું ? આમ ન કરૂં તો શું ? મારૂં મરણ શ્રેય છે કે પરિજનનો ત્યાગ શ્રેય છે ? મારામાં લાગેલી આ સતી મારે લીધે દુઃખ વેઠે છે. મારા વગર કદાચ તે એના પિતાને ઘેર જાય ખરી. એ મહાભાગા ભક્તિવાળી છે, પતિવ્રતા છે. તે યશસ્વિનીની ઉપર માર્ગમાં કુદૃષ્ટિ કરવાની કોઇની છાતી નહીં ચાલે; એટલું એનું તેજ છે. માટે હું એને અહીં ઉંઘતી મૂકી ચાલ્યો જાઉં. એ બિચારી મારી સાથે દુઃખી શું કામ થાય ? મને અહીં નહીં જુએ એટલે એ વિદર્ભ નગરીમાં જશે, ને સુખી થશે. ” આમ વિચારી નળે વસ્ત્રનો અર્ધો ભાગ કાપી લીધો. ઘેલા જેવો નળ અર્ધવસ્ત્રા સુન્દરીને મૂકી નાઠો. વળી પુનઃ પાછો આવી તેની પાસે ઉભો રહી તે રોયો—રડી રડી બોલ્યો, “ મારી પ્રિયાને વાયુ કે આદિત્ય જોઇ શકતો નહીં, તે આજે અહીં

જમીન પર અનાથની જેમ સૂતી છે. એ ચારુહાસિની જાગશે ત્યારે કેવી ઉન્મત્ત બનશે! એ સતી એકલી વાઘવરૂવાળા વનમાં કેવી રીતે રહી શકશે? હે મહાભાગે, આદિત્ય, રુદ્ર, અગ્નિ ને અશ્વિન્ ને વાયુ તારૂં રક્ષણ કરો, તું ધર્મથી સમાવૃત છે.” આમ બોલી અપ્રતિમ રૂપવાળી દમયન્તીને મૂકી કલિનો ભમાવ્યો નળરાજા ચાલ્યો. તે જાય જાય, ને પાછો આવે. છેવટે તેને એકલી મૂકી તે ગહન વનમાં ચાલી નીકળ્યો.

## વિયોગિની દમયન્તી

નળ રાજા ગયા, ને થાક ઉતર્યો એટલે દમયન્તી જાગી. નિર્જન વનમાં ભર્તાને ન જોતાં તેણે ભયભીત થઇ રૂદન કરતે નૈષધપતિને બોલાવવા માંડ્યો, “ હા નાથ, હા મહારાજ, હા સ્વામીન્ મને કેમ ત્યજો છો? નિર્જન વનમાં હું ડરૂં છું, હું મરી જાઉં છું મહારાજ, તમે તો ધર્મજ્ઞ ને સત્યવાદી છો, તો તમારે પગલે ચાલનારી તમારી ભાર્યાને મૂકી તમે કેમ જતા રહ્યા? તમે દેવો સમક્ષ જે પ્રતિજ્ઞા લીધી હતી, તે પૂરી કેવી રીતે કરશો? પરિહાસ આટલો બધો ન હોય! હું ડરૂં છું, માટે પરિહાસ છોડી દઇ દર્શન દો. વૃક્ષ પાછળ સંતાઇને તમે મારી સાથે કેમ બોલતા નથી? હે પાર્થિવ, મને આશ્વાસન આપવા તમે કેમ આવતા નથી? અરેરે, ભૂખ્યા, તરસ્યા ને થાકયા પાકયા સાયંકાળે તમે અહીં આવશો, ને મને નહીં જુઓ તો તમને શું શું થશે?” આમ બોલી આવેશથી પ્રદીપ્ત બની તે રોતી રોતી દુ:ખથી આમ તેમ દોડવા લાગી. ઘડીમાં તે ઉઠે, ઘડીમાં પડે આખડે, ઘડીમાં ભયથી છુપાઇ જાય, તો ઘડીમાં આક્રન્દ કરે. આવી રીતે ઉન્મત્તની જેમ દોડતી, પડતી, આખડતી બાલાનો પગ એક ભૂખ્યા અજગરના મુખમાં પડયો. તેણે તેને પકડી કે તેને નળરાજાનો વિચાર આવ્યો—“ હા નાથ, મને અનાથની જેમ

અજગરે આ વનમાં પકડી છે. તમે એ કેમ જાણતા નથી ? તમે થાકી જશો, ભૂખ્યા થશો, ને ગ્લાનિ પામશો, ત્યારે, હે નરશાર્દૂલ, તમારો શોક હવે કોણ દૂર કરશે ? ”

એટલામાં એક પારધીએ દમયન્તીને અજગરના મુખમાં પડેલી ને રૂદન કરતી જોઇ. તેણે વેગથી દોડી આવી, તીક્ષ્ણ શસ્ત્ર વડે અજગરને ચીરી નાંખી એ તપસ્વિનીને મૂકાવી. અર્ધ વસ્ત્રને લીધે ઉરનો ખુલ્લો રહેલો ભાગ, તેની કાન્તિ, તેનું પૂર્ણચન્દ્ર શું વદન જોઇ પારધી કામાન્ધ બન્યો. જ્યારે સત્યનું કંઇ ન ચાલ્યું ત્યારે પોતાના શીલનું રક્ષણ કરવા તેણે રોષથી ઉપકારક પારધીને શાપ દીધો, “ મેં મનથી પણ નૈષધનાથ સિવાય અન્ય કોઇનો વિચાર કર્યો ન હોય, તો આ ક્ષુદ્ર કામાન્ધ પારધીનું પતન થાવ. ” આટલું બોલતાંમાં તો વ્યાધ મૃતવત્ જમીન પર પડ્યો.

વ્યાધનો નાશ કરી વૈદર્ભી ભયંકર શૂન્ય વનમાં માર્ગ કાપવા લાગી. નળને શોધતી તે સતી એકલી વનમાં રખડવા લાગી, અને પતિશોકથી રોઇ ઊઠી, “ અરેરે, નાથ, હું મર્યા જેવી થઇ ગઇ, તોય તમે મારી સાથે કેમ બોલતા નથી ? મહારાજ, મહારણ્યમાં હું એકલી, આપની દમયન્તી, આપને બોલાવી રહી છુંઃ કેમ તમે બોલતા નથી ? ” થોડી વાર પછી વાઘને જોઇ, ‘ આ શાર્દૂલ મારા તરફ આવે છે, ચાલ હું તેની પાસે જાઉં. ’ એમ વિચાર કરી તેની પાસે જઇને કહેવા લાગી કે આપ મૃગોના અધિપતિ છો, આ વનના પ્રભુ છો. હું વિદર્ભરાજની પુત્રી દમયન્તી એકલી, શોકભારે દબાયલી મારા પતિને શોધી રહી છું; તો મને આશ્વાસન આપો—મને કહો કે તમે મારા પતિને દીઠા છે ? જો ન દીઠા હોય તો મને ખાઇ જાવ, અને આ દારુણ દુઃખમાંથી મને છોડાવો. ” આવી રીતે માર્ગે જે મળે તેને, પશુ, પક્ષી કે વૃક્ષને કે શિલાને નળરાયના સામાચાર પૂછતી તે રખડવા લાગી.

રખડતે રખડતે તે એક નગરીમાં જઇ ચડી. અર્ધ વસ્ત્રાચ્છાદિત, વિહ્વલ, કૃશ, દીન, ને છૂટા કેશવાળી સ્ત્રીને ઉન્મત્તની જેમ નગરના રસ્તામાં દોડતી જોઇને ગામનાં બાલક પાછળ પડયાં. ભટકાવરી ફરતી તે રાજમહેલ આગળ જઇ ચડી. તેને જોઇ રાજમાતાએ ધાત્રીને કહ્યું, " પેલી બાઇને મારી પાસે બોલાવી લાવ. " અશ્રુપૂર્ણ નયનવાળી ને વિલાપ કરતી દમયન્તીને રાજમાતાએ આર્ત સ્વરે કહ્યું, ' હે કલ્યાણી, તું મારી સાથે રહે; મને તારા પર પરમ પ્રીતિ થઇ છે; ને મારા માણસો તારા પતિની શોધ કરશે. ' આર્યા તે ત્યાં રહી. રાજમાતાએ તેને સન્માનપૂર્વક કોઇ વાતનું ઓછું ન આવે તેવી રીતે પોતાને ઘેર રાખી.

## નળની શોધ.

દમયન્તીને ત્યજી નળરાય વનમાં રખડતો હતો, તેવામાં તેણે દાવાનળ સળગતો જોયો. તેમાંથી અવાજ આવ્યો, " હે નળ, મને બચાવી પુણ્યશ્લોક નામનું સાર્થકય કરો. " " ડરો મા, " એમ કહી અગ્નિમાં પ્રવેશ કરી નળરાજાએ દવમાંથી એક મોટા નાગને બહાર કહાડયો. એટલે નાગે કહ્યું, " હું કર્કોટક નાગ છું. તમે અહીંથી થોડે દૂર જાવ. હું તમારૂં શ્રેય કરીશ. " એટલે નળરાજા તેને મૂકી દશ પગલાં દૂર ગયા, એટલે નાગ તેમને ડસ્યો. તેના દંશથી રાજાનું સુન્દર રૂપ કુરૂપ થઇ ગયું. હવે નાગ બોલ્યો, " રાજન્, તમને માણસો ઓળખી શકે નહીં, તેટલા માટે મેં તમને આવું વિરૂપ આપ્યું છે. તમે અહીંથી ઋતુપર્ણ રાજા પાસે અયોધ્યામાં જાવ. એ રાજા અક્ષવિદ્યામાં નિપુણ છે. તમે ત્યાં બાહુક તરીકે રહેજો. પછી તમને તમારૂં મૂળ રૂપ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય, ત્યારે તમે આ વસ્ત્ર પરિધાન કરજો. " આમ કહી નાગ અન્તર્ધાન થઇ ગયો, ને નળ અયોધ્યા જઇ ઋતુપર્ણ પાસે સન્માનમાં રહેવા લાગ્યો.

નળરાજા હાર્યો, અને દમયન્તી સાથે વનમાં ગયો, એ જાણી ભીમક રાજાએ નળની શોધમાં બ્રાહ્મણો દેશદેશ મોકલ્યા. તેમની શોધમાં ફરતે ફરતે સુદેવ નામના પુરોહિતે ચેદિપુરમાં રાજ મહેલમાં દમયન્તીને જોઇ. તેણે જોયું કે પૂર્ણચન્દ્ર શી એ શ્યામા ઝાંખી પડી ગઇ હતી, જેમ અગ્નિશિખા ધૂમાડાથી ઝાંખી પડી જાય છે તેમ. મૃણાલિને ઉખેડી નાંખી હોય, ને એ જેવી કરમાઇ જાય, તેવી દમયન્તી કરમાઇ ગઇ હતી. નદીમાંથી જળ સૂકાઇ જાય, ને તે જેવી દીન દેખાય, તેવી પતિશોકથી આકુલ વ્યાકુલ થયેલી વૈદર્ભી દેખાતી હતી. નળરાયની પત્ની પતિવિયોગથી ત્રાસ પામેલા પક્ષી જેવી, હસ્તિની શૂંઢથી ચુંથાયલી પદ્મિની જેવી, ને નીલ વાદળ છવાઈ ગયેલી નવીન ચન્દ્રલેખા જેવી જણાતી હતી. નારી પાસે કંઇ ભૂષણ ન હોય તો પણ પતિ તેનું ભૂષણ છે, ને તે શોભતી છતાં—સુન્દર છતાં–પતિ વિના શોભતી નથી.

ભાઇ જેવા દ્વિજ સુદેવને જોઇ દમયન્તી રોઇ પડી. એટલામાં રાજમાતા પણ સમાચાર મળવાથી આવી પહોંચ્યાં સુદેવને જોઇ સુનન્દા તરત જ તેને—દમયન્તીને—પિછાની શકી. તેણે તેને રોતે રોતે ભેટીને કહ્યું, " તું મારી બ્હેનની પુત્રી છે. અરેરે આજ સુધી હું તને ઓળખી પણ શકી નહીં. " બાદ તે પિતૃગૃહે ગઇ. ત્યાં એક રાત્રિ ગયા બાદ તેણે માતાને કહ્યું, " મને જીવતી રાખવાની ઇચ્છા હોય, તો નરવીર નળને લાવવાનો યત્ન કરો. "

આથી માતાએ દુ:ખી થઈ રાજાને કહ્યું, " દમયન્તીએ લજ્જા મૂકીને સ્વયં મને કહ્યું છે કે મારા પતિની શોધ કરાવો. માટે નળરાયને શોધવા દૂત મોકલો. "

દેશદેશાન્તરમાં મોકલવા તૈયાર કરેલા દૂતોને દમયન્તીએ કહ્યું, " દૂતો, તમે જ્યાં જ્યાં જાવ, ત્યાં ત્યાં આમ પ્રશ્ન કરજો, ' હે શઠ, હું ગહન વનમાં ઉંઘી ગઇ હતી, ત્યારે મને

અર્ધવસ્ત્રા મુગ્ધાને તમે ક્યાં જતા રહ્યા ? તે બાલા હજી પણ તમારી પ્રતીક્ષા કરી રહી છે. એના શોકનો વિચાર કરી તમે પ્રત્યુત્તર આપો. વળી, भर्तव्या रक्षणीया च पत्नी हि पतिना सदा । તો હે ધર્મજ્ઞ, તમે તમારો એ ધર્મ કેમ ઉવેખ્યો ? તમે યશસ્વી, પ્રજ્ઞ, કુલીન, ને દયાળુ છો, તો શું મારાં ભાગ્યનો ક્ષય થયો કે તમે વિના કારણે મને ત્યજીને ચાલ્યા ગયા ?"

તેના ઉપરોક્ત પ્રશ્નોની ટહેલ નાંખતા થકો નળરાયની શોધમાં દેશેદેશ ફરવા લાગ્યા. પછી દીર્ઘ કાલ બાદ પર્ણાદ વિપ્રે આવીને દમયન્તીને કહ્યું, " મેં અયોધ્યા નગરીમાં ભાંગાસુરિ પાસે જઇ મારી ટહેલ નાંખી. પણ રાજા ઋતુપર્ણે મને કંઇ જવાબ ન આપ્યો. પરન્તુ અશ્વવિદ્યા જાણનાર, મિષ્ટ ભોજન બનાવનાર કોઇ બાહુકે રોતે રોતે જવાબ આપ્યો, ' કુલીન સ્ત્રી દુઃખમાં પણ પોતાનું રક્ષણ કરે છે. કુલીન સ્ત્રી પતિથી ત્યજાયા છતાં તેની પર કદિ રોષ કરતી નથી ને ચરિત્રકવચથી પ્રાણ ધારણ કરી રહે છે. હે ભામિની, દુઃખ તથા વૈષમ્યથી મૂઢે તને ત્યજી, તેથી તારે ક્રોધ કરવો જોઇએ નહીં. પ્રાણ ટકાવી રાખવા ઇચ્છનારનાં વસ્ત્ર પક્ષી લઇ ગયું—આ દુઃખથી વ્યથિત થયેલા મનવાળાએ, હે શ્યામા, તારો ત્યાગ કર્યો, તો તારે ક્રોધ કરવો જોઇએ નહીં. હે સતી, રાજ્યથી ભ્રષ્ટ થયેલા, શ્રીહીન, ક્ષુધિત, ને દુઃખી પતિ પર ક્રોધે ભરાવું ઉચિત નથી.' બાહુકનાં આવાં વચન સાંભળી હું ત્વરાથી અહીં આવ્યો છું. હવે શું કરવું તે તમે જાણો ને મહારાજ જાણે."

પર્ણાદની બીના સાંભળી તેનાં નેત્ર જલથી ભરાઈ ગયાં. તેણે સુદેવને બોલાવીને કહ્યું, " સુદેવ, અયોધ્યા નગરીમાં જઇને રાજા ઋતુપર્ણને નિવેદન કરો કે ભીમકકુમારી દમયન્તીનો સ્વયંવર ફરી આવતી કાલે થવાનો છે."

સુદેવે અયોધ્યા જઇ ઋતુપર્ણને જણાવ્યું કે નળરાયની પત્ની દમયન્તીનો સ્વયંવર આવતી કાલે થવાનો છે. વિપ્રનું વચન સાંભળી રાજાએ બાહુકને બોલાવી કહ્યું, "ભાઇ બાહુક, મારે તારૂં કામ પડયું છે. આવતી કાલે નળની ી દમયન્તીનો સ્વયંવર છે. મારે એમાં જવું છે. કદાચ તેને મેળવવાનું મારા ભાગ્યમાં હોય. માટે તમારી અશ્વવિદ્યા આજે સફળ કરો."

આ સાંભળતાં બાહુકનું હૃદય ચીરાવા લાગ્યું, "શું દમયન્તી કદાપિ આવું કરે? દુઃખથી ભાન ભૂલી કદાચ એમ કરે પણ ખરી! કદાચ મને મેળવવાની આ તેની યુકિત પણ હોય! અરેરે, બિચારી દમયન્તી પણ શું કરે? મેં પાપબુદ્ધિએ એને દગો દીધો, એનો ઉચ્છેદ કર્યો. ીસ્વભાવ ચંચલ છે, ને મારો દોષ કારણ છે,—આથી દુઃખભારે નિઃસ્તેજ થઇ તેણે પુનર્વિવાહ કરવાનો ઇરાદો પણ રાખ્યો હોય!—સંભવ છે—ના, ના, એ એવું તો કદાપિ કરે નહીં; હું એને અન્યાય કરૂં છું. દમયન્તી પુનર્વિવાહ કરે? હશે, જે હોય તે હોય. વાત સત્ય છે કે અસત્ય તે ત્યાં ગયે નક્કી થશે." આવી વિચારમન્થના પછી બાહુકે રાજાને કહ્યું, "આપણે ખુશીથી આવતી કાલે વિદર્ભ નગરીમાં પહોંચીશું."

બાદ અશ્વશાળામાંથી બે ઉંચા, સૂકા, તેજસ્વી અશ્વને પસન્દ કરી બાહુકે રથ તૈયાર કર્યો. એટલે બન્ને વિદર્ભ દેશ જવા નીકળ્યા. રથ આકાશ માર્ગે નહી, પર્વત, વન, સરોવર વગેરે ઓળંગતો ખેચરની જેમ પવન વેગે માર્ગ કાપવા લાગ્યો. રથના વેગથી રાજાને હર્ષ થયો. પણ એટલામાં તેનું ઉત્તરીય પડી ગયું. તે લાવવા માટે તેણે બાહુકને રથ રોકવા કહ્યું. પણ એટલામાં રથ તો એક યોજન દૂર નીકળી ગયો, ને તેણે રથ રોકવાની આનાકાની કરી. ત્યારે રાજાએ કહ્યું, "બાહુક, કોઇ કાંઇ સર્વજ્ઞ નથી. તમને એક

વિદ્યા આડવતી હશે, તો બીજાને બીજી આવડતી હશે. હું સંખ્યા ગણવાની વિદ્યા જાણું છું.” આમ કહી, તેણે પાસેના ઝાડ પરનાં ફળની સંખ્યા કહી. એટલે બાહુકે રથ થોભાવ્યો. બાદ રાજાએ એક શાખા પરનાં ફળની સંખ્યા કહી, ને બાહુકે તે મેળવી જોઇ. રાજાની અક્ષવિદ્યાથી તેને આશ્ચર્ય થયું. બાદ ત્યાં ને ત્યાં જ બન્નેએ એક બીજાની વિદ્યા શીખી લીધી. જ્યાં બાહુકને બીજી વિદ્યાનું જ્ઞાન થયું કે તેના શરીરમાંથી કલિ ભાગી ગયો. પછી તેઓ બીજે દિવસે વિદર્ભ નગરી પહોંચ્યા.

હવે દમયન્તી બોલી, “ સારી પૃથ્વીને ભરી દેતો રથઘોષ સૂચવે છે કે નિષધેશ આવે છે. એમના વિના રથની આવી ગર્જના હોઈ શકે નહીં. ખરે, હવે મને તે મળશે, ને નિઃસન્દેહ મને તેમનો સુખસ્પર્શ થશે. મેઘનાદ કરતો રથ નળરાયનો નહીં હોય, તો તેના ગુણનું સ્મરણ કરતી હું રાત્રિદિન તેને ઝંખતી તેની પાછળ મારો દેહ પાડીશ.” આમ કહી વિલાપ કરતી તે નળરાયનાં રથમાં દર્શન કરવા મહેલની અગાશીએ ચડી. પણ તેણે તો નૈષધને ન જોતાં બાહુકને જોયો. પણ તેની કેટલીક ચેષ્ટાઓથી શંકા આવતાં તેણે કેશિનીને મોકલી. તેણે આવીને બાહુક સમ્બન્ધી જે હકીકત કહી તે પરથી દમયન્તીને લાગ્યું કે ઘણે ભાગે એ બાહુક જ નિષધરાય હશે. તેથી તેણે પિતાની આજ્ઞા લઇ બાહુકને અન્તઃપુરમાં બોલાવ્યો.

## મિલન

બાહુકે અન્તઃપુરમાં પ્રવેશ કર્યો, ને દમયન્તીને શોકદુઃખથી દબાયેલી જોતાં જ તે રોઈ પડયો. પછી કાષાય વસ્ત્રવાળી મલિન દમયન્તીએ ગદ્ગદ સ્વરે પૂછ્યું, “ બાહુક, તમે કદિ એવા ધર્મજ્ઞ પુરુષ વિશે સાંભળ્યું છે કે જેણે ભર ઉંઘમાં સૂતેલી પોતાની સતી સ્ત્રીનો વગર વાંકે ગહન વનમાં ત્યાગ કર્યો હોય ? ”

બાહુક—" નિર્દોષ, શ્રમમોહિત પ્રિય ભાર્યાને નિર્જન વનમાં પુણ્યશ્લોક નળરાજા વિના બીજું કોણ ત્યજે ? "

દમયન્તી—" મેં સાક્ષાત્ દેવોને ઉવેખી જેની સાથે લગ્ન કર્યું, તે નાથે મને–તેને પગલે ચાલનારી તેની સહધર્મચારિણી સ્રીને–કેમ ત્યજી ? " આમ તે જેમ જેમ બોલતી ગઇ તેમ તેમ તેની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. તેને શોકાતી જોઇ બાહુક બોલ્યો, " મારૂં રાજ્ય ગયું પણ તેનું કારણ હું નહતો. કલિએ મારૂં રાજ્ય હરાવરાવ્યું. મેં તેનો ત્યાગ કર્યો તે પણ કલિને લીધે. મારા આટલા તપનાં તાપથી તે હવે મને છોડીને ચાલ્યો ગયો છે, ને હવે હુ તેના વિનાનો બનીને અહીં આવ્યો છુ. હું તારે માટે જ અહીં આવ્યો; બાકી અહીં આવવાનું કોઇ પ્રયોજન નથી. અરે નારી, આવા અનુરક્ત પતિને છોડી, તું ફરી પરણવાને તૈયાર થઇ છે એ શું ? તારા દૂતો દેશેદેશ ઘોષણા કરે છે કે દમયન્તી ફરી સ્વયંવર કરે છે. તને વરવાના હેતુથી તો ભાંગાસુરિ વહેલો વહેલો અહીં આવ્યો છે ! "

આ સાંભળી દમયન્તીએ હાથ જોડી તેને વિનતિ કરી, " આપને મેળવવાની આ મારી યુકિત હતી. એક દિવસમાં આપ વિના કોઇ અયોધ્યાથી અહીં આવી શકે નહીં એ હું જાણતી હોવાથી, મેં ઋતુપર્ણને કહેવરાવ્યું હતું કે હું ફરી પરણું છું. હું આપના ચરણનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરૂં છું કે મેં કદાપિ મનથી અસત્ય વિચાર કર્યો નથી. તમે એ સત્ય પર વિશ્વાસ રાખો કે પુનર્વિવાહની વાત માત્ર તમને મેળવવા ઉરાડી હતી. ભૂતસાક્ષી, સદાગતિ ભગવાન્ સૂર્યનારાયણ મારા પ્રાણ હરો, જો હું અસત્ય બોલતી હોઉં તો. સર્વનાં અન્તઃકરણના સાક્ષી ચન્દ્રમા મારા પ્રાણ હરો, જો હું અસત્ય આચરતી હોઉં તો. ત્રણ લોકને પાળનાર દેવો તમે સાક્ષી પૂરો કે હું જે કહું છું તે સત્ય છે. " એટલે

અન્તરિક્ષમાંથી વાયુદેવ બોલ્યા, " નળ, હું તને સત્ય કહું છું કે તે પાપ કરતી નથી."

વાયુની વાણી સાંભળી આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ, દેવોએ દુંદુભી વગાડયાં, ને શીતલ સુખદ પવન વાવા લાગ્યો. આ જોઇ નળરાજાએ દમયન્તીને શુદ્ધ માની નાગનાં વસ્ત્ર પરિધાન કર્યાં, એટલે તેનું બાહુકરૂપ અદૃશ્ય થયું ને તેને પહેલાંનું રૂપ પ્રાપ્ત થયું. સ્વરૂપવાળા પતિને જોઇ વૈદર્ભીએ તેને આલિંગન દીધું, ને તે ખુબ રોઇ. નળે પણ તેને આશ્વાસન આપ્યું. બાદ બન્નેએ એક બીજાને પોતાનાં વિતકની વાત કરી. બીજે દિવસે બન્નેને રાજાએ અભિનંદન આપ્યું. રાજા ઋતુપર્ણ પાછો ગયો. ને પુણ્યશ્લોક નળે પોતાનું રાજ્ય જીતી લઇ દમયન્તી સાથે સુખે પ્રજાપાલન કરવા માંડયું.

---

૮

# ધર્મને માટે અદ્ભુત બલિદાન

## ( ગુરુ ગોવિંદસિંહના બે કુમારોનું મૃત્યુ )

( રા. કલ્યાણજી વિઠ્ઠલજીભાઇ મહેતા. )

આનંદગઢનો કિલ્લો છોડતી વખતે ગુરુ સાહેબનાં માતુશ્રી તેમજ તેમના કેવળ નવ અને સાત વર્ષના બે સુકુમાર પુત્રો પણ સાથે હતા. બહાર નીકળતાંની સાથે જ જ્યારે મુગલ સેનાએ ગુરુ સાહેબ પર એકાએક હુમલો કર્યો, ત્યારે તેમનાં માતુશ્રી અને પેલા બે કુમારો ગુરુ સાહેબથી વિખુટાં પડી ગયાં, તે પછી ગુરુ સાહેબના ઘરના એક ઘણા લાંબા વખતના બ્રાહ્મણ રસોઇઆની સાથે કેટલાક શીખો તેમની ડોળીને બચાવી ઘણે દૂર

લઈ ગયા, અને તે જુના નોકરને ભરોંસે તેમને છોડી, તેઓ ગુરુ સાહેબની શોધમાં પાછા ફર્યા હતા.

અંધારી રાત્રિ અને બિયાબાન—સુમસાન જંગલ; તેમાં કોઇ પણ ઠેકાણે એક પક્ષીની પાંખના ફફડાટનું ચિહ્ન સરખું પણ જણાતું ન હતું. આવે વખતે ચાર મજુરો ગુરુ સાહેબની માતાની ડોળી ઉઠાવી ચાલતા હતા. સાથમાં નવ અને સાત વર્ષના બે બાળક અને પેલો બ્રાહ્મણ રસોઈઓ હતો. કયાં જવું અને શું કરવું તેનો કંઇ પણ નિશ્ચય ન હતો.

દાદીમાએ બ્રાહ્મણ દેવતાને પૂછયું, "મહારાજ, આપણે કયાં જઇએ છીએ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો, "કયાં જઇએ છીએ તેનું તો કંઈ નકકી નથી, પણ હું ધારૂં છું કે જ્યાં સુધી કંઈ નિશ્ચય થાય નહિ, અથવા તો ગુરુ સાહેબ તરફથી કાંઈ સમાચાર મળે નહિ ત્યાં સુધી આપ મારા મુકામમાં સ્વસ્થ રીતે રહી શકશો, અને ત્યાં આપને કોઇ પણ રીતની તકલીફ પડશે નહિ. હું ગુરુ મહારાજના ઘરનો પુરાણો સેવક છું, અને તેમના પિતાના સમયથી આપની સેવા ચાકરી કરતો આવ્યો છું. મારા પર વિશ્વાસ રાખવામાં આપને કોઇ રીતે આગળ પાછળ જોવું પડે તેમ નથી."

આવી રીતે સમજાવતો મનાવતો એ બ્રાહ્મણ આ લોકોને પોતાને ઘેર લઇ આવ્યો. ઘણે દૂરથી આવેલાં આ યાત્રીઓએ કંઇક ખાઇ પીને આરામ લીધો. બે દિવસ સુધી એ લોકો અહીં આનંદપૂર્વક રહ્યાં, પણ ત્રીજે દિવસે બ્રાહ્મણ દેવતાની દાનત બદલાઇ! હકીકત એવી હતી કે ગુરુ સાહેબની માતા પાસે એક ઝવેરાતની પેટી હતી, જેમાં ઘણાં મૂલ્યવાન રત્નનાં આભૂષણો હતાં. આ માલ કેટલાક લાખની કિંમતનો હતો. માતુશ્રી રાત્રિએ તેને ઓશિકા નીચે મૂકી સૂઇ રહેતાં. બ્રાહ્મણ દેવતાની નજર આ પેટી પર પડી

ચૂકી હતી. એક દિવસ રાત્રે તેણે પેલી પેટી માતુશ્રીના માથા નીચેથી સરકાવીને ઉઠાવી લીધી, અને ઘરમાં કોઈ સ્થળે છુપાવી દીધી. "એક નિઃસહાય અબળા શું કરી શકનાર છે ? એ માલ હું સહજમાં ઓહિયાં કરી જઈશ." આવા વિચારમાં ને વિચારમાં તે બ્રાહ્મણ રાતભર સુખનાં સ્વપ્ન અનુભવવા લાગ્યો.

અહો સુવર્ણ ! તારા મહિમાને પણ ધન્ય છે ! ! મોટા મોટા સત્પુરૂષોને પણ તેં નીચે ગડબડાવી પાડયા છે ! ! !

પ્રાતઃકાળે માતુશ્રી જાગીને જુએ છે તો પેટી મળે નહિ ! તેઓ ઘણાં વ્યાકુળ થઇ ગયાં, અને આમ તેમ શોધ કરીને તેમણે પેલા બ્રાહ્મણ દેવતાને તે સંબંધે પૂછ્યું. ઉત્તરમાં તેઓ બોલી ઉઠયા, "હું તો જાણતો પણ નથી કે આપની પાસે અમુક ચીજ હતી કે નહિ ? મારે આપની ચીજોની ભાંજગડજ શી ?"

આથી તો માતાજી વધારે આશ્ચર્યચકિત થયાં, અને બોલ્યાં, "મહારાજ, આ મુકામમાં બીજું તો કોઇ આવતું પણ નથી, તેમ બાળકોએ ઉઠાવીને કંઇ તેને ફેંકી યે દીધી નથી, કારણ કે તેમણે તે દીઠી જ નથી, તો પછી પેટી જાય કયાં ! આ તો મને ઘણું આશ્ચર્ય લાગે છે."

બ્રાહ્મણ દેવતા તડુકીને બોલ્યા, "તો શું મેં લઈ લીધી ? કેમ ન લઉં ? જીવનું જોખમ વેઠી આપને અને આપનાં બાળકોને મારે ઘેર લાવીને રાખ્યાં તેનું આ ફળ ? આજ બે પેઢીથી આપની નોકરી કરી રહ્યો છું, તેમાં એક રતિની ચીજ પણ કદિ પાછી કરી નથી, મે આજે મારે માથે આ ચોરીનું આળ ! હાય ! સમય પલટાયો છે ! ! શું તમને ખબર નથી કે તમો સર્વને ઘરમાં રાખીને મેં કેટલું બધું જોખમ માથે વહોરી લીધું છે ? જો કોઇ બાદશાહના અધિકારીને એની ખબર થાય તો મારે અને

તમારો સર્વનો જાન કેટલી વાર ટકી રહે ! મેં આટલું જોખમ ખેડી તમને બધાંને મારે ત્યાં આશ્રય આપ્યો, અને પરિણામે ઉલટું ચોરીનું લાંછન ! ! ધન્ય છે ! ! આજ વખતે જો થાણા પર જઇને હું તમારા સર્વનો પત્તો આપું તો કહો કેવું થઇ રહે ? બાદશાહી શત્રુનાં સ્ત્રી પુરૂષોની કેવી ગતિ થાય છે તેનો કદિ તમે વિચાર કર્યો છે ? ”

આ સાંભળી માતાજી બહુ ડરી ગયાં, અને અત્યંત વિકળ થઈ બોલ્યાં, ” મહારાજજી મેં તો આપને કંઇ પણ કહ્યું નથી, માત્ર એટલું જ કહેતી હતી કે જો આપને તેની કંઈ પણ ખબર હોય તો તે કહો અથવા તો તેની શોધખોળ કરો, ખેર, ગઇ તો ભલે, જવા દો. ફરીથી તેની ચર્ચા કરવામાં કંઇ સાર નથી. આપ કૃપા કરીને શાન્ત થાઓ," અને મારા જેવી અજ્ઞાન અબળાથી જો આપનો કંઇ પણ અપરાધ થઇ ગયો હોય તો ક્ષમા કરશો ? કારણ કે આ સમયે આપ મારા રક્ષક પિતા છો. તે આપ જ જો મને આવી રીતે ભયભીત કરશો તો પછી મારૂં ઠેકાણું કયાં રહેશે ? ” આવાં આવાં વચન કહી સંભળાવી તેમણે બ્રાહ્મણ દેવતાને કાંઇક શાન્ત પાડયા. માતુશ્રી ઘણાં ચતુર હતાં, તેમણે તેની ઉપર્યુક્ત અભાવ-સૂચક વાણીથી સમજી લીધું કે પેટી તો તેણે જ ચોરી છે; પણ આ અવસર કશું પણ કરવાનો કે સંભળાવવાનો ન હતો, અને તેથી જ તેઓ શાન્તિથી બેસી રહ્યાં.

માતુશ્રીના તો આવા હાલ હતા, પરંતુ પેલો દુષ્ટ બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે “ જો એ લોકો અહીંઆં રહેશે તો એ માલ મને પચી શકશે નહિ, અને આજે નહિં તો બે દિવસે પણ સંઘળો ભેદ ખુલ્લો થશે; માટે સૌથી સારો રસ્તો હવે એ જ છે કે શહેરના કોટવાળને તેઓ અહીં છે એવી ખબર આપી દેવી. આમ થવાથી એ લોકો ઠેકાણે પડી જશે, અને હું આનંદમાં દિવસ ગુજારી શકીશ. ”

એવો વિચાર કરી એ નરાધમ એકદમ કોટવાળ પાસે પહોંચી ગયો, અને તેને ખબર કરી કે " રાજવિદ્રોહી ગુરુ ગોવિંદસિંહનો પરિવાર ભાગી આવી મારે ત્યાં ગુપ્ત રીતે રહ્યો છે. મેં તેને આશ્રય તો આપ્યો છે પણ એવી મતલબથી કે તેને પકડાવી દેવો. પરિવારમાં ગુરુ સાહેબની માતા અને તેમના પુત્રો છે, જેઓ હમણાં પણ મારે ત્યાંજ છે. હવે આપને જે ઉચિત લાગે તે કરો. હું બાદશાહની રૈયત હોઇને નિમકહરામ બની શકતો નથી, અને તેથી પ્રસંગ જોઇ આ ખબર કરૂં છું."

આ વૃતાન્ત સાંભળી કોટવાળ સાહેબે તરતજ પોતાના નોકરો સાથે તેને ત્યાં આવીને જડતી લીધી અને ગુરુજીની માતા તથા તેમનાં બે બાળકોને પકડી લેવામાં આવ્યાં. પકડતાંજ માતુશ્રી પ્રથમ તો કંઇક આશ્ચર્યચકિત અને ભયભિત બન્યાં. પણ જ્યારે તેમને પૂર્વ હકીકતનું સ્મરણ થયું ત્યારે તેઓ દઢતાપૂર્વક માત્ર એટલુંજ બોલ્યાં કે " ગુરુ તેગબહાદુરની પત્ની અને ગોવિંદસિં-હની માતા પણ કેવી રીતે મરવું તે સારી પેઠે જાણે છે." વળી કોટવાળને કહ્યું કે " તેં જ્યારે અમને પકડયાં છે તો આ દુષ્ટને પણ પકડ; એણે મારી જવાહીરની પેટી ચોરી છે, એની જડતી લેવાથી તરતજ તેનો પત્તો લાગી જશે."

પછી કોટવાળે જ્યારે ઘરની જડતી લીધી ત્યારે એક અનાજ-ના કુંડામાં સંતાડેલી પેલી પેટી મળી આવી, બ્રાહ્મણ દેવતાને પણ કેદ કરી, માતાજીને ડોળીમાં બેસાડી અને ગુરુ સાહેબના બે નાના બાળકોને પહેરામાં રાખી કોટવાળ સર્વને થાણા પર લઇ ગયો. અને તેણે રીપોર્ટ લખી પોતાના હાકેમ સરહિંદના સુબા ઉપર રવાના કર્યો. સુબાએ જવાબ મોકલ્યો કે " સવારોની સાથે પૂરતો બંદોબસ્ત રાખી એ લોકોને એકદમ આ તરફ મોકલી આપો." આ પ્રમાણેનો હુકમ મળતાં કોટવાળે બાર સવારોની દેખરેખ નીચે તેમને સુબા પાસે મોકલાવી દીધાં.

તેઓ સુબા પાસે પહોંચ્યાં એટલે તેણે તેમને એક કિલ્લાના બુરજમાં રાખ્યાં. અને હવે તેમનું શું કરવું તેના વિચારમાં તેણે આખી રાત ગાળી. બ્રાહ્મણ દેવતાને તેણે જતો કર્યો, અને પેલી જવાહીરની પેટીમાંથી ઉમદા ઉમદા માલ પોતે રાખી કેટલોક કોટવાળને આપ્યો. સરહિંદનો એ સૂબો ગુરુ ગોવિંદસિંહથી અનેક વાર હાર ખાઇને પરમ કષ્ટ પામ્યો હતો. હવે ગુરુ સાહેબનો નિઃસહાય પરિવાર પોતાને કબજે પડયો છે અને વેર વાળવાનો ખરેખરો વખત મળ્યો છે. એવું વિચારી તે દિવાન, મુસાહિબ, કાજી વગેરેને એકઠા કરી તેમની સલાહ પૂછવા લાગ્યો. સર્વેએ કહ્યું કે દાવ તો બહુજ સરસ હાથ આવ્યો છે, આ વખતે ગોવિંદસિંહના હૃદય પર એવો તો ફટકો લગાવવો જોઇએ કે તે ફરીથી માથું ઉચકી શકે જ નહિ. પ્રથમ તો એ લોકો પાસે દીન ઇસ્લામ કબુલ કરાવવો. અને જો તેઓ તેમ ન કરે તો તેમને કત્લ કરાવવાં જોઇએ. આવું શરેહનું પણ ફરમાન છે." આવી રીતે મસલત કરી પેલા બે બાળકોને સુબાએ પોતાના દરબારમાં બોલાવી મંગાવ્યા.

એ બંને બાળકોને જ્યારે માતુશ્રીથી વિખુટા પડવાનો સમય આવ્યો ત્યારે તેઓ ઘણાં બુદ્ધિમાન હોવાથી તેમને આગળ ઉપર ગુજરનાર અત્યાચારનો કંઇક કંઇક આભાસ થવા લાગ્યો. તેમણે પૌત્રાને ગળે વળગાડી તેમનાં મુખ ચુમ્યાં અને શિર ઉપર હાથ મૂકી કહ્યું, "બેટા કોઇ પણ રીતે ગભરાશો નહિ. તમારા ધર્મ પર મુસ્તાક અચળ રહેજો. અકાલ પુરૂષ તમારો રક્ષક છે." આટલું કહી તેમણે બાળકોને વિદાય કર્યાં. તેઓ ચાલવા માંડતાં માતુશ્રીથી આંસુ રોકી શકાયાં નહિ. તેઓ વ્યાકુળ થઇ આક્રન્દ કરવા લાગ્યાં. પછી "જો બાળકો પર કંઇ આપત્તિ આવશે તો જરૂર પ્રાણ કાઢીશ," એવી દૃઢ પ્રતિજ્ઞા કરી થોડી વારે તેઓ કંઇક શાન્ત થયાં.

બંને સુકુમાર બાળકો જેમાંનો મોટો નવ અને નાનો સત વર્ષની વયનો હતો, તેઓને સુબાના દરબારમાં લાવવામાં આવ્યા.

આ બંને બાળકો જાણે સિંહનાં બચ્ચાં ન હોય તેમ તદ્દન નિર્ભય-પણે અને નિઃસંકોચ રીતે, આમ તેમ જોતા, કોઇને પણ માથું નમાવ્યા સિવાય દરબારમાં જઇ ખડા થયા. તેમની સુંદર અને સુકોમળ આકૃતિ જોઇ સઘળાંનાં હૃદય ભરાઈ આવ્યાં.

જ્યારે એ બંને બાળકો દરબારમાં આવી હાજર થયા, ત્યારે કાજી અને સભાસદોની સલાહથી સરહિંદના સૂબાએ મોટા કુમાર જોરાવરસિંહને પૂછયું, “ કેમ જોરાવરસિંહ, તું મુસલમાન થવાનું પસંદ કરે છે કે? જોરાવરે કંઇ પણ જવાબ આપ્યો નહિ, અને મૌન ઉભો રહ્યો.

વળી સૂબાએ પૂછયું, “ કેમ, તું કંઇ સાંભળતો નથી? મેં શું કહ્યું ? ”

જોરાવર—શું કહો છો?

સૂબા—હું એમ કહું છું કે તારે મુસલમાન થવું પડશે, અને અમારો બાદશાહી ધર્મ કબૂલ કરવો પડશે.

જોરાવર—કંઇ કારણ?

સૂબા—અમારા ધર્મગ્રંથોનો એવો હુકમ છે કે, જેમ બને તેમ બીજા ધર્મના લોકોને પોતાના ધર્મમાં લાવવા. કહે શો જવાબ દે છે? તને અમારો ધર્મ મંજૂર છે?

જોરાવર—અમારો ધર્મગ્રંથ કહે છે કે, પોતાનો ધર્મ છોડવો નહિ. તેથી હું મુસલમાન થવાને કબૂલ નથી.

સૂબા—શું? ખરેખર તું અમારો ધર્મ નહિ જ કબૂલ કરે?

જોરાવર—ના, કદિ પણ નહિ.

સૂબા—સાંભળ, જો તું મુસલમાન બની જઈશ તો શહેન-શાહના દરબારમાં તુ મોટો ઇજતદાર ગણાઈશ. તેઓ તને પોતાની

પાસે બેસાડશે, ઘણા ઘણા ઉમદા પોષાક અને ઝવેરાતમાં ઘરેણાં પહેરવા મળશે; હાથી, ઘોડા, તથા સેંકડો ગુલામ તારી તાબેદારીમાં હાજર રહેશે, અને ચહાય તેટલી ખુબસુરત કુમારિકાઓ સાથે તું લગ્ન કરી શકીશ. હવે વિચાર કરી જો, શું આટલી મોજ ભોગવવાની તક મળે છતાં પણ તું મુસલમાન થવાને ખુશી નથી ?

જોરાવર—અમારા ગુરુનો એવો ઉપદેશ છે કે, “ધર્મ છોડવાથી કદાચ સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય તોપણ તેને નરક સમાન જાણવી.” આથી તમારી એ મોજને હું નરક સમજું છું.

સૂબા—અરે, છોકરા ! શું તું પાગલ બની ગયો છે કે આમ છકી છકીને વાતો કરે છે ? મુસલમાન નહિ થઇશ તો શું જાન ગુમાવીશ ?

જોરાવર—જાન કેવી રીતે ગુમાવીશ ?

સૂબા—અમારા ધર્મગ્રંથનો એવો હુકમ છે, કે ઇસ્લામ ધર્મ કબૂલ ન કરે તેને મારી નાખવો.

જોરાવર—ત્યારે શું મારી સાથે યુદ્ધ કરવામાં આવશે ? ચલો આ રહ્યો મારો હાથ, આપો તલવાર, ગુરુનો બચ્ચો યુદ્ધમાં જાન જવાથી ડરે તેમ નથી !

સૂબા—અરે છોકરા ! તું બીલકુલ ભોળો છે ! યુદ્ધ કરવું જ નહિ પડે; જલ્લાદની તરવારથી તારૂં શિર કાપીને ફેંકી દેવાશે ! માટે હજી પણ જરા વિચાર કર અને સમજી જા. જો આ આપત્તિમાંથી બચવાની ઇચ્છા હોય તો મુસલમાન થા, અને સર્વ એશઆરામ ભોગવ, નહિ તો જરૂર દુર્દશા થશે.

જોરાવર—ખેર, શું મારા હાથમાં તલવાર નહિ આપે; અને એવી જ રીતે મારૂં માથું કપાપી મારી નંખાવીશ ! હાં ! ઠીક છે,

માતાજી કહેતાં હતાં, કે મારા દાદા ગુરુ તેગબહાદુરજી પણ એવી રીતેજ માર્યા ગયા હતા, પણ તેમણે મુસલમાન થવાનું કબૂલ કર્યું નહતું. અરે પાપી! જરા સાંભળ, હું તેજ ગુરુનો પૌત્ર છું, હું પણ તેવી રીતેજ કત્લ થઇશ છતાં મુસલમાન તો નહિ જ થાઉં!

સૂબા—મૂર્ખ છોકરા, તારા મગજમાં સેતાન ભરાયો છે કે શું? આ નાની સરખી જીદને ખાતર જીવ કાં ખુએ છે?

જોરાવર—જો તું સમજદાર છે તો તારી જીદ કેમ નથી છોડતો, અને શા માટે મને જબરદસ્તીથી મુસલમાન બનાવવા ચાહે છે?

સૂબા—અરે નાદાન! શું મેં તને જણાવી દીધું નથી કે એવું અમારા ધર્મગ્રંથનું ફરમાન છે?

જોરાવર—તો પછી ફરી ફરીને તું મને પણ શા માટે પૂછે છે? શું મેં તને કહી દીધું નથી, કે અમારા ધર્મગ્રંથનું એવું ફરમાન છે અને ગુરુની એવી શિક્ષા છે, કે ચાહે તે થાય, ગમે એટલું કષ્ટ સહી મરવાનો પ્રસંગ આવે તોપણ " ધર્મ છોડવો નહિ."

સૂબા—નાહક શું કરવા જાન ગુમાવે છે?

જોરાવર—નાહક તારા જેવા અધર્મીઓ મરશે, હું તો મારા ધર્મને માટે, સત્ય શ્રી અકાલ પુરૂષના નામ પર મરૂં છું અને કંઇ નાહક નથી. એવી રીતે મરવાનો મને ગુરુનો પણ ઉપદેશ છે. મારા કેટલા યે પૂર્વજો એને માટે પ્રાણ અર્પી ચૂકયા છે, અને મારા પૂજ્ય પિતાશ્રી પણ હજારો યવનોનો સંહાર કરી હજી પણ તેનીજ ખાતર પ્રાણ પાથરવા તૈયાર છે.

તેમના કૂળમાં જન્મ ધરીને, તેવા પિતાનો પુત્ર થઇને હું પ્રાણુાપર્ણ કરવાથી ડરૂં તો મને ધિક્કાર છે!

સૂબા—તું ઘણો હઠીલો છે. ઠીક, તને હું ફરીથી એક કલાકની મહેતલ આપુ છું. ખુબ વિચાર કરી સમજીને જવાબ દેજે.

આવું કહી સરહિંદના સૂબાએ નાનો કુમાર ફતેહસિંહ જે કેવળ ૭ વર્ષનો હતો તેને એકાન્તમાં લઇ જઇ પૂછયું, "કેમ, છોકરા, તને પણ તારા ભાઈની પેઠે મરવું કબૂલ છે કે મુસલમાન થઈશ?"

એ વીર બાળકે પણ એજ જવાબ આપ્યો કે "હું મુસલમાન શા માટે થાઉં? હું તો ભાઇનેજ અનુસરીશ."

આ જવાબથી સૂબો જરા આશ્ચર્યચકિત થયો. એકાંતમાં સર્વ સભાસદ અને કાજીઓ સાથે તે ફરીથી વિચાર કરવા લાગ્યો, અને બોલ્યો, "ન જાણે ગોવિંદસિંહની શિક્ષામાં એવી તે શી જાદુઇ અસર છે, કે તે નાહાન છોકરાઓને પણ આટલા બધા જુસ્સા વાળા અને ધર્મ ચુસ્ત બનાવી દે છે!"

એક સભાસદ—ગમે તેમ હો, પણ એની તાલીમ છે તો તારીફને લાયક!

બીજો સભાસદ—અરે શું કહો છો, આ છોકરાઓનું કામ જોઇને મારી તો અક્કલજ બહેર મારી ગઇ છે.

ત્રીજો—અરે! આ છોકરાઓએ તો એવું કરી બતાવ્યું છે. કે જે કરવું મોટા મોટા જવાંમર્દોને માટે પણ મૂશ્કેલ થઇ પડે!

ચોથો—આવા છોકરાઓને હેરાન કરવા એ માણસાઇથી વિરૂદ્ધ છે.

વળી કોઇ પાંચશો સભાસદ બોલી ઉઠયો, " એ છોકરાઓ, કોઇ માણસ નહિ પણ પીર છે, પીર. "

આ પ્રમાણે સભામાં તરેહ તરેહની વાતો થવા લાગી.

એટલામાં એક લાંબી દાઢીવાળા કાજી સાહેબે કહ્યું કે " ગમે તેમ હોય પણ આખરે સાપનાં બચ્ચાં તરફ દયા હોયજ નહિ, બે તે પાક દીન ઇસ્લામ કબૂલ ન કરે તો તેમને કત્લ કરવા એજ મુનાસિબ છે. શરેહનો પણ એવોજ હુકમ છે. "

ઘણા વિચારને અંતે આખરે સૂબાએ કહ્યું, " ઠીક, તેમને એક-દમ કત્લ ન કરાવી દેતાં, આખરની ઘડી સુધી દીનઇસ્લામ કબુલ કરવાની તક આપવી જોઇએ. કોઈ એવી યુકિત શોધી કહાડવી કે જેથી મોતને સમીપ ઉભેલું દેખાડી તેને મુસલમાન થવાનું કહી શકાય અને એમ થતાં સંભવ છે કે મરણ ભયથી છોકરાઓ કદાચ સમજી પણ જાય. છતાં છેવટે તે નહિજ માનશે તો શરેહના હુકમ પ્રમાણે તો વર્તવાનું છેજ. "

આવો વિચાર કરી, સવે એવા નિશ્ચય પર આવ્યા કે બંને ભાઇઓને પાસે પાસે ઉભા રાખી, તેમના પગથી માંડીને ચારે તરફથી ઇંટોની ભીંત ચણવી શરૂ કરવી, અને વચમાં વચમાં તેને મુસલમાન થવાનું કહેતા જવું. ચણાતાં ચણાતાં અંતમાં જ્યારે ગળા સુધી આવે, છતાં પણ જો ન માને, તો દિવાલને છેક માથા સુધી વધારી લેવી. અને તેમને જીવતા જ દાટી દેવા!!

ધિક્કાર છે! નરપિચાશાઓ, તમારી યુકિતને અને ફીટકાર છે તમારી નીચ વૃત્તિને!!

આ નિશ્ચય આખરનો ઠર્યો અને તરતજ એ નિઃસહાય સાત અને નવ વર્ષના બાળકોને બોલાવી ઉભા કરવામાં આવ્યા. તેમને ઉકત શિક્ષાનું સ્વરૂપ સમજાવી પૂછવામાં આવ્યું, " કહો, તમે સારી રીતે વિચાર કરી જોયો? હવે દીનઇસ્લામ કબૂલ કરશો?"

ઉત્તરમાં મોટા કુંમરે કહ્યું " ઘણા વખત પહેલાંથી જ વિચાર તો કરી મૂકયો છે, મોત કબુલ છે, પણ ધર્મ તજવો કબૂલ નથી !"

હવે સુબાએ ઇસારો કર્યો, અને એ બાળકોને ભીંતમાં ચણી લેવાની તૈયારી થઇ રહી ! શહેરના કોટની એક ભીંત પાડી નાખી તે પર એ બે બાળકોને ઉભા કરવામાં આવ્યા અને ચણતર શરૂ થયું !

જ્યારે ધુંટણ સુધી દિવાલ પહોંચી ત્યારે જોરાવરને પુછવામાં આવ્યું, " જો તું મુસલમાન થવાનું કબૂલ કરીશ તો હજી પણ બચી શકે તેમ છે. " ઉત્તરમાં તેણે કહ્યું, " વારંવાર મિથ્યા પ્રલાપ શા માટે કરો છો? મને મારા ઇષ્ટ દેવનું ધ્યાન ધરવા દો. "

ચણતર કૈંમર સુધી આવી લાગ્યું! સઘળા સભાસદો ચકિત થઇ પૂતળાં જેવા ઉભા ઉભા આ હૃદયવિદારક દ્રશ્ય જોઇ રહ્યા હતા ! સૂબાએ ફરીથી પૂછયું, " કેમ છોકરા હજી પણ જો તારો વિચાર બદલાયો હોય તો જાન બચે એમ છે. "

જોરાવર—" અરે, નરાધમ, ચૂપ રહે, બકવાદ નહિં કર. "

હવે તેણે ઇસારો કર્યો અને ચણતર કમરથી ઉપરના ભાગમાં વધવા લાગ્યું. નાનો કુમાર ફતેહસિંહ પવન વિના સ્થિર રહેલા દીપકની માફક, પ્રસન્ન મનથી ઉભો ઉભો પોતાના મોટા ભાઇના દ્રઢ ઉત્સાહપૂર્ણ મુખ તરફ જોઇ રહ્યો હતો.

જોરાવરે પોતાના નાનાભાઇ તરફ જોઇ કહ્યું, " કેમ ભાઇ, શા હાલ છે? કંઇ ચિંતા તો નથી ને? નાના ભાઇએ ઉત્તર આપ્યો, " નહિ ભાઇ, કશી પણ ચિંતા નથી, સત્ય શ્રી અકાલ પુરૂષના ચરણમાં હવે જલદી જ પહોંચી જઇશું, તેથી અત્યાનંદ થાય છે; કારણ કે પિતાજીએ કહ્યું હતું, કે જે દિવસે આપણે સર્વ લોક એ અકાલ પુરૂષનાં ચરણકમલને પ્રાપ્ત થઇશું તે દિવસ ધન્યભાગ્યનો હશે. "

મોટા ભાઇએ પૂછ્યું, " કહે ભાઇ, પિતાજીનાં કયાં વચનો તને આ સમયે શાન્તિ આપી રહ્યાં છે ? "

ફતેહસિંહ બોલ્યો, " ભાઇ ! સાંભળો:—

चित्त चरण कमलका आसरा, चित्त चरण कमल संग जोडिए।
मन लोचे बुराइयां गुरु, शब्दी यह मन होडिए ॥
बांह जिन्हा पकाडिए, सिर दीजिए बांह न छोडिए ।
गुरु तेगबहादुर बोलिया धर पइये धर्म न छोडिए ॥
चिंता ताकी कीजिए, जो अनहोनी होय ।
यह मारग संसार में, नानक थिर नहि कोय ॥

( એનો ભાવાર્થ એવો છે કે:—

ચિત્તને સાચો આશરો પ્રભુના ચરણકમલનો જ છે, તેને પ્રભુના ચરણ-કમલ સાથે જોડવું. મનમાંની બુરાઇઓને ગુરુના શબ્દો–ગુરુના શિક્ષણ વડે કહાડી નાંખવી. મનને જીતવું. માથું આપવું પણ જેની બાંહે ધરી હોય તે કદિ છોડવી નહિ. ગુરુ તેગબહાદુરજીનું વચન છે કે ગમે તે સહન કરવું, પણ ધર્મ છોડવો નહિ.

ચિન્તા તો જે આ સંસારમાં કદિ ન બન્યું હોય તેવું બને તેની કરવાની છે. ગુરુ નાનક કહે છે કે આ સંસારનો માર્ગ જ એવો છે કે કોઇ સ્થિર રહેતું નથી ? " )

આ સાંભળી કુમારે કહ્યું, " ધન્ય છે, ધન્ય છે ! "

ચણતર પ્રથમની પેઠે જારી જ હતું. દિવાલ છાતી સુધી જઇ પહોંચી. વળી સૂબાએ પૂછ્યું, " કહો છોકરાઓ, જો હજી પણ મુસલમાન થવાનું કબૂલ કરતા હો તો દિવાલ તોડી તમને બહાર કાઢી શકાય તેમ છે.

કુમારે ઉત્તર આપ્યો, "ચૂપ રહે, પાપી, કહીએ છીએ કે વારંવાર વાહ ગુરુના ધ્યાનમાં વિઘ્ન ન નાખ."

દિવાલ ગળા સુધી આવી પહોંચી! ફરીથી સૂબાએ જોરથી ચિડાઇને કહ્યુ, "અરે છોકરાઓ, હવે માનો, હજી પણ વખત છે."

ઉત્તરમાં કુમાર એટલુંજ બોલ્યા, "ધિક્કાર છે, ધિક્કાર છે તને!" બંને ભાઇઓ ૐ ના ઉચ્ચાર કરવા લાગ્યા. દિવાલનું ચણતર કામ ચાલુંજ રહ્યું! થોડે થોડે કરતાં તે નાક સુધી આવી પહોંચ્યું! બાળકોએ પહેલેથી જ આંખો બંધ કરી દીધી હતી.! મસ્તક ઉપર પણ દિવાલ ફરી વળી! પ્રથમ જરા ગુંગળાટ, પછી કંઇક મૂર્છા ને છેવટે એકદમ અંધકાર!! ધન્ય! ધન્ય! આવા વીર આત્માઓને! સો સો વાર ધન્ય છે આવી આદર્શ શિક્ષાને!! અને ધિક્કાર છે પેલા નરાધમ અને હૃદયશૂન્ય નરપિશાચને, કે જેમણે નિઃસહાય બાળકોને આવી ક્રુર રીતે મારી નાખ્યા!

જ્યારે બંને બાળકોને મારી નાખવામાં આવ્યા છે એવો વૃત્તાન્ત માતુશ્રીને કાને આવ્યો કે તરતજ તેઓ મણિ વિનાના નાગની પેઠે મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડયાં, અને ગાંડાની માફક, જે બુરજ પર તેમને રાખવામાં આવ્યાં હતાં તેના પરથી પડતું મૂકીને તેમણે પ્રાણ તજ્યા! હા! ગુરુ ગોવિંદસિંહના નિઃસહાય પરિવારનો આ પ્રમાણે અંત આવ્યો.

મહાન શીખ ગુરુઓ.

૯

# માસ્તર નંદનપ્રસાદ

**સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા**

૧

રવિવાર છે, નિશાળમાં રજા છે. નન્દનપ્રસાદને આજે મગજમારી નથી. છ છ દિવસ થયાં લખવા વાંચવાના કરેલા મનસુબા આજે અમલમાં મૂકવાના છે. આજનો દિવસ વીતી જશે તો પછી પાછી આવતાં રવિવારે વાત જવાની અને વચમાં વળી છ દિવસનો ગાળો વધવાનો. આવડી ભયંકર ચિન્તા છતાં આજે કોણ જાણે કેમ માસ્તર સાહેબ સ્તબ્ધ જેવા છે. રાહ જ જોયાં કરે છે. વાંચવા માટે એકઠાં કરેલાં પુસ્તકો ટેબલ પર ખડકાઇ પડયાં છે. પૂઠાં પરનાં નામો તેમનું ચિત્ત–તેમની દૃષ્ટિ માત્ર આકર્ષવા શણગારથી સજ્જ છે. રોજનીશીમાં લખેલી અથવા ' ફાઇલ ' કરેલી ટિપ્પણીઓ, નિબંધો કે વાર્તાઓ કે કાવ્યોમાં શરીરી થવા તલપાપડ થઇ રહી છે. પણ વ્યગ્ર નંદન કોઇની પરવા કરતો નથી. તેના શેખસલ્લી મગજમાં આજે બુટ્ટાઓ ઉઠતા નથી. તેમની કલ્પના સ્વપ્નોની મનોહર સૃષ્ટિપરંપરા આજે રચતી નથી. તેની મહેચ્છાઓ આજે ભવિષ્યને વર્તમાન કરવા દોડતી નથી. તેની લાગણીઓ આજે કોઇ સુન્દર કે પુણ્ય વસ્તુ માટે વહેતી નથી.

કયાં છે એના મુખ પર પથરાઇ રહેતી ગંભીરતા ? સુજનતા ? સંસ્કારિતા ? સૌમ્યતા ? મ્લાન તેજસ્વિતા ? આજ કયાંથી આવી છે વ્યગ્રતા ? કાલિમા ? નિસ્તેજતા ? નિરુત્સાહિતા ? પિશાચતા ? શી ગડમથલમાં ગૂંચાયા છે ?

ખુરશી પરથી ઉઠી ગાદી તકીએ પડયા પણ ત્યાંએ ચેન નહીં, ત્યાંથી માસ્તર સાહેબે ટહેલવા માંડયું. નદી પરથી આવતા ઠંડા પવનનો કંટાળો આવ્યો. પડયા બિછાનમાં. " કાન્તના સહદેવ ! આપણી સરખી

અવસ્થા છે " એવું બબડયા. આમ તેમ આળોટયા. ઓસીકાં માથા તળે મૂકયાં; ત્યાંથી લઇ પગ તળે મૂકયાં; વળી ઉંચકી છાતી ઉપર રાખ્યાં, પડખે ગોઠવ્યાં પણ સ્વસ્થતાની વિજળી કયાંએથી શરીરમાં ન આવી. પગ પછાડયા; હાથ અફાળ્યા; રોવાનું મન કર્યું પણ આંસુ સૂકાઇ ગયાં હતાં. પથારીમાંથી સફાળા ઉઠયા; ' બૂકકેસ ' માંથી ' કાવ્યમાધુર્ય ' કહાડયું, અનુક્રમણિકા પરથી ' અતિજ્ઞાન ' શોધી વાંચ્યું. " સહદેવ ? કઈ સુરા હું પીઉં ? "

૨

શહેરના કોટની રાંગે રાંગે નંદનપ્રસાદ ચાલ્યા જતા હતા. પગ ચાલતા હતા કે તેમનું આખું શરીર ચાલતું હતું ? ગતિમાં નહોતો વેગ, નહોતી સ્વસ્થતા. લક્ષ્યહીન, નિરુદિષ્ટ ગતિ હતી. ઉત્સાહ નહોતો; પણ હતાશ યન્ત્રણા દરેક પગલામાં જણાતાં હતાં. માસ્તર સાહેબના નિઃશ્વાસમાંથી ઉંડી મર્મવેદના નીકળતી હતી. દુનિયા પોતાનાં તાનમાં ગુલતાન હતી કે પોતાનું દુઃખ રોવામાં મશગુલ હતી. રસ્તાએ અને કોટે અનેક આસ્માની સુલતાની જોઇ હતી, પ્રણયગોષ્ટિ સાંભળી હતી, દયાદાનના પ્રસંગો ઉજવ્યા હતા; વિયોગ, ચોરી, લૂટ, મારફાડ, ધાડ, લડાઇ, હલ્લો, કાપાકાપી પણ અનુભવ્યાં હતાં. ધૂળ આખરે પત્થરની જ દીકરી. બધું પત્થરનું જ હતું. લાગણી કયાંથી હોય? શા માટે નન્દપ્રસાદને આશ્વાસન આપે ?

એવામાં ખંડીએર મસીદ આવી. સ્વયંચલ પૂતળાની પેઠે નન્દન તેમાં ગયો. ત્યાંની મલિનતા, દુર્ગંધ, મુસલમાનોની દરિદ્રતા; ધર્મના વતાવરણની ન્યૂનતા; કાળે વર્તાવેલો કેર; આદિએ તેને પાછો ધકેલ્યો. ચાલ્યો અસલના રસ્તા પર. ગલીઆ ફેરવતા કે દોડાદોડી કરતા કે અપશબ્દોની લ્હાણી કરતા છોકરાઓ તેની ગતિનો નિરોધ કરી શકયા નહીં. રસ્તે હજારો રાહદારી જતા. છોકરાંઓ હમ્મેશ રમતાં. કોને કોની દરકાર હોય ?

રોતા ભાઈને છાનો રાખવા એક છોકરી ઘડીમાં મંદિરનો ઘંટ વગાડતી તો ઘડીમાં પાંચીકા ઉછાળતી. ઘંટ વાગે એટલો વખત છાનો રહેતો છોકરો, બ્હેન રમતી એટલે જોરથી ભેંકડા કહાડતો. આ તમાશાથી માસ્તર સાહેબ મંદિરમાં ગયા. હનુમાનનાં દર્શન કરવા હાથ જોડવા ગયા પણ જાણે આચકો લાગ્યો હોય તેમ એકદમ સ્તબ્ધ ઉભા. મનમાં ને મનમાં બબડવા લાગ્યા, "જહાનમમાં જાઓ આ અંગ્રેજી ભણતર, બધામાંથી ઉઠાડી મૂકી શ્રદ્ધા. આ મૂર્તિઓ પથરાથી વધારે ઉપયોગી મને, ગમે તેટલો પ્રયાસ કરૂં છું, છતાં લાગતી જ નથી. જુગુપ્સા થાય છે એમને જોતાં. મંદિરોમાં નથી મળતી સ્વસ્થતા કે પ્રેરણા! ક્યાં જઈ હૃદયની યાતના શમાવું? મંદિરોની ક્રિયાઓ બાલિશ ક્રીડાઓ લાગે છે. અંગત અનુભવ નથી, જાત માહિતી નથી, છતાં મંદિરો દુરાચારના અખાડા છે એવું વર્ષોથી માનું છું. મંદિરોમાં જતો નથી મંદિરોના દેવો પડો ખાડામાં."

૩

"આ તે કાંઈ ઓછી દુર્દશા છે? ક્યાં અમારે ઈશ્વર સાથે યોગ સાધવો છે? લાખો અને કરોડો મંદિરોમાં એક પણ અનુકૂલ નથી. ભટકું છું, ભટકુ છું, પણ ક્યાંએ મન કોળતું નથી. બધું દટંતર કેમ નથી થઈ જતું? મંદિરો, બ્રાહ્મણો, બાવાઓ જમીનમાં રેંસાઈ કેમ નથી જતા? ધરતીકંપનો એક આચકો બધાંને પૃથ્વીના ઉદરમાં લઇ લે તો એમના કોયલા થશે તો ભવિષ્યમાં કોઈ સાહસિક પ્રજાનાં કારખાનાં ચાલશે, "ફોસિલ" થશે તો કોઇ વૈજ્ઞાનિકનો ઉદર નિર્વાહ કરાવશે. પણ મને કેમ સતાવે છે? કેમ મને આશ્વાસન નથી દેતાં? કેમ મને નિરાંતે ઠરવા નથી દેતા? કેમ મારૂં લોહી ઉછરતું નથી રાખતાં?—બધું આ બ્રાહ્મણોનુ કારસ્થાન છે. ધર્મનો રાખ્યો છે એમણે ઇજારો. મ્યુનિસિપાલીટી જેટલું અને જ્યારે પાણી આપવું હોય તેટલું અને ત્યારે આપે છે.

બ્રાહ્મણો પણ ધર્મ એવી જ રીતે આપે છે. ઘરાક પ્રમાણે દૂધમાં દૂધવાળો ઓછું વ-તું પાણી ઉમેરે છે, તેમ બ્રાહ્મણ ખરી ખોટી ક્રિયા કરાવે છે. ન સંસ્કૃત આવડે એને કે ન આવડે અમને. બધી પૂજામાં ગણેશ અને દેવીનાં સહસ્રવાર આવાહન અને વિસર્જન. સાચી, ઉંડી, અધ્યાત્મ રહસ્યવાળી ક્રિયાઓ કરનાર કોઇ મળે તો મનના મેલ ધોવાય. પણ તેવા કયાં છે? જીંદગીમાં જે ભાવ, જે ઉર્મિ, જે મહેચ્છા, જે કલ્પના, પછી પાપ કે પુણ્યનાં ભર્યાં છે તે નિરાળાં અને ધર્મની ક્રિયાઓ નિરાળી. બન્ને વચ્ચે ન મળે સંવાદ કે એક રાગ. છતાં એવું નભાવી લેવું. કેવું દાસત્વ! છૂટ, સ્વતંત્રતા, વ્યક્તિવિકાસ એ બધી ભ્રમણા છે. જ્યાં જુઓ ત્યાં બંધનો છે, દિવાલો છે, બેડીઓ છે, પાંજરાં છે. ”

૪

અંતરમાં ઉન્મત્ત જેવા, કેન્દ્રભ્રષ્ટ જેવા માસ્તર સાહેબ ચાલ્યા જતા હતા. ભાડભુંજાને ત્યાં ધાણી ફૂટે તેમ વિચારો ફૂટતા હતા. સાબુવાળા પાણીમાં બરૂ મારફત ફૂંક મારવાથી ઉડતા ફીણના પરપોટા જેવા વિચારો ઉડતા હતા, એક બીજામાં ભળી જતાં ભાંગી જતા. વાંદરાની પેઠે વિચારો કૂદતા. વિષયોની જે ડાળ હાથ આવતી તે પર દોડાદોડ કરતા. એવામાં મુસલમાનોનું ન્હાખાનું આવ્યું. દુકાન ઘરાકોથી છલાછલ ભરાઇ ગઇ હતી.

“ ખુદા કહેત મુસલનમાન થયો હોત, તો રહેત કશી ફીકર પછી? ખાવા પીવાની પંચાત મુંઝવત તો નહીં. મળે ત્યારે મીર અને નહીં ત્યારે ફકીર થઇ મઝા કરત. કાલની ચિન્તાથી બળત નહીં. આજનો લ્હાવો આજે માણી લેત. જીંદગીની પૂરેપૂરી સ્હેલ એક દિવસ ભોગવી લેત. હૈયામાં સળગતી હોળી નથી ભસ્મ કરતી, કે નથી ભોગ ભોગવવા દેતી, કે નથી હોલવાતી. વોરો થયો હોત તો દિવાસળી વેચત, સ્લેટ પેન વેચત, ખાલી ઘાસલેટના ડબ્બા એકઠા

કરત. હોમ્બંડની નકામી પડેલી ચીપો ટીપી ટીપી કામની કરત, બૂટ વેચત, શીશા વેચત, કાગળ વેચત, ચોપડી વેચત, ખીલા વેચત, સિંગાપોરની સફર કરત, ઉજાણીએ જાત, નાટક જુવત પણ માસ્તર તો ન થાત. અંગ્રેજી ભણત નહીં ને દુઃખી થાત નહીં.

"જન્મતી વખત પસંદગી કેમ નથી કરવા દેવામાં આવતી? જો હું બંગાળમાં જન્મ્યો હોત, તો વધારે સુખી હોત. કવિતા, વાર્તા કે નાટક લખી, અથવા વિજ્ઞાનનાં અન્વેષણો કરી 'નોબેલ' પારિતોષક તો મેળવત; રાજા મહારાજા કહેવાત; બેરિસ્ટર થાત, સમર્થ વકતા થાત, પ્રભાવશાળી તંત્રી થાત, અને ભારતવર્ષ આખું ધ્રુજાવત, સિમલામાં કે લંડનમાં અંગ્રેજોને નિરાંતે ઉંઘવા દેત નહીં. હાઈકોર્ટનો જજ થાત, યુનિવર્સિટીનો વાઇસ–ચેન્સેલર થાત, કૉંગ્રેસનો પ્રમુખ થાત, ધારાસભામાં જઇ વિરાજત, સિમલાના સેક્રેટરીએટમાં મોટો અમલદાર થાત. એ બધું ન થાત તો સી. આઇ. ડી. માં અમલદાર થાત અને કોઈ અરાજકતા ફેલાવનાર ( Anarchist ) ની ગોળીથી સ્વધામ જાત. ગ્રહ વાંકા હોત તો અરાજકતા ફેલાવનાર ( Anarchist ) થાત, મોટરમાં જઇ ધાડ પાડત, ગામ ભાંગત, કોઇનું ખૂન કરત, અને ફાંસીએ જાત.ન વી બંગાળી પલટણમાં જાત. ફૂટબૉલની મેચ રમત; રંગભૂમિ પર નાટક કરત; રામકૃષ્ણ મઠનો સાધુ થઇ યુરપ અને અમેરિકાને વેદાંતી બનાવત. મેદાનમાં ફરત, ટ્રામમાં બેસત કે મોટરમાં સહેલ કરત. કાંઇ નહીં તો આસામમાં ચ્હાના બગીચાનો 'કુલી' થાત. પણ આ નિર્જીવ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

"પંજાબમાં જન્મ્યો હોત તો લશ્કરમાં રહેત, યુદ્ધમાં ઉતરત, વિકટોરિયા ક્રૉસ મેળવત, રંગૂનમાં કે હોંગકોંગમાં સિપાઇગિરિ કરત, બ્રિટિશ કોલમ્બિયા જાત, આર્યસમાજી થાત, ગુરૂકુળ સ્થાપત, કે તિબેટ જોડે વેપાર કરત પણ માસ્તર તો ન થાત.

મહારાષ્ટ્રમાં જન્મ્યો હોત તો ટિળક મહારાજની જે બોલાવત, કેસરીની કળનું છાપું કહાડત, ફેર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર થાત, નિષ્કામ કર્મ મઠમાં, ભારત સેવક સમાજમાં જાત; સ્વદેશી [illegible] રાષ્ટ્ર વિશે ભાષણો કરત, નાટક લખત, વાર્તા લખત, ગણપતિના મેળા માટે પદો રચત, રંગભૂમિ પર હૅમ્લેટ કે બ્રુટસ થઈ અભિનય કરત, સંગીત શાળા કહાડત, સરકસ લઇ હિન્દુસ્તાનમાં ફરત, વનિતા વસ્ત્ર ભંડારની દુકાન કહાડત, સુગંધી સામાનનું મોટું કારખાનું કહાડત, પૈસા ફંડ ઉઘરાવત, લડાઇમાં જઇ મરાઠા લોકોનો જય બોલાવત, વડોદરા–ઇંદોર–ગ્વાલિયરનો દિવાન થાત, માળી થઇ ફૂલ ઉગારાવત, નાશિક કે પંઢરપુરમાં ગોર થાત, વિધવાશ્રમ કહાડત; ઘાટી જન્મત તો તો મુંબઇમાં ચાલોમાં નોકરી કરત, મિલમાં જાત, પોલીસ થાત, રામોશી થાત; મ્હાર જન્મત તો શિન્દેની સિફારસથી લશ્કરમાં જાત, ઉજ્જડ જમીન ખેડી ખેડુત થાત, દરજી થાત, સુથાર થાત, બુકબાઇન્ડર થાત; કોળી જન્મ્યો હોત તો મુંબઇમાં માછલાં લાવી વેચત, રોજ દરિયામાં રખડત, પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

“ વિલાયતમાં જન્મ્યો હોત તો હિન્દુસ્તાનનો વાઇસરૉય થાત, એમ્બેસેડર થાત, કાયઝર થઈ આખું યુરપ કંપાવત. દારૂગોળા બનાવત, વિજળી અને વરાળની મદદથી લક્ષાધિપતિ થાત, સાહિત્યદ્વારા ધનાઢ્ય થાત–કીર્તિ પામત, ‘ મિશનરી ’ થઈ લાખો ખ્રિસ્તી કરત, ઉત્તર ધ્રુવ ખોળત. અમેરિકામાં જન્મ્યો હોત તો લિંકન કે બૂકરટી વૉશિંગ્ટન, એમર્સન કે થૉરો થાત; મેક્સિકોના કે દક્ષિણ અમેરિકાના કોઇ સંસ્થાનનો પ્રમુખ થાત; ફિલિપિનોને સ્વરાજ્ય માટે લાયક થવાની તાલિમ આપત; યુનિવર્સિટી સ્થાપત; વેદાંત, જૈન, ઝરથોસ્તી, ઈસ્લામ ધર્મોનું અવલોકન કરત; કંઈ કંઈ થાત, પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત. પરમેશ્વરનો હુકમ ચોક્કો નથી. ભૂખ્યાં જાગ્યા વિના કેકે છ જીવોને ગમે ત્યાં.”

૫

ઉન્મત્ત પ્રલાપનો અંત જ આવત નહીં. આવા તરંગના ઘોડા પર ઘોડા ઉછળ્યા જાત. મીયાં બહુ ખીલ્યા હતા. કમાન છટકી ગઇ હતી. શેખસલ્લીઓને કશાનું ભાન નથી હોતું. ચકરડી ઘુમરડી લીધી કે એ અને એમની દુનિયા ભમવા લાગવાની. વિચારમાંને વિચારમાં કેટલો રસ્તો કાપી નાંખ્યો તેની માસ્તર સાહેબને ફામ રહી નહીં દરવાજે આવી પહોંચ્યો. ભાગોળની બજારમાં ધમાલ હતી અને નહીં હતી. નન્દનપ્રસાદની નજર પડી ચોપડી વેચનાર ઉપર. ગયા તેની દુકાને. ચોપડીઓ ઉથલાવવામાં કલાક ગાળ્યો. નાનાલાલ માસ્તરની ચંપાની વાર્તા, કેવડાની વાર્તા, હીરાની વાર્તા, માણેકની વાર્તા, એવી એવી ચોપડીઓ લીધી. ચાલ્યા ત્યાંથી પાછા વિચારના ઘોડા. “સાહિત્ય સેવા નવરાનું કામ. અમારે માસ્તરોને ઓછી મગજમારી છે કે વળી સાહિત્યની મગજમારી કરીએ ?

× × × × ×

બધા ગુજરાતીઓને એકદમ બહાદુર થવું છે. યાહોમ કરી કેસરીયાં કરવાં છે. ઇતિહાસમાં નામ અમર કરી જવું છે. વીર-રસની કવિતા જોઇએ છીએ. અમે વીર નથી તો પછી વીરરસની કવિતા કયાંથી લખવી ? નથી પકડતાં આવડતી તરવાર, કે બંધુક કે પિસ્તોલ. તોપનો ધડાકો સાંભળતાં જ શરીર હંડુગાર થઈ જાય છે. અંગ્રેજી ભણતરે હોળીનાં તોફાન જડમૂળથી કાઢી નાંખ્યાં છે, અખાડા ઉજ્જડ કર્યા છે. અમારી જાતનું રક્ષણ નથી કરી શકતા તો પછી બહાદુરી બીજા માટે કયાંથી પ્રગટાવીએ ? અમારી વાણીઆ મૂછ નીચી. બાપ થઇને નહીં પણ દીકરો થઇને ખાવાનું. સ્વતંત્રતા, સ્વાવલંબન, સામર્થ્ય, બધું મૃગતૃષ્ણા છે. એ મેળવવા અમારે મથવાનું નથી. અમારા બાપદાદાના ગુલામ થઇ અમારે રહેવાનું છે. ગુલામગિરિમાંથી છૂટવા પ્રયત્ન કરવો એ સંસારનું અપમાન કરવા જેવું છે.

આવું આવું છતાં એ અમારે વીરરસ જોઇએ છીએ. ઠીક, અંગ્રેજો અને હિન્દીઓના યુદ્ધના પ્રસંગો લઇએ તો રાજદ્રોહી ગણાઇએ. હિન્દુમુસલમાન લઇએ તો મુસલમાન અને હિન્દીઓના રાષ્ટ્રીય ઐક્યમાં એ વિક્ષેપ આવે, ધર્મનાં ઝનુન જાગી ખૂનરેજી ચલાવી લોહીની નદીઓ વહેવડાવે. હિન્દુ હિન્દુના પ્રસંગો લઇએ તો પ્રાન્ત પ્રાન્ત વચ્ચે વૈમનસ્ય થાય. આટ આટલું છતાંએ વીરરસની કવિતા રચીએ છીએ. વિવેચકો તેને વિદ્યાર્થીઓના નિરંકુશ પ્રલાપ કહે છે. હાલરડાં તો હવે ગવાતાં બંધ થતાં જાય છે એટલે ઝોળીમાં બાળકને વીરરસ સાંભળવાની તક રહી નથી.

" આખી 'સાક્ષર' આલમ સામી છે છતાં શૃંગારની કવિતા લખાય છે, અને વંચાય છે.

" પ્રેમ કર્યા વિના પરણવાનું. પ્રણય નહીં પછી વિરહ શા ? અને મિલન શાં? મુસલમાન કે અંગ્રેજ જન્મ્યો હોત તો કંઇ કંઇ લાવણીઓ અને ગજલો ઇશ્કની ગાત. આ દાસત્વ, આ બંધન તો ન હત. પાંખો કપાઇ તો નહીં જાત. ફાવે ત્યાં ઉડી શકત. યા અલ્લા! પરવરદિગાર! ક્યારે તોડીશ બેડીઓ અને સાંકળો ?"

૬

માસ્તર સાહેબ ધૂનમાં ને ધૂનમાં ચાલ્યા જતા હતા. દારૂના પીઠાની દુર્ગંધથી વિચારમાં વિક્ષેપ પડયો. અન્તરમાં વળેલાં ચક્ષુ પાછાં બહાર જોવા લાગ્યાં.

" અમારૂં વ્યસન વાંચવાનું. ચોપડીઓ વાંચીએ, વર્તમાન પત્રો વાંચીએ, માસિકો વાંચીએ, ઉઠતાં વાંચીએ, સૂતાં વાંચીએ, બજારમાં વાંચીએ, ન્હાતાં વાંચીએ, ચાલતાં વાંચીએ, રજામાં મળવા જઇએ ત્યાં વાંચીએ, ફરવા જઇએ ત્યાં વાંચીએ, ટ્રેનમાં વાંચીએ, ટ્રામમાં વાંચીએ, મોટરમાં વાંચીએ, એરોપ્લેનમાં વાંચીએ, વાંચીએ નહીં તો નાટક જોઇએ. પણ આંખ માત્ર અમારો સોબતી;

બધો લ્હાવો એનાથી માણવાનો. સંગીતમાં ગુજરાત એટલું બધું ઉસ્તાદ કે ન પૂછો વાત. સંગીતપ્રિય કર્ણ જ નહીં. એટલે એ બિચારો સ્વતંત્ર. દુકાળ ઓછો પડે છે કે ફૂલ થાય અને પરિમલથી ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરે ? ' ઓટો મોહિની, ' હીરાનું કે ખસનું અત્તર, સેન્ટ કે અરગજા, ફૂલની ખોટ પૂરવા કયાં તહેનાતમાં નથી ? અમારામાં સુગંધ નહિ, અમારા વસ્ત્રમાં નહીં, દેહમાં નહીં, ભૂમિમાં નહીં, વાતાવરણમાં નહીં, એટલે સેન્ટ છાંટી પરિમલ ફેલાવીએ. હાય પરાધીનતા ? એમાં એ પાછું ' ટેસ્ટ ' પ્રમાણે. જે ' સોસાઇટી ' માં ભમીએ તેના મિજાજ પ્રમાણે સેન્ટ વાપરવું. એ નવી પરતંત્રતા. દુનિયામાં સ્વતંત્રતા જ નથી; મુક્તિ નથી. ”

૭

એવામાં આવી પહોંચ્યું યુરપીઅન જીમખાના. “ આ પોલીસ કોઇ દિવસ આપણને સલામ કરવાનો નહીં પણ આવવા દો ગોરી ચામડી. કયા પાપે કાળા જન્મ્યા ? રોજ સાંજે ઑફિસમાં મડમ તેડવા આવત, જીમખાનામાં ટેનીસ રમત, બિલીઅર્ડ રમત, બૉલમાં નાચત, શિકારે જાત, જ્યાં જાત ત્યાં પહેલી હારમાં ખુરશી મેળવત, રેલ્વેના પ્લેટફૉર્મ પર વગર પાસે જાત, બધાની સલામો ઝીલત, અમલ ચલાવત, સલ્તનતનો બધો ભાર એક માથા ઉપર વહેત, રાજદ્રોહ શોધી કહાડત, તુંદ મિજાજ રાખી સૌને ગાળો દેત, સ્થાનિક સ્વરાજ્ય માટે હિન્દીઓને નાલાયક ઠેરવત, મોટા મોટા દરબારો ભરી રૂઆબ બેસાડત, આ બધું થાત પણ ઓ દિન કહાઁકિ મીયાઁ કે પૌંવ મેં જૂતી ? મૅકોલે ! મૅકોલે ! તેં અંગ્રેજી વિદ્યા ન દાખલ કરી હોત તો અમે કેટલા સુખી હોત. અમે અમારે પાણિનીનાં સૂત્ર, શાંકરભાષ્ય, રઘુવંશ, શિશુપાલવધ, કિરાતાર્જુનીય, અમરકોશ, ચરક, ભાગવત, મહાભારત, યોગદર્શન માનવધર્મશાસ્ત્ર, અમરૂ-

શતક, ભોજપ્રબંધ, ભર્તૃહરિનાં શતકો, બૃહત્‌જાતક, ગ્રહલાઘવ સાથે માથું કૂટ્યા કરત. સ્વરાજ્યની વાતો નહીં કરત. રાષ્ટ્રીય ભાવના કલ્પત નહીં. બાળલગ્ન અટકાવવાની, વિધવાવિવાહ કરવાની, નાતો તોડી એકાકાર કરવાની ચળવળ કરત નહીં. સ્વદેશીની હાકલો પાડત નહીં, ઈંગ્લેન્ડ અને બીજા પરદેશોના માલ સામે જકાત નાંખવાની હીમાયત કરત નહીં, આફ્રિકામાં, ફિજીમાં, ગિયાનામાં, કોલંબિયામાં જેટલો જુલ્મ પડત તે સહત—ન સહેવાત તો સમૂળગા નાશ પામત, પણ 'સત્યાગ્રહ' થી અમલદારોને પજવત નહીં.

---

૧૦

# શાન્તિદાસ

( સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈ )

ચરોતરમાં મહેમદાવાદથી પાંચ સાત ગાઉ ઉપર પાટીદારની વસ્તીનું એક જુનું ગામ છે. મૂળ એ ગામ નરવાનું હતું, પણ પચાસ પોણોસો વરસથી નરવા તૂટયા છે, ને નવી સરવે પ્રમાણે ખાતાબંધી વહીવટ ચાલે છે.

ગામમાં ઉજળીઆત વસ્તી સારી છે; આશરે બસો ઘર પાટીદારનાં છે. બીજાં વાણીઆ બ્રાહ્મણ તથા વસવાયાંનાં છે. ગામના લોકો મહેનતુ ને સંપીલા છે. ગામમાં ઘણું દેવું નથી. શાહુકાર વાણીઆ ધીરધાર કરતાં વેપારનો ધંધો વધારે કરે છે. ગામનો ચોરો રૈયતે બાંધેલો મોટો વિશાળ છે. હિંદુઓનું દહેરું પણ છે, ને ધર્મશાળામાં વટેમાર્ગું તથા સાધુસંત ઉતરે છે; તેથી ઠેઠ કાનમ લગી ગામની આબરૂ પણ સારી છે.

કણબીની વસ્તીમાં મોટું ને મોભાવાળું ઘર શાન્તિદાસ પાટીદારનું છે. તેમના બાપને સાત દીકરા હતા, તે બધા હાલ જૂદા જૂદા રહે છે. સાતે દીકરાને વાડી વસ્તાર સારો થયો છે. શાન્તિદાસને છ દીકરા છે, તેમાંના પાંચ મોટા ધંધે વળગી ગયા છે, પણ નાનો ભિખારીદાસ નોકરી ખોળે છે. આશરે દશેક વરસ ઉપર શાન્તિદાસની વહુના મનમાં એમ આવ્યું કે મારા દીકરામાંથી નાનો દીકરો અંગ્રેજી ભણે ને સરકારી નોકરીએ વળગે તો કેવું સારૂં. વખતે ટોપીવાળાની મહેરબાની થાય, તો ચઢતાં ચઢતાં એ તો કુમાવિસદાર થઇ જાય, ને આપણે ઘેર આપણા પરગણાની હાકેમી આવે. શાન્તિદાસના મનને આ વાત બહુ ભાવી નહીં. હાલ અઢારે વર્ણ અંગ્રેજી ભણતર ભણવા માંડે છે. તેમાં ઘણા અધવચ મૂકી દે છે, ને થોડા જ ઠેઠ લગી પહોંચે છે; વળી જે થોડા ભણી ઉતરે છે તેમને બધાને કુમાવિસદારી મળતી નથી એ વાત શાન્તિદાસ સારી પેઠે સમજતા હતા; પણ છોકરો છેલ્લા ખોળાનો હતો ને આટલી ઉમ્મરે ઘરના બઇરાને નાખુશ કરવું એ પણ ઠીક નહીં, એમ એમણે વિચાર્યું. વળી એમના હૈયામાં એમ પણ ખરૂં કે પરમેશ્વરને કરવું હોય ને છોકરાનું નશીબ ઉઘડે તો છોકરાની માના કોડ પૂરા પડે ને ઘડપણમાં આપણા સુખમાં મણા ન રહે. એટલે પહેલાં તો જરા બૈરાનું કહ્યું ગણકાર્યું ન ગણકાર્યું એમ કર્યું; પણ છોકરાની માએ એ વાતની કેડ મુકી નહીં, તેથી હારીને અંતે તે હા ભણ્યા. સારૂં મુહૂર્ત જોઇને અંગ્રેજી ભણાવવા ભિખારીદાસને અમદાવાદ વિદાય કર્યો. અંગ્રેજી વિદ્યા ભણવી સહેલી નથી. તેમાં વળી સરકારના કાયદા; વળી તેમાં ધોરણ ને ફેરણ, ને પરીક્ષાઓ, તેથી ભણતાં ઘણા દહાડા લાગ્યા, તેથી કોઇ કોઇ વાર શાન્તિદાસને અકળામણ પણ આવે. દર માસે ખાધાખાઈ તથા ફીના દશ બાર રૂપિયા અમદાવાદ મોકલવા પડે તે મોટા કબીલદાર આદમીને ભારે પડતા. પણ મંત લીધું તે પુરૂં કરવું; હવે અધુરૂં ભણતર મૂકવાથી કાંઇ

મ્હાણુ નથી એમ સમજી તે કાંઇ બોલતા નહોતા. સાત વરસે ભિખારીદાસ મેટ્રિકની પરીક્ષા પાસ થયો; તેની ખબર આવતાં શાન્તિદાસને ઘણું સારૂં લાગ્યું ને છોકરાની મા તેથી વધારે હરખાયાં ને કહે કે "હું કહેતી નહોતી કે મારો ભિખો નામ કાઢશે? કાંઇ પૈસા ઉગારે કામ થાય? જ્યારે મૂળાના પૈતા જેવા ખરચ્યા છે ત્યારે મારો છોકરો નાગરના છોકરાને ટક્કર મારે તેવો થયો છે."

એ પ્રમાણે ભિખાની મા સૌ આગળ ફુલાય. ભિખાની પરીક્ષા ઉતર્યાના સમાચાર આવ્યા એટલે તેમણે ગામમાં ગોળ વહેંચ્યો, માતાને વધામણાં દીધાં ને બ્રાહ્મણો જમાડયા, અને સૌ લોક તેને બોલાવવા આવ્યા. તેઓ શાન્તિદાસને કહે કે, હવે બાપા અધુરૂં ના રાખશો, હવે તો ભિખારીદાસને મુંબાઇ મોકલો, બે પૈસા દેવું થશે તો બારબાજરીનો રોટલો ખાઇ પેટે પાટા વાળી દેવાશે; પણ હવે તો એને મુંબાઇ મોકલો."

એમ બધા ઘણો આગ્રહ કરીને કહેવા લાગ્યા. શાન્તિદાસ ખાતા પીતા ગૃહસ્થ હતા, તેમની ખેતી મોટી હતી તથા ઢારઢાંકણ મસ હતાં, ને દાણાદુણી પણ ઘણું રાખતા પણ નગદ પૈસાનું બહુ જોર એમની પાસે નહોતું, એટલે મુંબાઇ મોકલવાનું તેમનું મન ઢચુંપચું થતું હતું. પણ છોકરાનો, તેની માનો તથા આખા ગામનો આગ્રહ જોઇ તેમણે પણ અંતે નમતું મૂકયું, ને ભિખારીદાસને મુંબાઇ ભણવા રાખવાનો વિચાર નક્કી કર્યો, ને ખર્ચ સારૂ ગામના શાહુકાર વનમાળીદાસને ત્યાંથી પ્રથમ રૂપિયા સોનો ઉપાડ કર્યો. વિદાય થતા પહેલાં ભિખારીદાસને કોરે બોલાવીને કહ્યું કે "ભાઇ, મારી પાસે પૈસો નથી. મુંબાઇ તો ઇંદ્રપુરી જેવું છે, ત્યાં ભાતભાતની જણસો મળે છે. તરેહ તરેહના શોખ ત્યાં થઇ શકે છે; માટે તું જો નીતિથી રહી નીચું માથું ઘાલી અભ્યાસમાં જ મન રાખવાનું કબૂલ કરે તો હું મોકલું, નહીં તો ખર્ચ વેઠવાનું મારૂં ગજું નથી, માટે એ વિચાર આપણે માંડી વાળો."

ભિખાએ પોતાના બાપના પગે હાથ મૂકીને કહ્યું કે, " બા, હું એક પાઇ પણ નકામું નહીં ખરચું. અઢાર વરસનો થયો ને શું હું સમજતો નથી કે આપણા ઓરડામાં શું છે ને શું નથી ?"

સરકારી કૉલેજ ઉઘડતાં ભિખારીદાસ મુંબાઇ જઇ તેમાં દાખલ થયા ને અભ્યાસ શરૂ કર્યો. થોડા દહાડા તો બાપની શિખામણ અને પોતાનું વચન હ્રદેમાં રાખી ભિખારીદાસે ખુબ મહેનત કરી. પછી જૂના થતા ગયા ને છોકરાઓનો સહવાસ વધવા માંડયો. ત્યાંના પારસીઓના ચળકતા બૂટ જોઇ એમનું મન વારંવાર એમ થતું કે આપણે એવા બૂટ હોય તો કેવું સારૂ ! એવા મનના ઉછાળા ઉપરાઉપરી થાય, ને ભિખારીદાસ તેને દાબી દે; પણ વળી પાછું ફરી ફરીને બૂટનું મન થાય. એમ કરતાં કરતાં કેટલા દહાડા વહી ગયા. પણ છેવટે ભિખારીદાસનું મન રોકયું રહ્યું નહીં. વિચાર કર્યો કે 'આપણે વરસે દહાડે ત્રણસે રૂપિયા ખરચીએ છીએ, તેમાં ત્રણ ચાર રૂપિયાના વિલાયતી બૂટ લેવામાં કંઇ વધી જવાનું નથી. બીજી ગમે તે રીતે કસર કરીશું તો એટલા ઉગરશે; એટલે બાપાનું મન પણ રહેશે, આપણું વચન પણ જળવાશે, ને આપણા જીવને ફાવતી વસ્તુ પણ મળશે. " એમ વિચાર કરી તેમણે વિલાયતી બૂટની એક જોડ લીધી. તે પહેરીને " ચમચમ " કરતા ફરે, ને બૂટ સામું જોઇ મલકાઈ મલકાઇ જાય !

ચાર મહિને કૉલેજ બંધ થઇ ત્યારે ભિખાભાઇ પાછો ગામે આવ્યા. સગું વ્હાલું, ગામલોક, સૌ બધે ગાઉ એમને લેવા સામું આવ્યું હતું. ભાગોળે આવ્યા ત્યારે ભિખાભાઇ ગાડામાંથી ઉતર્યા; પણ ઉતરતા પહેલાં પેલા વિલાયતી બૂટ કહાડી પહેર્યા, ને " ચમચમ " કરતા સૌથી આગળ ચાલ્યા. સૌ કહે, " કેમ ભાઇ આવ્યા કે ? સારા છો ? કુશળ છો ? " ત્યારે એ હળવે રહી કહે, " હા—હા. " ગામના છોકરા પણ એમને જોવા આવ્યા હતા, કેમકે એ ગામમાંથી

મુંબઈ ભણવા સારૂ આ પહેલાં કોઇ ગયું નહોતું, ને ભિખાભાઇ મુંબઇ જઇ આવ્યા એ મોટી નવાઇ હતી.

ગામમાં આવ્યા પછી સાંજ સવાર હવા ખાવા ભિખારીદાસ નીકળે ત્યારે પેલા બૂટ પહેરીને જાય. તે જોવાને ગામના બધા જુવાનીઆ નીકળે. શાન્તિદાસના દીકરા તથા બીજા દીકરાઓના દીકરા મળી આશરે પંદર વીસ માણસ ઘરમાં હતાં. થોડા દિવસ વિત્યા નહીં એટલામાં તેઓએ પોતપોતાની મા પાસે એવા બૂટ સારૂ કંકાસ કરવા માંડયો. શાન્તિદાસના ભાઇઓના ઘરમાં પણ બૂટ વાસ્તે કલેશ થવા લાગ્યો. ગામના કણબી, વાણીઆના છોકરાઓને પણ આવા બૂટનું મન થયું. બધા છોકરાઓની માઓ પોતપોતાનાં છોકરાઓ ભણીની તાણ કરે; પણ ભાયડાઓ એ માને નહીં. એમ બધાં સારાં ઘરમાં થોડો થોડો કંકાસ પેઠો. નિતની કળકળથી ભાયડાએ છેવટે હાર્યા. એકે એકે સૌ એવા બૂટ મંગાવવા લાગ્યા. દર ફેરા જ્યારે છુટી પડે ત્યારે ભિખારીદાસ મુંબઇથી પાછા આવે; ને દર વેળા જ્યારે આવે ત્યારે ગામના છોકરાની પચીસ ત્રીસ વિલાયતી બૂટની જોડો લેતા આવે ! એમ બે ત્રણ વરસ વીતી ગયાં, ને ગામમાં બીજી પુંજી વધી હોય કે નહીં, પણ બૂટની પુંજી તો ઘણી વધી ! ગામમાં વિલાયતી બૂટની ત્રણસો જોડ થઇ. સાંજે બધા જુવાનીઆ ખેતરે કે તળાવે ફરવા જાય ત્યારે એ બૂટ પહેરીને જાય; ને એવા બૂટવાળા છોકરાની હારની હાર આગળ પાછળ હર વેળા ગામમાં ફરતી દેખાય; તેથી કેટલાક લોકો માંહોમાંહે વાત કરે કે “ગામની શોભા સારી વધી.” ત્યારે વળી બીજા કહે કે “એમાં શું કમાયા ? ગામ વહેલું ભિખ માગશે.”

વિલાયતી બૂટ લાંબા ટકતા નથી, ને વરસ દહાડાની માંહી ફાટી જાય છે, એટલે જતે દહાડે એમ થયું કે ભિખાભાઇ જવા નીકળે તે દહાડે તેમને ગામ લોક દોઢસો બસો બૂટના પૈસા વળ-

ગાડે. આ પ્રમાણે બૂટનો ચાલ જબરો થતો ગયો, ને ગામને માથે રૂપિયા એક હજારનો વરસ દહાડે વેરો ચોટયો !

એક વાર ભિખારીદાસ ઉનાળાની છુટીમાં ગામ પાછા આવ્યા હતા, ને આંગણામાં ખાટલો ઢાળી પાછલે પહોરે બેઠા હતા. શાન્તિલાલ બાપા એટલે હાથમાં રૂપાની નેહવાળો હુક્કો ઝાલી રાખી "ગુડ ગુડ" કરતા હતા. બીજા થોડા પાટીદાર ને ગામલોક પણ ત્યાં સહેજ બેઠા હતા ને વાતો કરતા હતા. વનમાળીદાસ પારેખ પણ ત્યાં આવ્યા હતા.

વનમાળીદાસ—બાપા, નવરાશે આપણું ખાતું આંખ તળે કાઢો તો ઠીક.

શાન્તિદાસ—કેમ વારૂ ?

વનમાળીદાસ—આંકડો જરા વધતો જાય છે તે તમને ખબર હશે.

શાન્તિદાસ—લીધું વ્રત પુરૂં કરવું જોઇએ. છોકરાને મુંબઇ મોકલતા પહેલાં શી રીતે હતું ?

વનમાળીદાસ—ત્યારે તો સો પચાસ લહેણા રહેતા.

એમ વાતો ચાલી હતી તેવામાં દશવીશ મોચી ભેગા થઇ આવીને ફાળીચાં ઉતારી રડવા લાગ્યા કે "બાપા, હવે તો બહુ થયું; હવે તો ખમા કરો તો સારૂં."

શાન્તિદાસ—શું છે ? વાત તો કહો.

મોચીઓ મધ્યેનો એક મોચી કે જેનું નામ સોમલો હતું તેને તેમણે કહ્યું, "સોમલા, તું ઠાઉકો છે, તું વિગત માંડીને વાત કહે. તમારે શું જોઇએ છીએ ? ને તમારે શું દુઃખ છે ? સગી મા હોય તેને પણ કહીએ તો દુઃખ જાણે."

સોમલો—દુઃખ તો ઘણું છે; વણુ વાંકે મરી જઇએ છીએ; પણ રોગ પ્રમાણે ઉપાય થાય તો ફળ વળે; એ તમારા હાથમાં છે. બાપા, તમો ઉપાય કરો તો થાય, નહીં તો એકે ઉપાય નથી, ને અમારે જીવ્યાનો આરો નથી.

શાન્તિદાસ—કરાર શે તું બોલ. મારા હાથમાં હશે તો હું ઉપાય કર્યા વગર નહીં રહું.

સોમલો—બાપા, દુઃખ તો બહુ છે. અમારા મોચીનાં તમારા ગામમાં વીશ ઘરાં છે. જ્યારથી ગામ વસ્યું ત્યારથી અમો તમારી પછવાડે વસ્યા છીએ, ને તમારે શરણે પડયા છીએ. અમે આજ લગી ગામ લોકના જોડા ને કોસ શીવતા ને અમારો ગુજારો કરતા. વળી એકાદ વીઘું જમીન હોય તે ખેડીએ પણ ખરા; એમ કરી દહાડા કાઢતા. પણ આ બે વરસથી અમારૂં પુરૂં થતું નથી ને છોકરાં ભૂખે મરે છે. શિવો બાપો જ્યારથી મુંબઈ ગયા ત્યારથી અમારા દુઃખનું મંડાણ મંડાયું. એ એક બૂટની જોડ લાવ્યા એટલે અમને લાગ્યું, ઠીક છે, એમાં શું માંહી. પછી હવે તો ગામમાં લગભગ એવી ચારસો પાંચસો વિલાયતી બૂટની જોડ ખપે છે. અમો વરસમાં સો સો જોડ શીવીએ, એટલે મજુરીના ૫૦-૭૫ રૂપીઆ કમાઇએ, ને અમારા દસ બાર ઘરનો નિભાવ એથી થાય. હવે આ બૂટ આવ્યા એટલે એ જોડા ખપતી નથી. હવે પારસણોની પેઠે અહીંનાં બધાં બૈરાં જોડીઓ મૂકીને બૂટ પહેરશે તો બૈરાંનાં પગરખાં શીવવાનું કામ પણ અમારૂં જશે, ને જેટલા થોડા રોટલા રહ્યા છે તે પણ નહી રહે. અમારો ગુજારો તો ગામલોક ઉપર હતો, પણ ગામલોક તો બૂટ પહેરે એટલે આ દશાં આવી. અમારાં છોકરાંને પેટ ભરી રોટલા પણ મળતા નથી. જો અમદાવાદના કે બીજા આપણા અહીંના ગામના બૂટ હોત તો અમારામાંથી ત્યાં જઇ કોઇ શીખી આવત; અથવા ન શીખત તો અમે ભૂખે મરત; પણ અમારી નાત કે ધંધાવાળા બીજાને રોજી

મળત, પણ આ તો વિલાયતી બૂટ. એટલે અમારો એકે ઉપાય નથી, ને અમારે કોઇ પણ રીતનું મન વાળવાનું નથી, ને આમ ને આમ ચાલશે તો બધાં મરી પરવારીશું.

ભિખારીદાસ—કેવા બેવકુફ લોક છો! તમારે વાસ્તે શું અમે બૂટ નહીં પહેરીએ? માણસને ગમે તે પહેરવાની છુટ છે. સાહેબ લોકો બૂટ પહેરે છે, મુંબઇમાં ઘણી વસ્તી બૂટ પહેરે છે, તે સૌ ગાંડા લોક હશે? બેવકુફ લુચ્ચા લોક!

સોમલો—ગાંડા કે ઘેલા, પણ ભૂખે મરીએ. ત્યારે શું કરીએ? ભિખારીદાસ—ભૂખે મરો છો તેમાં કોનો વાંક છે? બીજો ધંધો કરો.

સોમલો—અમો મોચી તે બીજો ધંધો શું કરીએ?

ભિખારીદાસ—દુનિયામાં ઘણા ધંધા છે, ગમે તે કરો.

સોમલો—શું અમો કુંભારનું કામ કરીએ, દરજીનું કામ કરીએ, કે લવારનું કામ કરીએ, કે સોનીનું કામ કરીએ કે હજામનું કરીએ? શું કરીએ, કહો ભિખાબાપા.

ભિખારીદાસ—ત્યારે મજુરી કરો. મજુરીમાં શું આવડવું છે?

ભિખારીદાસ—ત્યારે પૂરું ન થાય તો પરગામ જઇ વસો.

સોમલો—આ ગામમાં અમારી વીસ પેઢી થઇ, ને હવે ઘરબાર મૂકીને કયાં જઇએ? અહીંનાં ઘર શી રીતે ઉપાડી જઇએ? નાત જાત, લેવું દેવું, બધું અહીં રહ્યું, ને પરગામ શી રીતે જવાય? બાપા, આટલું બધું અમને કહો છો, ત્યારે તમે વિલાયતી બૂટ ન પહેરો તો શું સત્યાનાશ વળી જાય? મોચી મજુરી કરે, બીજો ધંધો કરે; ગામ છોડી જાય, તે કરતાં પાટીદાર વિલાયતી બૂટ ન પહેરે તો શું બગડે?

શાન્તિદાસ વચમાં બોલ્યા, “ભિખા, તું છાનો માનો રહે, આ મોચી કહે છે તે વાત જાણવા જેવી છે. જુવાનીઆવેડા કરી એને તરછોડીશ નહિ.”

એટલામાં ગામના પારેખ જગજીવનદાસ આવ્યા. તે કહે કે “આ શી ભાંજગડ ચાલે છે?”

શાન્તિદાસ--મોચી રાડ પાડતા આવ્યા છે કે, ગામમાં બૂટ આવ્યા, તેથી અમે ભૂખે મરીએ છીએ.

જગજીવનદાસ--હા, મોચી મને કહેતા હતા, ને બીજાં વસવાયાં પણ થોડી થોડી બૂમ પાડે છે. પુંજીઓ કુંભાર કહે છે કે, એણીવારના વરસે મોચી લોકોએ મારી નાળો સમૂળગી લીધી નથી. પશવો દરજી કહે છે કે, મોચી લોકની શીલાઈ ઓણ મને મળી નથી. એ રીતે છે માટે આપણે ચાર જણ મળીને વિચાર કરીએ તો સારૂં.

શાન્તિદાસ--કહો તો બધા કાલે મળીએ.

જગજીવન--ઠીક, હું બધાને કહાવીશ, ને રામનાથમાં કાલ પાછલા પહોરે મળીશું.

બીજે દહાડે શાન્તિદાસ બાપા, ભાઇ ભત્રીજા, ગામના બીજા પાટીદાર, જગજીવન પારેખ, નાથાભાઇ મોદી, જુગલદાસ તલાટી, તુળશીદાસ મહેતા વગેરે બધું ગામ રામનાથ મહાદેવમાં ભેગું થયું. ત્યાં વસવાયાં પણ વણ તેડયાં પેટનાં બળ્યાં ભેગાં થયાં હતાં. સોમલો મોચી તથા બીજા મોચી, તથા દરજીના ને કુંભારના આગેવાનો આગળથી આવ્યા હતા. બધાએ પહેલાં તો મોચીની વાત સાંભળી. ત્યાં ભિખાભાઈ ગયા હતા. તેમણે અંગ્રેજી વિદ્યાનો આધાર બતાવીને એક મોટી બચેરીઆ ચોપડી હતી તે

ઉપરથી એક લાંબું ભાષણ કરવાની તૈયારી કરી હતી. તે ઉભા થયા, અને બોલવા લાગ્યા; પણ એમના બાપ અને કાકા કહે, “ બેસ બેસ, તું ભણી આવ્યો તે જાણ્યું. હજુ તો અમારૂં ખરચ ખાય છે! જ્યારે બે પૈસા કમાય, ને દુનિયા કેમ ચાલે છે તે સમજે ત્યારે તારૂં ભાષણ બહાર કાઢજે.” બધાં વસવાયાંની વતી જગજીવન પારેખ પ્રથમ બોલ્યા. તે કહે કે, “ આ બૂટની મહોકાણે આઠ દશ મોચીનાં ઘરનો ધંધો બંધ પડયો છે, ને તેમને ખાવાપીવાની બહુ વેળા પડે છે. મોચી નરમ થયા એટલે તેમની ઘરાકીવાળા કુંભાર, દરજી વગેરે પણ નરમ થયા છે; ને બે પૈસા જેના લેણા દેણા છે તે શાહુકારનું લેણું ડુબવા વખત આવ્યો છે; અને ધક્કો આખા ગામને લાગશે. **કોઇએ એમ ન સમજવું કે, એમાં મારે શી લેવા દેવા છે; બધાંનું સારૂં હોય તો આપણે સારૂં, ને નરતું હોય તો આપણે નરતું.** હું અમદાવાદ ગયો હતો, ત્યાં પણ આવાં ને આવાં રોદણાં છે. સોનીનાં ઘરેણાં વિલાયતથી તૈયાર થઇ આવે છે, ને તે એવાં આંખને ગમે તેવાં હોય છે કે, આપણા ખરા દાગીનાને કોરે મૂકે; એટલે સોનીનો ધંધો બાર આની ગયો છે. લુહારનો ધંધો તો બિલકુલ બંધ પડી ગયા જેવો જ છે. લુહાર મજુરી કરે તેને અંગ્રેજી કારખાનામાં રોજ સારો મળે છે; પણ ચપ્પુ, કાતર અને ખીલા કરનારાનો તો બિલકુલ રોજગાર બંધ પડયા જેવો જ છે. વિલાયતી કાપડ કરોડો રૂપિયાનું આવે છે, તેથી સાળવી, વણકર, છીપા, બાંધણીગર વગેરેનો ધંધો ગયો છે. લોક ઘણાં લુગડાં પહેરે છે તેથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે. પણ એકંદર કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાગ નુકસાન થયું છે ને હજુ તો કયાં? શહેરમાં કોઇ ધણી ધોરી નહીં એટલે વિટંબણા ભારે પડે છે. આપણે બધા મળીને કરીએ તો બંદોબસ્ત કરવા સમર્થ છીએ; માટે મારી ધ્યાનમાં આવે છે કે, આપણે આપણા ગામ પૂરતો ઠરાવ કરીએ તો ઠીક.”

શાન્તિદાસ—શો ઠરાવ?

જગજીવન—હાલ તો એટલો કરો કે ગામમાં કોઇ પરગામના બૂટ ન પહેરે. એટલું થાય તો મોચીનું દુઃખ ટળે.

શાન્તિદાસ—કેમ ભવાનીદાસભાઇ, શું ધાર્યું ?

ભવાનીદાસ—હા, હા. સો ફેરા એવો બંદોબસ્ત કરવો જોઇએ.

નાથાભાઇ મોદી—આપણે પણ કબૂલ છીએ, કેમ તુળશીરામ મહેતા ?

તુળશીરામ મહેતા—આપણે સો ફેરા કબૂલ.

જુગલદાસ તલાટી—વારૂ, બૈરાંને ઘેર પૂછયું ? છોકરાં ઘેર કંકાસ કરશે, તો તેમની માઓ તેમની કુમક કરશે તેનું શું ધાર્યું ?

શાન્તિદાસ—છોકરાં અને તેમની માઓ જખ મારે છે.

બધાં કહે, "વાહવાહ, બાપા, વાહવાહ. ત્યારે ચાલો, આપણે મંદિરમાં તુલશી ઉપાડો." બધા મંદિરમાં ગયા, ને ઠાકોરજી આગળ તુલશી ઉપાડી સઉએ જૂદા જૂદા સમ ખાધા કે "પરદેશી બૂટ લાવીએ તો ઠાકોરજી અમને પૂછે," ને પછી બધા વેરાયા.

ગામ સંપીલું હતું; લોક લાંબી નજરવાળા હતા, તોપણ આ વેળા ઠરાવ પાળવામાં થોડી આનાકાની થઇ; ને પછી ઘેર ઘેર થોડી કચ કચ પણ થઇ; પણ શાન્તિદાસે પોતાને ઘેર પહેલ કરી ભિખારીદાસને જોડા પહેરાવ્યા. એમ પટાપટ ચાલતાં, અંતે બધા ગૃહસ્થોએ સોગન પાળ્યા, ને છ મહિને મોચી પાછા આગળ જેવા ખાતાપીતા થયા, ને બીજા કારીગર પણ તાજા થયા.

એવામાં નડીઆદથી એક દહાડો મોટમ બારોટ આવ્યો હતા, તેમણે આ વાત ચોરે બેઠે સાંભળી. તે મનમાં બહુ હરખાયા ને હરખના માર્યા પોતાની મેળે શાન્તિદાસ બાપાને [illegible] કહેવા

આવ્યા કે " બાપા, ગામમાં આગેવાન હોય તો તમારા જેવા હોજો. ખરા ઇન્નના સમે તમે ગામની હિમાયત કરીને ગામનું દુઃખ ટાળ્યું છે. તમારા ઘરનો ધર્મ જગ જાણે છે. તમોએ આપણા ગામનું ને દેશનું અભિમાન કરી અઢારે વર્ણનો ટેક ને ઇજ્જત રાખ્યાં છે. આગળ સરકાર દરબારમાં તમારૂં ઘર રૈયતને કુમક કરતું; હાલ સરકાર તરફથી તો શાન્તિ છે, પણ લોકોનું મન નવા નવા પહેરવેશથી છકી ગયું છે, તેથી કારીગર માત્રને તથા અંતે આખા દેશને બહુ વિપત પડે છે. એ વિપતમાં તમારા જેવાની હિમાયત છે ને ઓથ છે, તો દેશનું સદાકાળ ભલું જ થશે. તમારા જેવા અમારા વંશમાં કુળ-દીવા ઘણા થજો, ને ઇશ્વર તેમને તમારા જેવી મતિ સહાય આપજો "

( દિ. બા. અં. સા. દેસાઇનાં ભાષણો અને લેખો )

---

૧૧

# લક્ષ્મણ

ભારતવર્ષના સાહિત્યમાં ભ્રાતૃભક્તિનું મૂર્તરૂપ જોવું હોય તો આપણને ભગવાન વાલ્મીકિની દિવ્ય કૃતિ તરફ દ્રષ્ટિ કરવી પડશે. મા, બાપ, પત્ની, રાજપાટ, એશઆરામ, સમ્પત્તિ, ને દુન્યવી સમસ્ત સમૃધ્ધિનો ત્યાગ કરી ભાઇની પાછળ ફકીરી લેનાર અને બાર બાર વર્ષનાં અનાહારી તપ તપી, નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરનાર લક્ષ્મણ વિના બીજું કોણ હોઇ શકે? દુનિયાના સાહિત્યમાં ભરત ને લક્ષ્મણ અદ્વિતીય છે. બન્નેની ભ્રાતૃભકિત અચલ, અવિકારી, અને ગૂઢતમ છે. એ મહાત્માઓમાંથી લક્ષ્મણજીના જીવનનું પુનિત સ્મરણ કરી હૃદયની મલિનતા ધોઇએ.

તુલસીદાસજીએ કહ્યું કે સુમિત્રાના પુત્રનું નામ લક્ષ્મણ એટલા માટે રાખવામાં આવ્યું હતું કે તે સર્વ લક્ષણયુક્ત હતા. દશરથ રાજાને ચાર પુત્ર, રામ, ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ. તેમાં રામલક્ષ્મણ, ને ભરતશત્રુઘ્ન એમ બે જોડ બંધાઈ હતી. ભગવાન વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવા રામચન્દ્રજીની સાથે લક્ષ્મણ ગયા હતા. એ મહર્ષિ પાસેથી બન્ને ભાઇ શસ્ત્રાસ્ત્ર શીખ્યા હતા. અને જનકપુરમાં ધનુષભંગ પછી ચારે ભાઈનાં લગ્ન થયાં, તેમાં લક્ષ્મણને ઊર્મિલા સાથે પરણાવવામાં આવ્યા.

લક્ષ્મણનું જીવન ભક્તજીવન છે, એને સ્વતંત્ર જીવન જ નથી. જેમ વૃક્ષાધારે વેલ, સૂર્યાધારે કમલ તેમ રામચન્દ્રાધારે લક્ષ્મણ. જ્યાં શરીર ત્યાં તેની છાયા, તેમ જ્યાં રામચન્દ્રજી ત્યાં લક્ષ્મણ. એક પણ પ્રસંગ એવો નથી કે જ્યાં લક્ષ્મણજી વડીલ ભાઇ રામચન્દ્રજીની છાયામાંથી સ્હેજ પણ અળગા કરાયા હોય. તેથી તેમનું જીવન રામચન્દ્રજીના જીવન સાથે ગૂંથાયલું છે; એનું નિરાળું અસ્તિત્વ જ નથી.

૧

પરણી આવી અયોધ્યામાં ઊર્મિલા સાથે લક્ષ્મણ રહેતા હતા. દિવસો આનંદમાં જતા હતા. તેવામાં મોટાભાઈનો રાજ્યાભિષેકનો દિવસ આવી પહોંચ્યો. હૃદયેશ્વર વડીલ બન્ધુના ભાવિ રાજ્યાભિષેકના આનંદથી લક્ષ્મણની છાતી વેંત વેંત ઉછળતી હતી. એ દિવસની આડે માત્ર રાત જ રહી. સવારમાં વહેલા ઉઠી, સ્નાન સંધ્યાદિ પરવારી, એ મંગલ-મુહૂર્તની પ્રતીક્ષા કરતા તે માતા પાસે ગયા. એટલામાં કૈકેયીના ઘરમાંથી બહાર આવી, બાલસૂર્યનાં કિરણમાં અક્ષુબ્ધ મને, હસતે વદને રામચન્દ્રજી લક્ષ્મણ પાસે આવ્યા. ભાઇને યુવરાજ બનાવવા ઉત્સુક ભાઇએ સૂચક દૃષ્ટિથી મોટા ભાઈ તરફ જોયું. રામે જવાબ દીધો, “લક્ષ્મણ, ખુશ ખબર છે.

પ્રભુની કૃપાનો અનુભવ કરવા અને બાહુબળ પર જીવવા હું વનમાં જાઉં છું. પિતાજીની અને માતા કૈકેયીની આજ્ઞા છે કે મારે ચૌદ વર્ષ વનમાં ગાળવાં, અને તે દરમ્યાન ભરત રાજકાજ કરે. ”

ભાઈને અન્યાય થતો, અને રઘુકુલની રીતને લાંછન લાગતું જોઈ તે બોલ્યા “ વડીલ બન્ધુ, એમ નહીં થાય. જ્યાં સુધી આપનો આ સેવકમાં પ્રાણ છે ત્યાં સુધી હું આપને અન્યાય નહીં થવા દઉં. મારા જીવતાં છતાં રામચન્દ્રજીનો રાજ્ય હક્ક કોણ ઉથાપી શકે તેમ છે? વળી આપણા કુળની રીત પણ આવી નથી; હમેશાં વડીલ પુત્ર જ યુવરાજ થાય છે. પિતાજી કામાંધ થયા છે, અને તેથી માતા કૈકેયીના ભરમાવ્યા ભરમાયા છે. પણ તેથી શું આપણે આ અન્યાય થવા દેવો ? ”

રામ—“ ભાઈ, શાન્ત થા. હું જ વનવાસ પસન્દ કરૂં છું. આપણને તો વન કે રાજ્ય એમાંથી કોઇ વિશેષ નથી, વિશેષ છે માતા પિતાની આજ્ઞા, ને પિતાની પ્રતિજ્ઞાનું પાલન. ચૌદ વર્ષ તો ચાલ્યાં જશે, ને હું સાજો સમો પાછો આવીશ. હું તો તને મળવા, અને જતાં જતાં કંઇક કહેવા આવ્યો છું. તું માતાપિતાની સેવા કરજે, જાનકીને આશ્વાસન આપજે, ને ભરતને રાજ્ય ચલાવવામાં મદદ કરજે. ”

લક્ષ્મણ—“ જો આપ વનમાં જ જાઓ તો મારાથી શી રીતે અહીં રહેવાય? જ્યાં તમે ત્યાં તો હું. માબાપની સેવા ભરતશત્રુઘ્ન કરશે, તે સુશીલ ને ડાહ્યા છે. રાજ્ય પણ તે મારા વિના ચલાવી શકશે. જાનકીજી આપથી વિખૂટાં પડશે એવી કલ્પના જ કેમ કરી શકો છો? એટલે આપની સાથે આવવામાં મને કંઇ અંતરાય નથી. ”

રામ—" ભાઇ, એમ શા માટે? મારી સાથે તું આવે એમાં મને વાંધો શો હોય? મને તો તેથી સુખ જ છે. પણ ઊર્મિલાને શું શું થશે? એને દુઃખી કરવાનો તને કે મને શો અધિકાર છે?"

લક્ષ્મણ ( શરમાઇને )—" એની પણ વિશેષ ભાંજગડ નથી. મારી ખાત્રી છે કે એ મને જરૂર રજા આપશે, હું તેને ઓળખું છું. આપ વનમાં જશો ને હું તેની પાસે રહીશ તેથી શું તે સુખી થશે? ના તે દુઃખી થશે. પણ આપની સેવામાં હું હાજર રહીશ તો તે જરૂર સુખી થશે."

રામ—" ઠીક. ઊર્મિલાની ને સુમિત્રાબાની રજા લઇ આવ. મારી ના નથી."

લક્ષ્મણજીને નિસ્તેજ અને ગમગીન ચ્હેરે આવતા જોઈ ઊર્મિલા સફાળી તેમની પાસે જઇ પૂછવા લાગી, " નાથ આ શું? આજ તો મહોત્સવ. જેઠજીના રાજ્યભિષેકના દિવસે આપનું મુખકમલ મ્લાન કેમ?"

લક્ષ્મણ—" વ્હાલી, વડીલ ભાઇને વિધિએ વનનું રાજ્ય આપ્યું છે. પિતાની ને કૈકેયી માતાની આજ્ઞા છે કે તેમણે ચૌદ વર્ષ વનવાસ ભોગવવો; ને તે દરમ્યાન રાજ્ય કરે ભરતજી. તે વનમાં જવા તૈયાર થયા છે."

ઊર્મિલા—" ને આપ? શું એમણે આપને સાથે લેવાની ના પાડી તેથી આપ નિસ્તેજ છો? કે શું આપને એમ વિચાર આવ્યો કે હું આપને વનમાં નહીં જવા દઉં? એમ હોય, તો આપ મને સમજ્યા નથી. હું જાણું છું કે જેઠજીની સેવા એ તમને જીવન સર્વસ્વ છે; ને તેથી તેમના વિના આપ કદિ સુખી ન જ હો. અને આપ સુખી ન હો તો હું પણ સુખી ન જ હોઉં. આપ વનમાં નહીં જાઓ તો આપણે બન્ને દુઃખી થઇશું, ને જશો તો બન્ને સુખી થઇશું."

લક્ષ્મણ—" ધન્ય છે, મારી ઊર્મિલા, ધન્ય છે તારી ઉદારતાને ઊર્મિલા આથી અન્ય રીતે વિચારી જ ન શકે એ મને વિદિત છે. છતાં, તને પતિથી વિયુક્ત કરવાનો મને શો અધિકાર છે? તું મારે સુખે સુખી છે, તો હું પણ તારે સુખે સુખી થઇશ. "

ઊર્મિલા—" માટે જ હું આપને જેઠજી સાથે વનમાં જવા વિનવું છું. "

લક્ષ્મણ—" ઊર્મિલા, વિચાર કર. પતિવિરહ, ને તે ય દિવસનો નહીં, માસનો નહીં, વરસનો નહીં પણ ચૌદ વરસનો! ને તેને અન્તે પતિને પુનઃ મળવાની શી ખાત્રી? પુનઃ વિચાર કર. તારી કમલિની જેવી કોમળ જાત આ બધું શી રીતે સહેશે? "

ઊર્મિલા—" નાથ, એ તો આપ વનમાં જઇને આવશો ત્યારે જોઇ શકશો. હા, આપનો વિયોગ દુઃસહ તો નિવડશે જ. પણ તેથી, જેના આપણે દાસાનુદાસ છીએ, જે આપણો હૃદયેશ છે, જેની સેવા એ આપણું પરમ જીવન કર્તવ્ય છે, તેને કેમ મૂકીએ? આપણો વિરહ મોટો કે આપણી ભક્તિ મોટી? જેને જીવનનું પરમ કર્તવ્ય ગણ્યું છે તેનું પાલન કરવામાં વિયોગ સહેવો પડે તો તે ય ખુશીથી કેમ ન સહેવો? એથી તો આપની ભક્તિ, ને મારો આપ પરનો અનુરાગ મહત્તર થશે. જાઓ, સ્વામી, જેઠજીની સાથે વનમાં જાઓ, ને તેમની સેવા ઉઠાવો. મારૂં મન પણ સાથે થવા લલચાય છે. પણ મારે તેને રોકવું પડે છે તે માત્ર એકજ પ્રયોજને–આપણે સાથે હોઇએ તો જેઠજી આપણી સેવા મુક્તભાવે સ્વીકારે નહીં–કરાવે પણ નહીં. નહીં તો હું આપની ને સીતાજીની સેવા કરવા ભાગ્યશાળી થાઉં! એય પણ કર્મની ગતિ! હવે, આપ જેઠજીની સેવા કરવામાં શ્રમ તપજો, હું અહીં રહી રહી આપના જાપ જપતી આપનાં ચરણમાં લીન થવાનું તપ તપીશ. મારી અચલ શ્રદ્ધા છે કે આપણા વિરહના તપ તરફ જોઇ પ્રભુ આપણને જરૂર પુનઃ મેળવશે. "

પત્નીની ઉત્સાહક રજા મેળવી લક્ષ્મણ માતા પાસે ગયા. ધન્ય છે આ સાધ્વીને કે પોતાના હૃદયમાંથી હૃદયનાથને સ્વહસ્તે બહાર કહાડી રામચન્દ્રની સેવાની વેદી પર ચડાવ્યા. ઊર્મિલા, દેવી, તારૂં નામ પ્રાતઃસ્મરણીય સતીઓમાં નથી તેથી શું ? તારૂં સ્થાન તેમનાથી ય ઉચ્ચતર છે. તે તારા પગની રજ બરાબર પણ નથી. તારૂં સ્થાન એકલ છે; તારી સાથે વિરાજી શકે એવી એક પણ નારી આ પૃથ્વીએ હજી સુધી ધારણ કરી નથી.

સુમિત્રા ( લક્ષ્મણને આવતા જોઇ )—" બેટા, રાજ્યભિષેકને બહુ વાર નહીં હોય, તું કેમ રામ પાસે ગયો નથી ? "

લક્ષ્મણ—" માતાજી, બહુ વાર તો નથી. વડીલ ભાઇ અને હું વનમાં જઇએ એટલી જ વાર છે. એટલે ત્યાં મારા હાથે હું તેમને વનના રાજા બનાવીશ. "

સુમિત્રા—" લક્ષ્મણ, હું શું સાંભળું છું ! આજે રામને યુવરાજપદ મળનાર છે, ત્યાં વનની વાત શી ? શો ઉત્પાત મચ્યો છે ? "

લક્ષ્મણ—" માતાજી, વડીલ બન્ધુને પિતાજી અને કૈકેયીએ ચૌદ વર્ષ સુધી વનવાસ કરવાની આજ્ઞા કરી છે. મારે પણ સાથે જવું છે. પણ તે કહે છે કે સુમિત્રાબાની અનુજ્ઞા સિવાય હું તને લઈ જઇશ નહીં. "

સુમિત્રા—"લક્ષ્મણ, બેટા, મન ક્ષુબ્ધ થાય છે, છતાં રામ-લક્ષ્મણની જોડીને ખંડિત કરવાનું કામ હું કરીશ નહીં. મોટા ભાઇ પિતા સમાન છે. એ તારા શિરછત્ર છે. તો ભલે, તું એમની સાથે જા. મારા આશીર્વાદ છેઃ તમારું અટન તમને સુખરૂપ નિવડો. બેટા, માની આટલી વાત યાદ રાખજે. વનને અયોધ્યા ગણજે, રામને પિતા જેવા જાણજે, જાનકીને માતા માનજે, ને વનને

રાજ્ય ગણજે. જા, તાત, સુખે જા, જો વધૂ ઊર્મિલાની સમ્મતિ હોય તો."

૨

રામ લક્ષ્મણ જાનકી ગંગા ઉતરી ચિત્રકૂટમાં પર્ણકુટીમાં રહેવા લાગ્યાં. ત્યાં તો ભરત અયોધ્યાવાસીઓને, માતાઓને, ને કુલગુરુ વસિષ્ઠને લઇ ભાઈને પાછા લાવવા ચાલ્યા પણ સાથે ઊર્મિલા નથી. તેને આવવાનું પ્રયોજન પણ શું હતું ? તેને તો એકજ પરમ કર્તવ્ય હતું—પતિનાં ચરણકમલનું અહોનિશ ધ્યાન. લક્ષ્મણે પણ પ્રિય પત્નીને હૃદયના ગુહ્યાગારમાં આસન પર પધરાવી દ્વાર દઇ દીધાં હતાં. તેમણે તે દ્વાર વનવાસ દરમ્યાન પુનઃ કહિ ઉઘડયાં જ નહીં. તેમને ખાત્રી હતી કે ઊર્મિલા એ આસન પર જ છે.

ભરતને આવતા જોઇ લક્ષ્મણને શક ગયો કે કદાચ કૈકેયીના પ્રપંચને વશ થઇ ભરતજી અમને પજવવા આવતા હશે. તેમણે રામને કહ્યું, "વડીલ બન્ધુ, જુઓ, ભરતજી આવતા જણાય છે. શું એય પણ કુટિલ થઇ ગયા ? સાથે લશ્કર દેખાય છે. મોટાભાઈ, શું કરીએ ? ધનુષ લઇ તૈયાર થાવ."

રામ—"ભાઇ લક્ષ્મણ, ભરતનું હૃદય તો તીર્થરાજના જેટલું વિશાળ ને પવિત્ર છે; આકાશ જેટલું ગંભીર અને નિર્મળ તેનું મન છે. એ પ્રપંચ કરે જ નહીં. જરૂર એ આપણને મળવા આવતો હશે. તેને આપણો વિયોગ સાલતો હશે. અને તેમ નહીં હોય, કદાચ તે આપણને કષ્ટ દેવા આવતો હોય, તો તેથી પણ શું ? ભાઇને માટે ભાઈ સહન નહીં કરે ? ભાઈ લક્ષ્મણ, તું મારો ગુરુ છે. દુનિયાનો ત્યાગ કરી, સ્વર્ગની રાણી જેવી ઊર્મિલા દેવીને એકલી મૂકી તું મારી પાછળ આવ્યો તે શું સૂચવે છે ? ભાઇને માટે તેં શું નથી આપ્યું ? માટે જ ભરત ભલે આવે."

બધાં મળ્યાં. પિતાના મરણનો શોક હલકો પડયો. પણ રામચન્દ્રજી પાછા ન જ ફર્યાં. ને ભરતજીએ નંદિગ્રામમાં વાનપ્રસ્થમાં રહી રામની વતી રાજ્ય ચલાવવા માંડયું. હવે ત્રણે જણ ચિત્રકુટ છોડી, વિન્ધ્ય ઓળંગી દંડકારણ્યમાં પેઠાં. ત્યાં તેમણે ગોદાવરીને તીરે પંચવટીમાં વાસ કર્યો.

૩

લક્ષ્મણની સર્વ શક્તિઓ ભાઇની અને ભાભીની સેવા કરવા એક પગે થઇ રહી હતી. ન ખાવું, ન પીવું, ન ઉંઘવું, કે ન આરામ લેવો. પોતાને માટે તો જાણે કે આ દુનિયામાં કંઇ કરવાનું જ નહોતું. આ તેમનું ઉગ્ર તપ હતું. દશે ઇન્દ્રિયોને ભાઇની સેવામાં એકાગ્ર કરી રાતદિવસ તેમાં જ રચ્યાપચ્યા રહેવું એ સમાધિની દશા નહીં તો બીજું શું ? એમની ખાવાપીવાની, બેસવાઉઠવાની, હરવાફરવાની, વગેરેની સગવડ લક્ષ્મણ જ કરતા. તેમને ખાવા માટે ફળ લાવે, પણ પોતે ખાય નહીં. રામસીતા ઉંઘે ત્યારે પોતે પર્ણકુટીની બહાર આખી રાત જાગતા તેમનું રક્ષણ કરે. આમ નિરન્તર બાર વર્ષ પર્યન્ત લક્ષ્મણે પોતાની જાતને–તનને, મનને, આત્માને–વડીલ ભાઇની સેવામાં સમ્પૂર્ણ અર્પી દીધી. આ બધા વખત દરમ્યાન ભૂલ્યે ચૂકયે તેમણે હૃદયના પેલા ગુહાગારનાં દ્વાર–જેમાં ઊર્મિલાનું આસન હતું તેનાં દ્વાર–ખોલ્યાં નહીં, અને એ દેવીનું દર્શન કરવા પણ લોભાયા નહીં. ધન્ય છે તને લક્ષ્મણ ! તું અદ્વિતીય છે. સ્નેહરાગ્રી, હૃદયદેવી, અમૃતસરિતા, સમસ્ત વિશ્વના સૌન્દર્ય ને માધુર્યની સાક્ષાત્ મૂર્તિ તારી સેતાની હોવા છતાં જે નૈષ્ઠિક બ્રહ્મચર્ય–બાર બાર વર્ષનું જે બ્રહ્મચર્ય તેં પાળ્યું તેની ઝાંખી નથી થતી સમસ્ત પૃથ્વીમાં ! કવિકોવિદોએ ને સાહિત્યસારીઓએ તને હનુમાન કે ભીષ્મપિતામહની સાથે નથી મૂકયો એ ઉચિત જ છે.

આમ પંચવટીમાં કેટલાય દિવસ વહી ગયા. એક દિવસ એક મુગ્ધા લક્ષ્મણ પાસે આવી બોલી, " અરે પુણ્યાત્મા, આપ કોણ છો ? દેવ છો ? નાગલોકમાંથી આવ્યા છો ? આ ભૂમિ તો રાક્ષસોની છે. તેમાં આપ કેમ ? "

લક્ષ્મણ—" હું નથી દેવ કે નથી નાંગલોકનો. અયોધ્યાના મહારાજ દશરથના વડીલ રાજકુમાર શ્રી રામચન્દ્રજી પત્ની સાથે ગોદાવરી તટ પર પંચવટીમાં રહે છે, હું તેમનો અનુજ છું. તેમનો સેવક છું. બ્હેન, તમે કોણ છો ? અને આમ એકલાં શા માટે ફરો છો ? રક્ષણ જોઇતું હશે તો આ જમણો હાથ તૈયાર છે. "

સુન્દરી—" આપને રાક્ષસોથી રક્ષણ કરવાની તસ્દી નહીં પડે. પણ, જો રક્ષણ કરવાનું સામર્થ્ય ધરાવતા હો, તો આપના સૌન્દર્યે મને મન્મથથી પીડાતી કરી છે. દુષ્ટ કામદેવથી મારૂં રક્ષણ કરો તો આપ વીર ખરા ! "

લક્ષ્મણ—" બાલે, આ તારી શી વિચિત્ર દશા ! માનવીનું આટલું અધઃપતન હોઇ શકે નહીં. જરૂર તું માનવી નથી, રાક્ષસકુલોત્પન્ના છે. "

સુન્દરી—" હા, હું માનવી નથી, રાક્ષસી છું. અને તેથી જ મને મનસ્વી-સ્વચ્છન્દ-વ્યવહાર કરવાની છૂટ છે. અને માટે જ વિનાં લજ્જાએ હું આપને વિનવું છું, લળી લળી માગું છું-મને આપની દાસી બનાવો. "

લક્ષ્મણ—નિર્લજ્જ, તું જાણે છે કે લક્ષ્મણ પોતાની જાતનો માલિક નથી ? મેં મારૂં સર્વસ્વ મોટા ભાઇની સેવાને અર્પ્યું છે. તેમની આજ્ઞા મને શિરોધાર્ય છે. એમનો આ દાસ એમની આજ્ઞા ઉઠાવવાનું જ માત્ર સમજે છે. હું તારાં વચન સમજી શકતો નથી. તારાં વચન મને સ્પર્શ કરી શકતાં નથી. માટે જા, યથેચ્છ જા. "

શૂર્પણખા રામ પાસે જઇ તેમને ને સીતાને વિનવવા લાગી કે મને લક્ષ્મણની સ્ત્રી બનાવો. રામે તેને એક રીતે સમજાવી કે લક્ષ્મણ તો વિવાહિત છે, પણ તેણે માન્યું જ નહીં. છેવટે તેમણે લખી આપ્યું, 'આ બાઇનાં નાક કાન છેદી લેજો.' આવી રીતે લક્ષ્મણ પર મોહિત થયેલી રાવણની બ્હેન શૂર્પણખાએ પોતાને જ હાથે પોતાનાં નાક કાન ગુમાવ્યાં. આ પ્રસંગે પણ પોતાના વ્રતને ખંડિત કરે તેવી એક પણ ઊર્મિ લક્ષ્મણના હૃદયમાં ઉઠી નહીં. ભાઇની આજ્ઞા જ માત્ર તેમને શિરોધાર્ય હતી.

પંચવટીમાં મારીચ સોનાનો મૃગ થઇને સીતાજીની વાડીમાં આવ્યો. રામ, સીતાનું રક્ષણ કરવાનું કામ લક્ષ્મણને સોંપી માયાવી મૃગને પકડવા યા તો મારવા તેની પાછળ પડ્યા. મૃગ મરાયો, ને તેણે રામના સ્વરમાં નિઃશ્વાસ મૂકયો, "હા લક્ષ્મણ, હા સીતા." જાનકીને ફાળ પડી. જરૂર પતિનું મરણ થયું હશે, યાં તો પતિ દુઃખમાં હશે. તેમણે દિયેરને કહ્યું, "તાત લક્ષ્મણ, તમારા ભાઇનો આર્તસ્વર છે એમ મને સ્પષ્ટ થાય છે. તમે જાઓ, તેમની મદદે."

લક્ષ્મણ—"જાનકીજી, ફિકર કરતાં મા. મારા ભાઇ કેવા વીર છે તે હું જાણું છું. એમને સંકટમાં મૂકનાર દુનિયામાં કોઇ જન્મ્યું નથી. મને તો ભાઇની આજ્ઞા છે કે મારે પર્ણકુટીથી ખસવું નહીં ને આપનું રક્ષણ કરવું."

સીતા—"અરે રે, આજ્ઞાનું તે વળી યંત્રવત્ પાલન ? તમારા ભાઇ સંકટમાં છે એ સ્પષ્ટ છે. છતાં તમે જવાની ના પાડો છો. શું તમે આવી સેવા કરવા વનમાં આવ્યા છો ?"

લક્ષ્મણ—"કેવી સેવા કરવા આવ્યો છું, તે કહેવાનો મને અધિકાર નથી. અને આપની નિર્મળ બુદ્ધિ કોણ જાણે આજે

આટલી કલુષિત કેમ થઇ છે તે મને સમજાતું નથી. હું આપને પગે પડી વિનવું છું કે તર્કવિતર્ક ન કરો, ને મારા ભાઇના બાહુબળમાં વિશ્વાસ રાખો ”

સીતા—“ અરે હિયેરીઆ, ધીરજ કેવી રીતે રાખું ? મારી બુદ્ધિ તો જેવી ને તેવી જ છે. પણ આજે તારી બુદ્ધિ મલિન થઇ લાગે છે. નહીં તો અહોનિશ અમારી સેવામાં તત્પર રહેનાર તું આજે તારા ભાઇની વ્હારે કેમ ન ધાય ? કયો પાપનો કીડો સળકયો છે ? ”

લક્ષ્મણ—“ માતાજી, વધારે ન તાવો. આ વનદેવતા, આ દેવી ગોદાવરી, આ ભગવાન્ સૂર્યદેવ, ને આ સચરાચર વાયુદેવની સમક્ષ કહું છું કે હું આપનો સેવક છું. આપની ચરણરજ મસ્તક પર ચડાવવાની લાયકાત મેળવવા મથી રહ્યો છું. માટે ધીરજ રાખો. ભાઇ હમણાં મૃગને મારી પાછા આવશે. એવા માયાવી મૃગો મરતી વખતે આવી માયાવી બૂમો પાડે એ સમ્ભવિત છે. માટે ભય મૂકો ને સ્વસ્થ થાવ. જાઉં તો પછી તમારૂં શું થાય ?”

સીતા—“ શું બોલે છે, લક્ષ્મણ. તું મારી ચરણરજ ઇચ્છે છે ? ઉર્મિલાની ચરણરજ છોડીને આવ્યો તે આટલા જ માટે ? સેવા–ભાઇની સેવા–તે આનું નામ ? સમજી, સમજી એકથી આનન્દ ન થયો ? ખેર, તારા મનોરથ સિદ્ધ નહીં થાય. હું જાતે જઇશ, પતિને શોધીશ. તેમનો સ્વર્ગવાસ થયો હશે તો ગોદાવરી મૈયાનું શરણ લઇ, તેમની પાછળ સિધાવીશ. ”

આ વજ્રઘાતથી લક્ષ્મણનું હૃદય ચીરાઇ ગયું. સર્વસ્વ અર્પણ કરી, ઊર્મિલાની મૂર્તિને હૃદયના એક ખૂણામાં બાર બાર વર્ષ સુધી બન્ધીવાન્ કરી, નિરંતર સેવાને અન્તે આ ઉપાલમ્ભ ! નારી, તારી શી ચંચળતા ! અશ્રુપૂર્ણ નેત્રે, ધડકતે હૃદયે, ધ્રૂજતે

અવાજે લક્ષ્મણે ઉચ્ચાર કર્યા, "શી વિચિત્રતા! પણ, મારો અધિકાર કર્મ કરવાનો છે, ફૂલનો નહીં. મનુષ્યની દૃષ્ટિ અલ્પ ખંડો જ જોઇ શકે છે; એમાં સીતાજીનો વાંક શો? મારાં તપની ન્યૂનતા કે તેમને મારી વિશુદ્ધિની હજી પણ ખાત્રી થઈ નથી. (પ્રકટ) માતાજી, આ વચન છે તો વજ્રથી ય કઠણ. વિધિ બલવાન્ છે. જાઉં છું. સંભાળજો. પર્ણકુટી બહાર પગ ધરતાં ના. આ હું રક્ષાનું કુંડાળું દોરૂં છું. મેં સ્વને સમ્પૂર્ણ ત્યજી દઇ અનન્ય ભાવે ભાઇની સેવા કરી હોય તો તે પુણ્યે આ કુંડાળામાં દુરિચ્છાથી પ્રવેશ કરનાર ભસ્મ થજો."

૪

લક્ષ્મણ ગયા, સીતાને રાવણ હરી ગયો. ને બન્ને ભાઇ શૂન્ય પર્ણકુટીએ પાછા આવ્યા. તેઓ જાનકીની શોધમાં પંચવટી, ગોદાવરી, ને દંડકાવન ખુંદી વળ્યા, ત્યાંથી પંપા સરોવરે ગયા, ઋષ્યમૂક પર્વત પર રહેતા સુગ્રીવના મિત્ર બન્યા. સુગ્રીવે રામને કહ્યું, "અમે—હું ને મારા પાંચ મંત્રી અહીં બેઠા હતા ત્યારે એક સુન્દરી આકાશ માર્ગે વિલાપ કરતી વિમાનમાં જતી હતી. તેણે કેટલાક અલંકાર અમારી ઉપર ફેંકેલા તે આ રહ્યા. જુઓ, ને પારખી કહાડો કે યુવતી સીતાજી જ હતાં યા નહીં."

રામચન્દ્રજીએ ઘરેણાં હાથમાં લઇ લક્ષ્મણને કહ્યું, "ભાઇ, જો આ કુંડળ, ને જો આ કેયૂર. તને નથી લાગતું કે આ આભૂષણ જનકકુમારીનાં જ છે?"

લક્ષ્મણ—"મોટાભાઇ, ક્ષમા કરશો. હું નથી પિછાનતો જાનકીજીનાં કુંડળ, કે કેયૂર. નિત્ય તેમનાં ચરણને અભિવન્દન કરવાથી માત્ર તેમનાં નુપૂરને પિછાનું છું."

હદ થઇ ગઈ! આટઆટલાં વર્ષમાં એક વાર પણ લક્ષ્મણે સીતાજી કેવાં છે, તેમણે શું પહેર્યું છે વગેરે જોવાની દરકાર

કરી નહીં ? આનું નામ નૈષ્ઠિક બ્રહ્મચર્ય ! ભગવાન્ વાલ્મીકિ, આપે અમને શાં શાં રત્ન વારસામાં નથી આપ્યાં ?

રામે વાલીને મારી સુગ્રીવને કિષ્કિન્ધાનો રાજા બનાવ્યો, તેના વાનરસૈન્યની સહાયથી સીતાજી લંકામાં છે એવી ભાળ મેળવી, અને તેમને સત્વર પાછાં લાવવા વાનરસૈન્ય સાથે લંકા પ્રયાણ શરૂ કર્યું. દરિયો ઓળંગી બધા લંકા ગયા. રામરાવણનું વિશ્વવિદિત યુદ્ધ શરૂ થયું. રાવણના પુત્રો, પ્રધાનો, ને ભાઇ કુમ્ભકર્ણ રણમાં રગદોળાયા. બાકી રહ્યા માત્ર યુવરાજ ઇન્દ્રજિત ને રાવણ.

ઇન્દ્રને જીતનાર, દેવોને ત્રાહિ ત્રાહિ પોકરાવનાર, ને લંકેશનો જમણો હાથ મેઘનાદ રણે ચડયો. વાનરસૈન્યમાં મંત્રણા થવા લાગી,—કોણ ઝુઝશે એ દેવોના શત્રુની સામે ? બાર બાર વર્ષનાં ઉપવાસ, જાગરણ કર્યાં હોય, ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યાં હોય તે જ ટકી શકે મદમત્ત ઇન્દ્રજીત સામે. સમસ્ત વીરોની દૃષ્ટિ ઠરવા લાગી માત્ર એકજ માનવી પર—ભગવાન શ્રી રામચન્દ્રજીના એ નમ્ર દાસાનુદાસ લક્ષ્મણ પર. લક્ષ્મણે બીડું ઝડપ્યું. ગાન્ધર્વો, આજે સંગીત લલકારો; દેવો, આજે દુંદુભીનાદથી પુષ્પવૃષ્ટિ કરો; ઋષિઓ, આજે હર્ષ પુલકિત થાવ, બાર બાર વર્ષનાં લક્ષ્મણનાં એ અશ્રુતપૂર્વ તપ આજે સાર્થક થવાનાં છે. ઇન્દ્રજીત ને લક્ષ્મણનુ પ્રચંડ યુદ્ધ જામ્યું. બાપડો મેઘનાદ આખરે પડયો. લક્ષ્મણનો જય થયો; પાપ પર પુણ્યનો, અધર્મ પર ધર્મનો, અસત્ય પર સત્યનો વિજય થયો.

રાવણકુલનું નિકંદન થયું, વિભીષણને લંકા મળી ને સીતાજીને અગ્નિ વડે શુદ્ધ કરી રામચંદ્રજી તેમને અને લક્ષ્મણને લઈ પુષ્પક વિમાને ચડયા. આજે લક્ષ્મણની છાતી ઉછાળા મારી રહી છે. માતા સીતાએ નિષ્કારણ આરોપેલા દોષનું આજે નિવારણ થયું છે. આજે લક્ષ્મણનું જીવન સફલ થયું. ધન્ય છે લક્ષ્મણના

મૌનને, પોતાનું નિર્દોષપણું સાબિત કરવા તેમણે એક પણ ઉચ્ચાર કર્યો નહોતો. માત્ર કાર્યથી, તપથી–દંડકા, ઋષ્યમૂક, કિષ્કિન્ધા, રામેશ્વર ને લંકા સુધી રખડી રખડી, કઠોર રાક્ષસો સાથે યુદ્ધ કરી, ઇન્દ્રજિતનો સંહાર કરી–તેમણે સીતાજીને બતાવ્યું કે પોતે નિર્મળ હતા.

પુષ્પક વિમાન અયોધ્યા પહોંચ્યું. ભાઇઓ, માતાઓ, વધૂઓ, ગુરુજનો સઘળાં એક બીજાને ભેટયાં. પણ, એમાં યે ઊર્મિલા તો જણાતી જ નથી. તે પોતાના ઓરડામાં પતિનાં ચરણ કમલમાં ધ્યાનસ્થ જ હતી. આખરે એ તપસ્વી હૃદય ભેટયાં, અને અવાક્ બની પ્રભુને ધન્યવાદ દેવા લાગ્યાં.

---

## ૧૨

# બાજીપ્રભુ દેશપાંડે

સિદ્દી જોહર એક કસાએલો વીર હતો, તેણે કોઇ પણ વખત પૂઠ બતાવી નહોતી. તેથી બાદશાહે તેને શિવાજી મહારાજ ઉપર ચડાઇ કરવા મોકલ્યો હતો, ને અબુલફઝલને તેની સાથે જવા કહ્યું હતું. ઘણી મોટી સેના લઇને સિદ્દી જોહર તથા અબુલફઝલ પન્હાલગઢની તળેટીમાં શિવાજી મહારાજની તપાસ કરતા આવી પહોંચ્યા. આ વખતે મહારાજ ગઢમાં હતા. આ ખબર સિદ્દી જોહરને મળી કે તરત જ તેણે ગઢને ચારે બાજુથી ઘેરી લીધો, અને બહારની ખબર અંદર ન જાય તેનો સમ્પૂર્ણ બંદોબસ્ત રાખ્યો.

આ વખતે કિલ્લામાં ખબર પડી કે શત્રુઓએ કિલ્લો ઘેરી લીધો છે. મહારાજને કેવી રીતે બચાવવા તેનો વિચાર સર્વે કરવા લાગ્યા. સિદ્દી જોહરની વીરતા મરાઠાઓને બરાબર વિદિત હતી, તેથી

તેઓ સમજવા લાગ્યા કે આ વખતે શિવાજી મહારાજ શત્રુના હાથમાં સપડાઇ ગયા. મહારાજને પોતાના જીવની દરકાર નહોતી. શત્રુઓનો નાશ કેવી રીતે કરવો તેનો જ તે વિચાર કરતા હતા. તે સારી પેઠે જાણતા હતા કે જ્યાં સુધી હું બહાર નહીં નીકળું ત્યાં સુધી શત્રુનો પરાભવ થનાર નથી. તેથી તેમણે પોતાના વિશ્વાસુ સરદારને બોલાવીને પૂછ્યું કે " આપણે આપણો બચાવ કેવી રીતે કરવો ? શત્રુઓ કિલ્લામાં આવી શકવાના નથી એ વાત નક્કી છે, પણ આપણે કિલ્લામાં રહીશું ત્યાં સુધી તેઓનો પરાજય કરી શકીશું નહીં. " આખરે ઘણો વિચાર કરી નક્કી કર્યું કે મહારાજે રાંગણાના કિલ્લામાં જતા રહેવું. બાજીપ્રભુ દેશપાંડે સૌથી પહેલા વર્ગનો વિશ્વાસુ સરદાર હતો; તેથી તેણે આવા કઠિન વખતમાં પણ શિવાજી મહારાજ સાથે જવાની હઠ કરી; શિવાજીએ તેની હઠ જોઇ તેને સાથે લીધો.

થોડી સેના લઈ મહારાજે રાત્રે પન્હાલનો કિલ્લો છોડયો. આની ખબર સિદ્દીને પડી. તે અબુલફઝલને જગાડી, મોટું સૈન્ય લઇ મરાઠાઓને પકડવા તેમની પાછળ પડયો. જ્યારે શિવાજી અને બાજીપ્રભુને ખબર પડી કે શત્રુઓ તેમની પાછળ પડયા છે, ત્યારે તેઓ એક ખીણમાં ઉભા રહ્યા. તેઓ જાણતા હતા કે શત્રુની મોટી સેના સામે તેમનાથી થઇ શકાવાનું નથી; પણ બાજીપ્રભુને વિશ્વાસ હતો કે આ ઘાટીમાં શત્રુઓને રોકી શકાશે; અને તેટલી મુદતમાં મહારાજા રાંગણાના કિલ્લામાં સહીસલામત પહોંચી જશે; તેથી તેણે મહારાજના ચરણને સ્પર્શ કરી કહ્યું, " મહારાજ, આપ અહીંથી જતા રહો, કારણકે એક એક ક્ષણ એક એક યુગ બરાબર જાય છે. હું થોડા સૈન્ય સાથે અહીં રહું છું, અને શત્રુઓને મારા પ્રાણ જતા સુધી આ ઘાટીમાં દાખલ થવા નહીં દઉં. "

શિવાજી મહારાજ બાજીપ્રભુની વાતને મળતા થયા નહીં. તેના ગળામાં હાથ નાંખી તે બોલ્યા, " બાજી, હું તમને બધાંને

છોડીને જવા ઇચ્છતો નથી. મારે માટે તમે અહીં મરો, અને પ્રાણ બચાવવા હું એકલો નાશી જાઉં એ કેમ બને? હું કદિ જઇશ નહીં.!"

શિવાજી મહારાજનું આવું બોલવું સાંભળી તેમના ચરણ પકડી બાજીપ્રભુએ કહ્યું, "મહારાજ, 'સો મરો પણ સોનો પાળનાર ના મરો.' એ કહેવત ખોટી નથી. માટે આપ સત્વર ચાલ્યા જાવ. અત્રે વધુ રોકાવામાં માલ નથી. આપ જુઓ છો કે શત્રુ આવી પહોંચ્યા છે." લાચાર થઇ બાજીના ગળામાં હાથ નાંખી મહારાજે કહ્યું, "રાંગણાના કિલ્લામાં પહોંચી તમારી મદદે લશ્કર મોકલીશ. ને સહીસલામત પહોંચ્યો છું એ જણાવવા તોપના પાંચ અવાજ કરીશ." એટલું કહી થોડાક અંગરક્ષક લઇ મહારાજ નીકળ્યા.

હવે બાજીના જીવમાં જીવ આવ્યો. તેણે પોતાનાં માણસને બે ભાગમાં વહેંચી, ઘાટીની બન્ને બાજુ ઉભા રાખ્યા. તેમને ઉત્તેજીત કરવા તે આવેશથી બોલ્યો, "મારા વ્હાલા સૈનિકો, આપણા પર કેવી મોટી જવાબદારી છે તે તમે જાણો છો. તમારી સ્વામીભક્તિ જોવાનો પ્રસંગ આવ્યો છે. શત્રુઓ તમારા કરતાં વધુ પ્રમાણમાં છે તો ભલે; તમારી તલવાર આગળ તે ટકી શકવાના નથી એવી મને ખાત્રી છે. માટે શત્રુઓને આજે બરાબર બતાવી આપો કે મરાઠાઓ સત્યનિષ્ઠ ને નિમકહલાલ છે. શત્રુઓને સમજણ પાડો કે સિંહને પકડવો સહેલ છે પણ શિવાજીને પકડવો સહેલ નથી. ચાલો તૈયાર થાઓ, અને શત્રુનો પરાજય કરો. જુવો, શત્રુ આવી પહોંચ્યા છે. તમારી દરેક જણની આગળ આ બાજી છાતી કહાડી ઉભો રહે છે." આમ કહી બકરાંના ટોળામાં વાઘ તૂટે તેમ એ વીરરત્ન શત્રુ પર કૂદી પડયો. મરાઠાઓએ પણ મરતાં સુધી શત્રુને આગળ નહીં વધવા દેવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ પર્વતની અડગતાથી ઘાટીમાં ઉભા. ફાજલખાને પહેલો

હલ્લો કર્યો. પણ તે મરાઠાઓની સમશેર આગળ પાછો પડ્યો. બીજો હલ્લો સિદ્દી જોહરે કર્યો તેમાં બાજીને બે ઘા થયા, પણ તેના વીરત્વ આગળ સિદ્દીને પાછા હઠવું પડ્યું. ત્રણ કલાક સુધી ભયંકર યુદ્ધ થયું છતાં મહારાજાના પહોંચ્યાનો બિલકુલ જવાબ આવ્યો નહિ; તેથી બાજીને મનમાં ઘણી ચિન્તા થવા લાગી. એટલામાં શત્રુઓએ ત્રીજો હલ્લો કર્યો. આમાં બાજીના ઘણા માણસો કપાઇ ગયા. ઉપરાન્ત તેને પણ દશવિશ ઘા પડયા. છતાં શત્રુઓથી એકડગલું પણ આગળ વધી શકાયું નહિ. એટલામાં એક એવો ઘા બાજી ઉપર થયો, કે તેનો હાથ તેને મૂકીને ચાલ્યો ગયો. છતાં હિંમત ન હારતાં બાજી પ્રયત્ન કરવા લાગ્યો. દૂરસ્થાને ધડાધડ પાંચ અવાજ સંભળાયા. સાંભળતાં જ બાજીના જીવને કળ વળી. તેણે સિદ્દીને કહ્યું, " મેં મારું કર્તવ્ય કર્યું છે. સ્વામીનો જીવ બચ્યો છે. હવે શરીરનું જે થવું હોય તે થાય. જોહર, જા, ખુશીથી જા, મેં મારા પ્રભુને સુખ રૂપે ધારેલા સ્થાને પહોંચાડી દીધા છે. " આટલું બોલી બાજી બેહોશ બની જમીન પર પડ્યો; તેના પ્રાણે શરીરનો ત્યાગ કર્યો.

બાજીનું અપ્રતિમ શૌર્ય જોઇ જોહર તાજ્જુબ થયો; તેના મુખમાંથી એકાએક ઉદ્ગાર નીકળ્યો, " બાજી, તું ખરો શૂરવીર છે. ખરો સ્વામીભક્ત છે. તું અહીં તારા સ્વામીને જેટલો વ્હાલો હતો, તેટલો જ, અરે તેથી વધારે વ્હાલો હવે ઇશ્વરને થયો છે. "

૧૩

# ફૂલનું મૂલ્ય

## ( કવિવર રવીન્દ્રનાથ ટાગોર )

( અનુવાદક:—ઝવેરચંદ કાલિદાસ મેઘાણી )

શિયાળાના દિવસો હતા. કડકડતી શીતમાં ફૂલો સૂકાઇ ગયેલાં. કુંજોમાં અને બગીચામાં ફૂલઝાડ બધાં શિશુહીન માબાપ જેવાં ઉદાસ ઉભાં હતાં.

પણ પેલું સરોવર કોનું? એ સરોવરની વચ્ચોવચ એકજ કમળ ઉઘડેલું. એ તો સુદાસ માળીનું સરોવર. એવું ફૂલ તો વસન્તમાં પણ ન ખીલે.

સુદાસ એને જોઇને બહુ આનન્દથી છલકાઇ ઉઠયો. એના મનમાં થયું કે " રાજાજીને આજે આ ફૂલ ભેટ કરી આવીશ. ફૂલોના શોખીન રાજાજી આજે અકાળે આ કમળ જોઇને મને મોં માગ્યાં મૂલ્ય આપશે. "

વાયુનો એક હિલોળો વાયો; કમળે જાણે ખુશખુશાલ બનીને છેલ્લો હિંચકો ખાધો; માથા ઉપરથી એક કોયલ બોલતી ગઇ. માળીએ માન્યું કે મંગળ શુકન થયાં.

સહસ્ર પાંખડીનું એ ફૂલ લઇને સુદાસ રાજમહેલની સામે વાટ જોઇ ઉભો છે. રાજાજીને સમાચાર કહેવરાવ્યા છે. હમણાં જ રાજા બોલાવશે. મૂલ્યનો લોભી સુદાસ એ ફૂલનું શું શું જતન કરી રહ્યો હતો! એની પાંખડી ઉપરથી ઝાકળનું એક બિન્દુ પણ સુદાસે નીચે પડવા ન દીધું.

એટલામાં જ રસ્તે એક આદમી નીકળ્યો. કમળને જોતો જોતો એ પુરૂષ પાસે આવ્યો. સુદાસને પૂછયું, " ફૂલ વેચવાનું છે ? "

" રાજાજીને ધરવાનું છે. "

" મારે તો એ રાજાના પણ રાજાને ધરવા મન છે. આજે બુદ્ધદેવ પધાર્યા છે. બોલો, શું દામ લેશો ? "

" એક માસા સુવર્ણની આશા કરીને બહાર નીકળ્યો છું. "

" કબૂલ છે. "

ત્યાં તો નોબત ગડગડી. શરણાઇનો સૂર આવ્યો. કુંકુમ ચંદનના થાળ માથે મેલીને રમણીઓનું વૃંદ ગીતો ગાતું ચાલ્યું આવે છે. રાજા પ્રસન્નજીત પગે ચાલતા ચાલતા બુદ્ધદેવને દર્શને ઉપડયા છે. નગરની બહાર પ્રભુ પધાર્યા છે.

કમળ જોઇને રાજા હર્ષ પામ્યા. મનમાં થયું કે પ્રભુના પૂજનમાં આજે પુષ્પની ઉણપ હતી, તે પૂરી થશે. રાજાજીએ પૂછયું, " શું મૂલ્ય લઇશ, સુદાસ ? "

સુદાસ—" મહારાજ, ફૂલ તો આ સજ્જને રાખી લીધું. "

" કેટલી કિમ્મતે ? "

" એક માસા સુવર્ણ. "

" હું દસ માસા દઉં. "

રાજાજીને માથું નમાવીને પેલો પુરુષ બોલ્યો, " સુદાસ, મારા વિશ માસા. "

રાજાજીનું મ્હોં લ્હેવાઇ ગયું. તેમનું હૃદય જરા દુભાયું. પેલો પુરૂષ બોલ્યો, " મહારાજ ! હું અને આપ બન્ને પ્રભુ બુદ્ધના દર્શને ચાલ્યા છીએ. મારે પણ આ પુષ્પ પ્રભુને ચરણે જ ધરાવાનું છે. આ પુષ્પને માટે આજ આંહી આપણે રાજા પ્રજા રૂપે નથી ઉભા. એ ભકત રૂપે ઉભા છીએ. રોષ કરશો મા, હે સ્વામી ! આજે ભકિતનાં પર દુનિયાદારીની માર્યાદા માનતાં નથી. "

હસીને રાજાજી બોલ્યા, " હે ભક્તરાજ ! હું રાજી છું. સુખેથી માગણી કરો. તમે વિશ માસા કહ્યા તો મારા ચાળીશ."

" તો મારા .... .... .... "

એ બોલવા જાય ત્યાં તો સુદાસ બોલી ઉઠયો, " માફ કરજો મહારાજ ! માફ કરજો સર્જન ! મારે આ ફૂલ વેચવું જ નથી. એટલું કહીને એણે દોટ મૂકી. નિરાશ ભક્તો જોઇ રહ્યા.

સુદાસ માળી ફૂલ લઇને નગર બહાર નીકળ્યો. એકલો ઉભો વિચારે છે કે જે બુદ્ધદેવને ખાતર આ ભક્તો આટલું દ્રવ્ય ખર્ચે, એ પુરૂષ પોતે કેટલા ધનવાન હશે! કેટલા દિલાવર હશે ! એને ફૂલ આપું તો કેટલું બધું દ્રવ્ય મને મળશે !

પદ્માસન વાળીને, વડલાને છાંયડે બુદ્ધ બેઠેલા. ઉજ્જ્વળ લલાટ, મ્હોં પર આનન્દ, હોઠમાંથી જાણે સુધા ઝરે છે. જેવો વાદળાંનો ઘેરો ગંભીર ઘરઘરાટ, એવો જ એ તપસ્વીની વાણીનો નિર્મળો નાદ.

સુદાસ સ્તબ્ધ બનીને ઉભો. એના મ્હોમાંથી એક ઉચ્ચાર પણ નીકળતો નથી. એ તો જોઇ રહ્યો છે, પેલા સાધુ સામે ! ધનહીન, વસ્ત્રહીન, ઉપવાસી એ સાધુ ! આ ભિખારી એને શું આપવાનો હતો ?

ભોંય ઉપર બેસીને સુદાસે એ તપસ્વીના પગ આગળ કમળ ધરી દીધું. વડલાની ઘટામાંથી પંખીઓએ ગાન કર્યું, વાયુની એક લહરી વાઇ, કમળની પાંદડીઓ ફરફરીને હસવા લાગી. સુદાસને શુકન ફળ્યાં.

હસીને બુધ્ધ મીઠે સ્વરે સવાલ કર્યો, " હે વત્સ ! કાંઇ કહેવું છે ? કાંઇ જોઇએ છે ? "

ગદ્ગદ્ સ્વરે માળી બોલ્યો, " કાંઇયે નહીં. તમારી ચરણરજની માત્ર એકજ કણી "

કુરબાનીની કથાઓ

## ૧૪

# બ્રાહ્મણ

( કવિવર રવીન્દ્રનાથ ટાગોર )

( અનુવાદકઃ–ઝવેરચંદ કાળિદાસ મેઘાણી )

સરસ્વતી નદીના કિનારા ઉપર એક દિવસ સાંઝ પડતી હતી. કિનારે ગૌતમઋષિનો આશ્રમ હતો.

જંગલમાં છાણાં લાકડાં લેવા, ફળફૂલ વીણવા ગયેલા બટુકો પાછા આવી પહોંચ્યા. તપોવનની ગાયો ચરીને આશ્રમે આવી. કિલકિલાટ કરતા બ્રહ્મચારીઓ ન્હાઇ ધોઇને ઋષિજીની આસપાસ પોતપોતાનાં આસન પાથરી ટપોટપ બેસી ગયા. વચમાં હોમનો અગ્નિ પ્રકટાવેલો. અનન્ત આકાશમાં પણ એ સાંઝને ટાણે, કોઇ મહા શાન્ત મહર્ષિની આસપાસ, નાના સુકુમાર તારાઓની મંડળી, શિષ્યમંડળીની માફક ચુપચાપ કેમ જાણે હવન કરવા બેસી ગઇ હોય !

હોમાગ્નિમાં જેમ ઘી હોમાતું ગયું તેમ અગ્નિની જ્વાળાઓ તપોવનની ઉપર ઝબૂકી ઊઠી. અરણ્યમાં આઘે આઘે કેટલે ય આઘે એ જ્યોતિનાં દર્શન કરીને વટેમાર્ગુ ચાલતાં હતાં. એવે સમયે આશ્રમને બારણે આવીને એક બાળક લપાતો લપાતો ઉભો રહ્યો. નાના નાના હાથની ગુલાબી હથેલીઓની અન્દર અર્ધ્ય લીધેલું. પાસે આવીને એ બટુકે ઋષિજીને ચરણે હાથમાંનાં ફૂલફળ ધરી દીધાં; બહુ જ ભક્તિભર્યાં પ્રણામ કર્યાં.

ઋષિએ એ નવા અતિથિની સામે સ્નેહમય નજર કરી. કોકિલકંઠે બાળક બોલ્યો, " ગુરુદેવ, મારૂં નામ સત્યકામ, કુરુક્ષેત્ર મારૂં ગામ. મારી માએ મને બ્રહ્મવિદ્યા શિખવા મોકલ્યો છે. "

હસીને બ્રહ્મર્ષિ મીઠી વાણીમાં બોલ્યા, " કલ્યાણ થાઓ તારૂં. હે સૌમ્ય! તારૂં ગોત્ર કયું, બેટા ? તને ખબર નહીં હોય કે બ્રહ્મ-વિદ્યા તો માત્ર બ્રાહ્મણના બાળકને જ શીખવાય. "

ધીરે સ્વરે બાળકે કહ્યું, " મારા ગોત્રની તો મને ખબર નથી, મહારાજ ! હું મારી માને જઈને પૂછી આવું ? પૂછીને તરતજ પાછો આવીશ. "

આતુર બાળક એટલું કહીને ગુરુને નમન કરી ચાલી નીકળ્યો —સાંઝે જ ચાલી નીકળ્યો, જંગલ વીંધીને ગયો. વનમાં પશુની ત્રાડો એને થરથરાવી ન શકી. આશ્રમમાં જઇને ભણવાની શી એની આતુરતા!

નદીને કિનારે ગામ હતું. ગામને છેડે પોતાની માનું ઝુંપડું હતું. બાળક ત્યાં પહોંચ્યો. ઘરમાં ઝાંખો દીવો બળે છે, અને એની મા, જબાલા, બારણામાં ઉભી ઉભી દીકરાની વાટ જુએ છે.

છાતી સાથે ચાંપીને માએ પૂછયું, " ઋષિએ શું કહ્યું, બેટા ? "

સત્યકામ—" માડી ! ઋષિજી તો પૂછે છે કે તારૂં ગોત્ર કયું ? બ્રહ્મવિદ્યા તો બ્રાહ્મણને જ ભણાવાય. બોલ, માડી ! આપણું ગોત્ર કયું ? "

એ સાંભળીને માતાનું મ્હોં શરમથી નીચું પડયું. કોમળ કંઠે એ દુ:ખી નારી બોલી, " બેટા ! મારા પ્રાણ ! તારી મા જુવાન હતી. ગરીબાઇની પીડામાં પડી હતી. તારે કોઈ બાપ હતો જ નહીં. દેવતાઓની મેં બહુ પ્રાર્થના કરી. દેવતાઓએ દયા કરીને તને મારે પેટ જન્મ આપ્યો. તારે ગોત્ર કયાંથી હોય, વ્હાલા ? તારે બાપ જ ન હતો. "

× × × × × ×

તપોવનમાં બીજા દિવસનું સવાર થયું. એ વૃદ્ધ વડલાને છાંયડે વૃદ્ધ ઋષિજી બેઠા છે. એમને વીંટળાઇને પીળાં વસ્ત્રવાળા બટુકો બેસી ગયા. તાજુ સ્નાન કરેલું તેનાં જળબિન્દુઓ એ બટુકોની જટામાંથી ઝરતાં હતાં. તપોવનના પુણ્યની નિર્મળ કાન્તિ એ કુમારોનાં મ્હોં ઉપરથી કિરણો ક્હાડતી હતી. વડલા ઉપર પંખીઓ ગાય, ચોપાસનાં ફૂલો ઉપર ભમરા ગાય, સરસ્વતીનો પ્રવાહ ગાય, ને આશ્રમના કુમારો બધા એક સાથે શાન્ત સામવેદની ગાથાઓ ગાય. એ ચતુરંગી ગાન કેવું ! એકલી બેઠી બેઠી કુદરત ચોતારૂં કોઇ વાજીંત્ર બજાવી રહી હોય તેવું.

તપોવનના અનેક બટુકો જ્યારે કુદરતના વાજીંત્રની સાથે સૂર મેળવી સંગીત ગાઇ રહ્યા છે, ત્યારે સરસ્વતીને તીરે ચાલ્યો આવતો પેલો સત્યકામ શાં શાં રૂદન રડી રહ્યા છે ? એના મનમાં થાય છે, “ રે ! હું ગોત્રહીન મારે કોઇ બાપ નહીં ! જગતમાં કેવળ હું એક આકાશમાંથી ખરી પડેલો તારો ! હું માત્ર સત્યકામ ! અર્થહીન એક શબ્દ ! આ મારા જેવા જ અનેક કુમારો અહીં ગાન કરી રહ્યા છે. ઋષિ એમને ખોળામાં બેસાડે છે, છાતી સાથે દાબે છે, ચુંબન કરે છે. બટુકોની આ મંડળીમાં પગ મૂકવાનું મારે માટે બંધ ! હું ગોત્રહીન ! ”

શરમાતો શરમાતો એ બાળક આઘે ઉભો રહ્યો. ઋષિજીની નજર પડી. તેમણે સત્યકામને બોલાવ્યો, “ અહીં આવ, બેટા ? કહે, તારૂં ગોત્ર કયું, હે સુન્દર બાળક ! ”

બાળકે નીચું વળેલું મસ્તક ઉંચું કર્યું. કાળી કાળી અને બે મોટી આંખોની પાંપણો આંસુથી ભીંજાણી. એ બોલ્યો, “ મહારાજ, માએ રડીને કહ્યું કે મારે કોઇ પિતા નહોતો. માએ દેવતાની બહુ ભક્તિ કરેલી, એટલે દેવતાઓએ એ ગરીબ માને પેટ મને જન્મ દીધો. મારે કોઇ ગોત્ર નથી, હે ગુરુ ! ”

બટુકોની મંડળીમાં હસાહસ ચાલી. મધપૂડા ઉપર પથરાનો ઘા થાય ને જેમ માખીઓ ગણગણી ઉઠે, તેમ વિદ્યાર્થીઓમાં કોલાહલ ફેલાયો.

કોઇ મશ્કરી કરતો કરતો સત્યકામની સામે હસે છે.

કોઇ કહે છે, " અરરર ! એને બાપ જ નહીં. "

કોઇ બોલ્યો, " ધિક્કાર છે. એને ગોત્ર જ ન મળે. "

કોઇ કહે, " શું મ્હોં લઇને એ અહીં પાછો આવ્યો ? "

. કોઇ કહે, " ગુરુજી એની સાથે કાં વાતો કરે ? "

સત્યકામની આંખોમાંથી અશ્રુની ધાર ચાલી. મશ્કરી સાંભળીને એના માથામાં એકજ અવાજ ગાજી રહ્યો, " હું પિતાહિન, હું ગોત્રહીન. "

ઋષિના કાન મંડાયા છે પેલા બટુકોના ટીખળ તરફ, ઋષિની આંખો ચોંટી છે આ નબાપા બાળકના સુંદર ચહેરા તરફ: બ્રહ્મર્ષિનું હૃદય વિચારે છે " ધન્ય છે, સત્યવાદી બાળક ! "

આસન ઉપરથી આચાર્ય ઉભા થયા. બાહુ પસારીને એમણે એ રડતા બાળકને આલિંગન કર્યું. વેદીની પાસે એને ખેંચી લીધો, ને કહ્યું, " તું ગોત્રહીન નહીં, તું પિતાહીન નહીં, તું અબ્રાહ્મણ નહીં, હે બેટા ! તું જ શુદ્ધ બ્રાહ્મણ, તારા ગોત્રનું નામ સત્ય–ગોત્ર. એ નામ કદિ ભૂલીશ નહીં, હો તાત ! "

સ્તબ્ધ બનીને બટુકો જોઇ રહ્યા. શરમમાં ને શરમમાં એમનાં મ્હોં નીચાં નમ્યાં. તપોવનમાં એક બ્રહ્મચારી વધ્યો. ગુરુદેવનો સૌથી વધારે વ્હાલો એ સત્યકામ !

કુરબાનીની કથાઓ

---

૧

# પાટણ

## ( શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી )

કાકની વિચારમાલા થોડી પલમાં તૂટી. એકદમ પૂર્વ દિશામાં ઉષાનું આગમન થયું; પૂર્વ દિશા લાલરંગે રંગાઇ ગઇ; અંધકાર ઓગળી તેનો ધગધગતો રસ ચારે ગમ પથરાઇ જવા લાગ્યો, કાકે ઉંચે જોયું, અને સામે નજર નાંખતાં જાણે તેનો શ્વાસ રૂંધાઇ જતો હોય તેમ લાગ્યું.

તેણે સરસ્વતીનાં સપાટાબંધ વહેતાં લાલ થઇ રહેલાં પાણી જોયાં; પાટણની ખાઇઓ ખુલ્લી મૂકેલી હોવાથી તેનાં પાણી કોટની ત્રણ તરફ પ્રસરેલાં જોયાં; અને તપ્ત સુવર્ણની હોય એવી જલની મેખલામાં કોઇક અપ્સરાનો અમર દેહ ઓપે તેમ પાટણને ઓપતું જોયું. તેનો ચોરસ કોટ ચોમેરથી જલતરંગે વિંટાયલો હતો. તેને મથાળે, અદ્ભુત કોતર કામે કરેલા કાંગરા સફેદ સંગેમરમરના હતા, સામે ભીમનાથના ઓવારાનાં સો પહોળાં પગથીઆં જાણે સ્વર્ગે ચડવાની સીડી હોય, એવો ભાસ કરાવતાં. ઓવારાની બે બાજુએ આરસનાં બે નાનાં મન્દિરો અચેતન દ્વારપાલની ગરજ સારતાં. વચ્ચે મેડીવાળો મોટો દરવાજો નકશીથી અને નાના મોટા ઘુમ્મટે શણગાર્યો હતો. અંદરથી તાડનાં ઝાડની ઘટા કોટના કાંગરા પર ઝાલર મૂકી હોય તેમ, સમીરની લહેરમાં નાચતી હતી. પાટણ, પૃથ્વી ઉપર ઇન્દ્રપુરી ઉતારી હોય, એવું લાગતું હતું. પણ જાણે એટલેથી તેની મહત્વાકાંક્ષા વિરમી ન હોય એમ વિશ્વકર્માની કળાને વિસરાવે એવાં સુન્દર, જુદા જુદા રંગનાં, સેંકડો મન્દિર-શિખરો, કોટના કાંગરાથી પણ ઉપર વધી, અમરાવતીને જ ઉપાલંભવા ગગન ભેદી, સ્વર્ગનાં દ્વાર આગળ પોતાની

પતાકાઓ ફરફરાવી રહ્યાં હતાં. આ શિખરો પર શોભતા સોનેરી કળશો ઉગતા સૂર્યના લાલ ઝળહળાટમાં અંગારા સમા ચમકી રહ્યા હતા. પાટણના કવિઓ કહેતા કે પાટણના શૂરાઓની સમશેર અને મન્દિરોના કળશ, એ બેનાં તેજે સૂર્ય પણ ઝાંખો થતો. એ વાત કાકને સત્ય લાગી. માત્ર સૂર્યનારાયણને વધારે નહીં દુભવવા માટે કળશનાં તેજ ધજાઓએ ઢાંકયાં હતાં; અને સમશેરની ચમક ડાહ્યા મંત્રીઓની બુદ્ધિએ આવરી હતી.

જે દશ્ય કાકે જોયું તેનું આજે નામ નિશાન પણ રહ્યું નથી. હાલનું પાટણ મુસલમાનોનું સ્થાપેલું શહેર છે; હાલની સરસ્વતી પણ કાલે ફરી જુદી વહે છે. શૂરવીર સોલંકીઓનું અણહિલવાડ પાટણ હાલના શહેરની પશ્ચિમે ઘણા ગાઉ સુધી વિસ્તાર પામી રહ્યું હતું. આજ માત્ર જૂનાં ખંડિયેરમાં હેમાચાર્યની પોષધશાળા, અસલી અણહિલવાડ જે પાછળથી પાટણનું એક પરું થઇ રહ્યું હતું તેનો અપભ્રંશ ધારતું એનાવાડા કરીને એક નાનું ગામ એને તેથી દૂર, પાટણના વેપારીઓનો કહેવાતો ઘીંકાંટો—આટલાં જ તે પ્રતાપી શહેરની શાખ પૂરે છે. જે સરસ્વતી આજે પૂર્વથી પશ્ચિમ સીધી વહે છે, તે પહેલાં હાલના ઘુમડી દરવાજા આગળ થઇ, હિંગળાજચાચરના ઓવારા આગળથી સીધી રાણીની વાવ તરફ વહેતી હોય એમ માનવાને કારણ મળે છે. ભીમનાથનો ઓવારો રાણકી વાવની ઉત્તરે હતો.

આ સપાટ થઇ જતાં ખંડિયેરો હજારો માણસો ચાંપીને જાય છે, અને તેમને ભાન પણ નથી રહેતું કે આ ઇંટ મરોડાં નથી પણ પૂનિત સ્મરણ ચિહ્નો છે; પત્થરો નથી, પણ પ્રતાપી નગરનાં પૂજ્ય અસ્થિ છે; માત્ર રખડતા ઇતિહાસ–સંશોધકોને નિહાળવાનાં ક્ષેત્ર નથી, પણ ગુર્જરોના પ્રભાવ, બુદ્ધિ અને શૂરે આદરેલા અશ્વમેધનું મહાતીર્થ છે. નષ્ટ થયેલાં સામ્રાજ્યોની આ સ્મશાનભૂમિ છે.

લાલ ઉષા સોનેરી થતાં શહેર વધારે સ્પષ્ટ થયું; સોને મઢેલા કળશો ફરીથી સોને મઢાયા. કાક આ ભવ્યતા એક ચિત્તે જોઇ રહ્યા.

ગુજરાતનો નાથ

---

૨

## બાગલાણુ

( શ્રીયુત નંદશંકર તુળજાશંકર મહેતા )

સૃષ્ટિમાંનાં ઘણાં રમણીય સ્થળો જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને વાસો કરવો ગમે, એવા એક રળિયામણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો, અને તેની નીચે એક સુન્દર નાનું શહેર વસેલું હતું. એ શહેરની ચોતરફ ઉંચા ઉંચા પહાડોનો કોટ થઇ રહેલો હતો; અને તેમાંનાં ઘરો વચલા પોલાણમાં ચઢતાં ઉતરતાં ઘણાં જ ખુબસુરત હારબંધ બાંધેલાં હતાં આ શહેરનું પહાડોને લીધે પરમેશ્વર તરફથી રક્ષણ થયેલું હતું, તો પણ તેનો વધારે બચાવ કરવા સારૂ તેની આસપાસ ફરતો ઘણો મજબૂત પત્થરનો કોટ હતો, અને તેની સાથે વળી એક ઉંચી ટેકરી કે જેની નીચે સઘળું શહેર આવી રહ્યું હતું, તે ઉપર એક કિલ્લો બાંધેલો હતો. એ શહેરનું નામ બાગલાણુ હતું, ને તે દેવગઢના રાજા રામદેવના તાબામાં હતું. કિલ્લો ઘણો મજબૂત તથા શોભિત હતો, અને તેમાં રહેવા સારૂ ઘણો વગ હતો. વળી તેની આસપાસની જગા પણ એવી શોભાયમાન હતી કે તેનું યથાસ્થિત વર્ણન કોઇ મોટા કવિની કલ્પનાશકિતથી પણ થઇ શકે નહીં. ચોતરફ

ઉંચા ઉંચા પહાડો હતા અને તેઓ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત થતી વખતે એવા તો મનોહર લાગતા કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસો ખર્ચ કરીએ તેટલો સઘળો વળી જાય. તેઓના ઉપર ઝાડી હતી, અને સાગ, આંબા, વગેરે ઝાડો નાટકશાળાની બેઠકની પેઠે એક ઉપર એક ઉગેલાં હતાં તે જોઇને આંખને આનંદ તથા સન્તોષ ઉપજતો હતો. એ ઝાડીઓમાં વાઘ, રીંછ વગેરે રાની પશુઓ નિરકુંશ અમલ ચલાવતાં હતાં, અને તેઓના રાજ્યપદ વિશે તકરાર લેનાર માણસ ત્યાં કવચિત જ આવતું હતું. નાનાં મોટાં પક્ષીઓ ઘણા ભરપૂર નાદથી તે સ્થળને ગજાવી મૂકતાં, અને તેઓનાં સુન્દર રંગબેરંગી પીછાંનો ઝળકાટ તડકામાં પડતો તે જોઇને ઇશ્વરની લીલાથી મન વિસ્મિત થયા વિના રહેતું જ નહીં. વળી ઠેકાણે ઠેકાણે નાની નાની નદીઓ વહેતી હતી, અને જ્યારે તેઓ ઉંચી જગાએથી ઉતરતી, અને પથરા ઉપર અથડાતી, નાના છોડવા તથા ફૂલોને ચૂંમતી, તથા પહાડોના ઘસારાથી કાળા નાના કાંકરાઓમાં રમતી આગળ ચાલતી, ત્યારે તેમની સ્થિતિ જોઇને આપણને આપણી બાલ્યાવસ્થા યાદ આવ્યા વિના રહેતી નહીં. બીજી કેટલીએક નદીઓ ઉંચા ટેકરાઓ ઉપરથી નીચે પડતી તેના મોટા ધોધવાથી ગર્જના થઇ રહેતી, અને તેના ઉપર ફીણના જે ગોટા આવતા અને તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણ પડતાં ત્યારે વક્રીભવન થઇને તેઓમાંના સાત જૂદા જૂદા રંગ છૂટા પડીને ઇન્દ્રના ધનુષ જેવો આકાર ત્યાં થતો તે ઘણો જ આશ્ચર્યકારક લાગતો હતો. એવા ધોધવા નીચે પડીને આગળ વહેતા, કેટલાક નીચે પડી ત્યાં એકઠા થઇ રહેતા, એટલે ત્યાં નીતર્યું કાચ જેવું તળાવ બનતું, અને કેટલીકએક નદીના જુસ્સાથી જમીન ઘસાઇને ત્યાં મોટી મોટી ખાઇઓ થતી, અને તેમાંથી તે વીજળીને વેગે દોડતી. જ્યારે ચોમાસામાં આષાઢ મહિનાનાં વાદળથી ઘોર ઘટા થઇ રહેતી, તથા વિજળીના ચમકારા અને મેઘગર્જનાના કડાકા થતા ત્યારે ને જગાનો દેખાવ ખરેખરો દબદબા ભરેલો તથા ભયાનક થઇ

રહેતો હતો. વાદળાં તો જાણે આપણા પગ નીચે ગોટા ને ગોટા અથવા ધુમસની પેઠે પથરાયલાં દેખાતાં હતાં, અને તેઓ પીગળીને પાણીનાં ટીપાં થઇ નીચે પડતાં તે આપણને લાગતું જ નહીં. વિજળી ઝાડ અથવા ટેકરીઓની ટોચથી ખેંચાઈ આવીને પડતી તે વખતે પત્થરોના ફાટવાથી તથા ઝાડોના પડવાથી મોટા મોટા અવાજ થતા હતા. વળી ગર્જનાના શબ્દ પણ એક પહાડ ઉપર અથડાઇ બીજા ઉપર પડતા, અને ત્યાંથી અથડાઇ ત્રીજાને લાગતા, અને એવી રીતે થયાથી ગડગડાટના કડાકા ને કડાકા કેટલીકએક વાર સુધી પહોંચ્યા જ કરતા. વરસાદ પણ ત્યાં એટલો બધો વરસતો કે તેનો ખ્યાલ મેદાનોમાં વસનારાઓથી થઇ શકે નહીં. એ સઘળું પાણી એકઠું થઇ નદીઓમાં વહેતું તેથી તે સઘળાં ઝરણ ભરપૂર થઇ જતાં હતાં. ઉનાળાના સખત તાપથી ઝાડ બળી ગયલાં હોય, તથા પહાડો જે ખાવા ધાતા હોય તેમ દેખાતા હોય, ત્યાં સઘળે લીલું કુંજાર થઇ રહેતું. ઝાડો ઉપર આકાશમાંથી વૃષ્ટિ રૂપી અમૃત પડતું, તેથી તેઓ સજીવન થઇ, પ્રફુલ્લિત બની શોભાયમાન દેખાતાં, તથા પાણીનો પુષ્કળ મારો હોવાથી સઘળે ઠંડક ઠડક થઇ રહેતી, તથા શીતળ વાયુથી અગણિત ફૂલોની સુગંધ ઘસડાઇ આવતી. 'ડુંગરા દૂરથી રળિયામણા' એ કહેવત તે વખતે ખોટી પડતી, અને તેઓ આઘેના કરતાં પાસેથી વધારે રળિયામણા દેખાતા હતા. એવી જંગાએ જે કિલ્લો હતો તેની છેક અન્દરના ઓરડામાં બે જણ બેઠાં બેઠાં વાત કરતાં હતાં.

( કરણઘેલો )

---

३

# અંધકારનું સામ્રાજ્ય

## ( શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી )

અંધકારની સેના ચારે પાસ ઘણા જોરથી ધસારો કરતી હતી અને દશે દિશા તેનાથી છવાઇ ગઇ હતી. ઘોડેસ્વારો વેગથી સ્વારી કરતા હોય અને ઘોડાની ખરીઓના ડાબલાના ડાબકા જમીન પર દેવાતા હોય તેમ કાળરાત્રિ ગાજતી હતી. અનેક તરવારો અથડાતી હોય તેમ પવનને બળે અનેક ઝાડનાં પાંદડાં તથા ડાળો અથડાઇ અવાજ કરતાં હતાં. મોટા બાણુવાળી ઉગ્ર બળથી બાણ ફેંકતા હોય અને તેના સુસવાટ ચારે પાસ મચી રહ્યા હોય તેમ પવન સુસવાટા નાંખી રહ્યો હતો અને વૃક્ષો વચ્ચેના, પાંદડાં વચ્ચેના, આંતરા વચ્ચે થઇને ધસી આવતાં, ચીસો નાંખતો હતો. ચારે તરફ યુદ્ધનાં ભયંકર વાજાં વાગી રહ્યાં હોય અને યુદ્ધની ધુમમાં બરોબર ન સંભળાતા સ્થળે સ્થળે તેનો નાદ સ્ફુરતો હોય તેમ સર્વ પાસ તમરાં નિરંતર બોલતાં હતાં. ઘવાઇ ઘવાઈ, કોઇ હાથ ખોઇ, કોઇ પગ ખોઇ, પડેલા યોદ્ધાઓ દોડતા, લડતા યોદ્ધાઓના પગ તળે કચરાતાં ઘુંદાતાં દુઃખીથી અશરણ બની હૃદયવેધક ચીસો પાડી ઉઠતા હોય તેમ હરણ, સસલાં અને અનેક ગરીબ પશુઓ, બોડમાં ઉંઘતાં પ્રાણીઓ શોધી ખાનાર વરૂ જેવાં ક્રૂર, ચોર પશુઓના પંજામાં પોતાને અથવા નરને કે માદાને કે બચ્ચાને ફસાયલાં દેખી, ઉંડાણુમાંથી કારમી ચીસો નાંખતાં હતાં. આખા જંગલમાં શિકારી અને શિકારની દોડાદોડ મચી રહી હતી અને સિંહવાઘના પંજા ધબ લઇને પડતા હતા અને ગરીબ પ્રાણીઓના કોમળ માંસમાં ખુંપી જતા હતા. શિયાળનાં ટોળાં ચારે પાસથી કાયર યોદ્ધાઓ નાસતાં નાસતાં ચીસો પાડે તેમ રોતાં હતાં. શુરા સ્વારો પેઠે

વાઘ, નાનાં ઝાડ અને ઘાસ ઉપર ફાળ ભરતા, વેગથી ચાલ્યા જતા હતા અને ચોમાસાના પૂર પેઠે ઠેકાણે ઠેકાણે ઘુઘવાટ કરતા હતા. સેનાના નાયક જેવો મૃગપતિ સિંહ અંધરાત્રે રસ્તા વચ્ચે બેઠો બેઠો–મોટું વાદળ ગાજતું હોય–તોપ ધડુકતી હોય–તેમ મહા ગર્જના કરી રહ્યા હતો. એ ગર્જના સાંભળતાં વાઘ સરખાં પ્રાણી ચુપ થઈ લપાઇ જતાં હતાં, હાથીઓ અને પાડાઓ બરાડા પાડતા પાડતા નાસાનાસ કરી મૂકતા હતા, ઝાડ ઉપર સૂતેલાં પક્ષીઓ જાગી ઉઠતાં હતાં અને કંપતાં કંપતાં કાન માંડતાં હતાં, આખા જંગલમાં અને આઘેના સુન્દરગિરિનાં કોતરોમાં વિકરાલ પડઘા ઊઠી રહ્યા હતા, અને ધોરી માર્ગ પર એક ઠેકાણે એકલો બેઠો બેઠો આવી મહાગર્જના કરતો મદોન્મત્ત સિંહ પશુ માત્રમાં પોતાની આણ વર્તાવતો હતો અને આખા જંગલમાં ખૂણેથી ખૂણે સર્વત્ર તેની હાક વાગીરહી હતી. અગ્નિના અંગારા પેઠે તેની આંખો રાતા તેજથી ચળકતી હતી અને આઘે સુધી તીવ્ર ભયંકર કટાક્ષ નાંખતી હતી. ક્રૂર પશુઓનો આ મહારાજ ઘડી ઘડી ચાળ ફેંકતો હતો અને તે વિંઝાતી તેના સ્વરથી ચમકતાં તમરાં પણ ચુપ થઇ જતાં હતાં. જે રસ્તાને એક છેડે આ વનરાજ આવી રીતે વિરાજતો હતો તે જ રસ્તાને બીજે છેડે તે જ સમયે, કાળજું કહ્યું ન કરે તેવે સ્થળે તે સમયે મનસ્વી મનરાજ સરસ્વતીચન્દ્ર ત્રિભેટા આગળ વચ્ચોવચ એકલો પડયો પડયો નિર્ભય અને નિઃશંક મૂર્છાસમાધિ સાધતો હતો.

આ પ્રસંગે આખા જંગલમાં પેસવા કોઇ માનવીની છાતી ચાલે એમ ન હતું, અને ખરા શૂરવીરો પણ રાત્રિસમયે આ ભયંકર જનાવરોને છંછેડવા હિમ્મત ધરતા નહોતા. આખા જંગલમાં માત્ર જનાવરોની કારમી ચીસો સંભળાયાં કરતી અને બ્હારવટીઆઓ રાવણું ''તા તે પણ મનહરપુરીની બાજુના વડમાં ભરાતા. સરસ્વતીચન્દ્ર પડયો હતો તે જગા વડથી થોડે છેટે હતી અને

વડ નીચે ઉઠતો શોર બકોર પણ અંધારામાં કાન ઉપર અફળાતો ત્યારે ઓછો ભયંકર નહોતો લાગતો. આકાશમાં તારાનાં ઝુંડ ઝબુકતાં હતાં, તે પણ ભયંકર પ્રાણીઓની આંખો જેવાં વિકરાલ પ્રકાશવાળાં લાગતાં હતાં, અને જંગલનો આ ઠાઠ જોઇ નબળો પોચો માણસ તો ભયથી ગાંડો થઇ જાય. સરસ્વતીચન્દ્રની મૂર્છા વળી, તોપણ ઉઠવાની કે બોલવાની તેનામાં શકિત રહી ન હતી. રસ્તાની ધૂળમાં ચતોપાટ પડેલો હતો, તેને કંઇક શુદ્ધિ આવતાં, પ્રથમ કાન સચેત થવા પામતાં, સિંહની ત્રાડતી ગર્જના અને તેની સાથે જ બીજાં પ્રાણીઓની ચીસો એકદમ એ કાનમાં દોડી આવવા લાગી, અને આંખો ઉઘડતાં એ ગર્જનાઓથી ગાજતો વીંઝાતો ત્રાસ વર્ષાવતો અંધકાર અને અંધકારસાગરને પેલે કિનારે ચાંચીઆઓની તરવારોની અણીઓ પેઠે ચળકતા ચમકતા તારાઓ દૃષ્ટિમાં ઉપરા ઉપરી ઉભરાવા લાગ્યા. સરસ્વતીચન્દ્રના પંડિત વિચાર નાસી ગયા; કવિતા તો પાસે આવી જ નહીં; જ્ઞાનમાર્ગ તો સૂઝ્યો જ નહીં; માબાપ, કુમુદસુન્દરી, અને ચન્દ્રકાન્ત પણ એના મનની દૃષ્ટિ–મર્યાદામાંથી ખસી ગયાં; મરણ–કાળે સહુને મૂકી એકલાં જવાનું તેવી જ રીતે આ મહાભયપ્રસંગે પણ સરસ્વતીચંદ્ર એકલો અનાથ ભોંય નાંખેલા જેવો કાળરાત્રિના ઘોર ભયભૈરવનું ઉગ્ર સ્વપ્ન જોવા લાગ્યો. ઉઠવાની શક્તિ નહીં તો નાસવાની શકિત કયાંથી હોય ? નાસીને પણ આ અજાણ્યા જંગલમાં અંધારે કઇ દિશાએ જવું ? ગમે તો ભૂખ અને અશકિતથી અથવા ગમે તો કોઇ ભયંકર પ્રાણીના મુખમાં આહુતિ પેઠે પડી, સંસારને છેલ્લા નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રત્યક્ષ લાગ્યો.

× × × × ×

એવામાં રસ્તાની એક બાજુ પરની ઝાડીમાં કાંઇક ખડખડાટ થયો, અને થોડી વારમાં એક મહાન્ અજગર–કાળો નાગ–ફુંફાડા મારતો ઝાડીમાંથી રસ્તા ઉપર દાખલ થયો, અને પુવારાના પાણી

પેઠે ઉછરતો ઉછરતો સરસ્વતીચન્દ્ર પડયો હતો એણી પાસ સમુદ્ર-ના—અટકે નહીં એવા-મોજા પેઠે આવ્યો. સરસ્વતીચન્દ્રના અશકત શરીરમાં એના ઘસારાએ અને ફુફવાડાએ અચિન્તી લેશ શકિત આણી અને ઉઠાયું તો નહીં પણ નાગ આવતો હતો તે તરફ દૃષ્ટિ ફેરવી અને યમદૂત જેવા નાગને એણે દીઠો અને તેની સાથે આંખો આકાશ ભણી હતી તેવી કરી દીધી. સગાસ્નેહીના વિચાર, પશ્ચાત્તાપ દીનતા, શોક અને આંસુ એ સર્વ સંસારના પદાર્થોનો વિજળીની ત્વરાથી ત્યાગ કરી દીધો, અને મહામંગળસમય જેવા મરણકાળને વાસ્તે સરસ્વતીચન્દ્ર આંખના પલકારા જેટલી વારમાં સજ્જ અને સાવધાન થઇ ગયો. આ સર્પ પોતાને કયારે ડસે છે તેની વાટ ધડકતા હૃદયથી જોવા લાગ્યો. સર્વ સંસારનું હવે અવસાન આવે છે સમજી, ક્ષોભ તજી, તે શાન્ત થઇ ગયો. વિચારનો અવકાશ મળ્યે, ઉપજેલું મરણભય, અવકાશ જતો રહ્યો તેની સાથે, જતું રહ્યું. માત્ર આત્મરક્ષણની સાહજિક વૃત્તિ સૂર્ય ગયા પછી પણ સૂર્યનાં કિરણ રસળે તેમ હજી રહી હતી અને એ વૃત્તિએ પણ એવું જ શીખવ્યું કે નાગની પાસે સચેતન દેખાવા કરતાં જડ દેખાઇ, જાય તે રસ્તે તેને જવા દેવો એજ સારૂં છે. મહાસર્પ દોડતો દોડતો આવ્યો તે ક્ષણે સરસ્વતીચન્દ્ર આવાં કારણથી હાલતો ચાલતો બંધ થઇ સ્તબ્ધ બની, શ્વાસ રૂંધી, પડી રહ્યો. સર્પ આડો, અવળો, વાંકો થતો તેની પાસે આવ્યો, અને પોતાના માર્ગનો અવરોધ કરતો એને દેખી એની ચારે પાસે પ્રદક્ષિણા કરવા લાગ્યો, અને અન્તે પ્રથમ હતો તે પાસ આવી તેની છાતી પર ચડી ગયો. સાપ પાંચ છ હાથ લાંબો, ચાર પાંચ આંગળ જાડો, અને વિકરાલ હતો. તારાના તેજમાં એની તીવ્ર આંખો, ધોળી મૂછો, અને કાંચળીમાંના પટા આભાસ ધરવા લાગ્યા. પોતાની પહોળી મોટી પાંદડા જેવી અગ્રફણા ઉંચી કરી કંપાવવા માંડી સરસ્વતીચન્દ્રની છાતી પર નાગરાજ ડોલવા અને ભયાનક ડાકલી વગાડવા લાગ્યો. સરસ્વતી-ચન્દ્રના ધૈર્યની સીમા આવી ગઇ, અને સાપ કરડયો હોય એવી જ

વૃત્તિ આ દેખાવ જોઈ એને થઈ ગઇ. તેના હોઠ, નખ, અને દાંત કાળા પડયા હશે તે તો અંધારામાં શું જણાય પણ તે સર્વમાં શીત વ્યાપી ગયું, કાન બહેરા થઇ ગયા, શરીરમાંથી લોહી ફુટકી ગયું, અને આત્મા શબ જેવા શરીરમાં માત્ર સાક્ષીરૂપે રહ્યો. પાંચ સાત મિનિટ સુધી વિષમય પ્રાણી આ શરીર ઉપર આમ તેમ ફર્યું અને એના ભાર નીચે ચગદાતા ગયા તેમ તેમ શરીરના અવયવ એક પછી એક મરી ગયા જેવા થયા. અન્તે એકદમ પુછડું જોરથી સરસ્વતીચન્દ્રના મ્હોં પર ઝાપટી, શરીર ઉપરથી ઉતરી, સાપ સામે રસ્તે ચાલ્યો ગયો. તે પળે " ઓ કરડયો ! " એવી વેદના સરસ્વતીચન્દ્રના રહેલા ભાનના અંગારામાં વિષ પેઠે વ્યાપી ગઇ અને તેની સાથે એ અંગારો હોલવાઇ ગયો. જંગલ પાકું હતું તેવું થઈ ગયું; સરસ્વતીચન્દ્રના હૃદયના ધબકારા પણ બંધ થઇ ગયા; એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ લાગવા મંડયો; અને જંગલસ્મશાનમાં પ્રાણીબંધુઓની પોકેપોક ચારે પાસ ગાજી રહી અને આકાશને ભેદવા લાગી. કઠણમાં કઠણ કાળજાં ચીરી નાંખે એવી મરણપોક જેવી સિંહગર્જના બીજા સર્વ નાદને ડૂબાવી દઇ, એકલી સંભળાવા લાગી; અને દશે દિશાએ ઘોર શૂન્ય અન્ધકારમાં યમને ખોળે પડેલા સરસ્વતીચન્દ્રની પ્રાણયાત્રાના અવસાનના સાક્ષીભૂત થવા, એ સૂતો હતો ત્યાંથી ફરતા બે ત્રણ ગાઉ સુધીમાં, કોઇ માનવી આ ભયંકર પ્રહરે હશે એવી કલ્પના પણ થવાનું કારણ ન હતું. ચારે પાસનું જંગલ, પૃથ્વી, આકાશ, અને સર્વ દિશાઓ એકદમ આ પુરૂષના પ્રાણને વાસ્તે પોકારતી હતી અને એ પોકાર અંધકારમાં પડઘા પામી ગાજી ઉઠતો હતો.

( સરસ્વતીચન્દ્ર ભા. ૨ )

---

## ૪

# મહાશ્વેતા

( શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા )

તે બાણુની દક્ષિણ મૂર્તિની સામે, બ્રહ્માસન રચીને તથા પાશુપતવ્રત ધારણ કરીને બેઠેલી તેણે એક કન્યા જોઇ. તે સર્વ દિશાઓને ડુબાવી દેતા, પ્રલય કાળે ઉભરાયલા ક્ષીરસમુદ્રના પૂર જેવા શ્વત, અતિ દીર્ઘ કાલથી સંચિત તપઃસમૂહની સમાન ફેલાતા, અને વૃક્ષોની વચ્ચે વચ્ચે ગંગાજલની પેઠે ભેગા થઇને વહેતા, પોતાની દેહપ્રભાના પ્રવાહ વડે, વન–ગિરિ સહિત તે પ્રદેશને જાણે ગજદંતમય બનાવી દેતી હતી; અને જોનારનાં ચક્ષુમાં થઇને તે પ્રભાપ્રવાહ અંદર પેસવાથી, તેના મનને પણ જાણે શ્વેત કરી દેતી હતી! તેના શરીરની આસપાસ અતિ ધવલ પ્રકાશ પ્રસરવાથી, તે જાણે સ્ફટિક ગૃહમાં બેઠી હોય, ક્ષીરસાગરમાં ડૂબી ગઇ હોય, નિર્મલ ચીનાઈ વસ્ત્રથી ઢંકાઇ ગઇ હોય, દર્પણતલમાં ઉતરેલી હોય, કે શરદ્મેઘની તળે સંતાઇ ગઇ હોય તેમ તેનાં અવયવ પરિપૂર્ણ રીતે સ્પષ્ટ દેખાતાં ન હતાં. અંગ સુજવાનાં દ્રવ્યાત્મક સાધન મૂકીને તેને જાણે કેવલ શ્વેત ગુણથી જ ઉત્પન્ન કરેલી હતી! શંભુના દક્ષિણ મુખની હાસચ્છવિ જાણે બ્હાર નીકળી બેઠી હોય; રુદ્રને ચોળવાની વિભૂતિ જાણે શરીર ગ્રહણ કરીને આવી હોય; નીલકંઠના કંઠનો અન્ધકાર છેદવાનો યત્ન કરતી જાણે પ્રત્યક્ષ ચંદ્રપ્રભા હોય; દેહ ધારણ કરીને આવેલી જાણે પાર્વતીની મનઃશુદ્ધિ જ હોય; હરવૃષભના દેહની કાન્તિ જ જાણે પૃથક્ નીકળેલી હોય; દેવાલયનાં વૃક્ષોની પુષ્પસમૃદ્ધિ જ જાણે પશુપતિની પૂજા કરવા આવી હોય; બ્રહ્માની તપઃસિદ્ધિ જ જાણે ભૂતળ ઉપર ઉતરી હોય; આદિ યુગના પ્રજાપતિની કીર્તિ જ સપ્ત લોકમાં ભ્રમણ કરવાથી થાકીને વિશ્રામ લેવા આવી હોય; આવતા

કૃતયુગની બીજકલા જાણે યુવતી રૂપે રહેલી હોય; શરીરવાળી જાણે મુનિજનોની ધ્યાનસમ્પત્તિ હોય. રાવણે ઉન્મૂલન કર્યાના ક્ષોભમાં નીચે પડી ગયેલી જાણે કૈલાસની લક્ષ્મી હોય; શેષ સર્પના શરીરની શોભા જાણે પાતાલ છોડીને બહાર નીસરી આવી હોય; બલરામની દેહપ્રભા જાણે મદિરાનો મદ ચડવાથી ગળી પડી હોય, અને શુકલપક્ષની પરંપરા જાણે ભેગી કરીને આણી હોય એવી તે શોભતી હતી! તેના શ્વત વર્ણને લીધે, સર્વ હંસો સાથે જાણે તેણે સંવિભાગ કરેલો હતો; ધર્મના હૃદયમાંથી જ તે જાણે ઉત્પન્ન થયેલી હતી; શંખમાંથી જાણે કોતરી કહાડેલી હતી; મુક્તાફળમાંથી જાણે બનાવેલી હતી; મૃણાલનાં જ જાણે તેનાં અવયવ રચેલાં હતાં; હાથી દાંતના કડકાથી જ જાણે તે ઘડેલી હતી; ચન્દ્રકિરણના કુચાથી જાણે તે સ્વચ્છ થયેલી હતી; અમૃતના ફીણથી તે ધવલ બનેલી હતી; પારાની ધારાથી જાણે તેને ન્હવરાવેલી હતી; રૂપાના રસનું જાણે તેને મર્દન કરેલું હતું; ચન્દ્રમંડળમાંથી જાણે તે કોતરેલી હતી; અને ધવલતાની જાણે સીમા હતી. સ્કંધ સુધી લટકતી, ઉદયાચલ ઉપર ગયેલા સૂર્યબિમ્બમાંથી બાલકિરણોની પ્રભા લઇને જાણે બનાવેલી, ચમકતી વિજળીના તેજ જેવી રાતી, તથા થોડી વાર સ્નાન કર્યાથી વિરલ વિરલ રહેલા જલકણને લીધે જાણે પ્રણામ કરવાથી જગદીશ્વરના ચરણની ભસ્મ તેમાં ચોંટી હોય એવી જટા તે કન્યાના મસ્તકને શોભાવતી હતી. સૂર્યરથના અશ્વોની ખરીઓ વડે ખોદાયલા નક્ષત્રોના ચૂર્ણ જેવી શ્વેત ભસ્મ વડે તેનું લલાટ શોભતું હતું. અતિ નિર્મળ, આમળા જેવડા મોટા મોતીના દાણાનું અક્ષવલય તેણે કંઠમાં પહેરેલું હતું, તેથી તે પરિવેષ સહિત ચન્દ્રમંડળયુક્ત પૂર્ણિમાની રાત્રિ જેવી શોભતી હતી! પાર્વતીના સિંહની યાળનું જ જાણે બનાવ્યું હોય તેવું, ચામર જેવી સુન્દર આકૃતિવાળું, કલ્પલતાના વલ્કલનું તે કન્યાએ ઉત્તરીય રચેલું હતું. પગ સુધી પહોંચતું શ્વેત રંગનું રેશમી વસ્ત્ર તેણે પહેરેલું હતું. યોગ્ય કાલે આવનાર, નિર્વિકારી

તથા વિનયી શિષ્યના જેવું યૌવન પણ તેની સેવા કરતું હતું! સ્વચ્છ લાવણ્યે પણ જાણે પુણ્ય કર્યાં હોય તેમ તેનો પરિગ્રહ તેણે કીધો હતો! સુન્દર લોચનવાળું રૂપ પણ ચાપલ રહિત, દેવાલયના મૃગની પેઠે તેની સાથે જ રહેલું હતું! તેનો જમણો હાથ, જેની અંગુલિયો ઉપર શંખની સૂક્ષ્મ વીંટીઓ આવી રહી હતી, ત્રિપુંડ કરતાં ચોંટેલી ભસ્મ વડે જે શ્વેત થયેલો હતો, તે વડે એ કન્યા, ઉત્સંગમાં પોતાની પુત્રીની સમાન આવી રહેલી દન્તમય વીણા વગાડતી હતી, જેથી તે પ્રત્યક્ષ ગન્ધર્વવિદ્યા જેવી શોભતી હતી. ગીતસ્તુતિ વડે તે કૈલાસનાથને વીણાથી રીઝવતી હતી, અતિમધુર ગીત વડે આકૃષ્ટ થયેલાં, તથા કર્ણ નિશ્ચલ રાખીને જાણે ધ્યાન કરતાં,–મૃગ, વરાહ, વાનર, ગજ, સિંહ, વગેરે–વનચરોનાં ટોળાં, તે સંગીતયુકત વીણારવ સાંભળતાં હતાં. દેવગંગાના જેવી તે સ્વર્ગમાંથી ઉતરેલી હતી. ચિત્રેલી હોય તેમ તેનું સ્થાન અચલ હતું. જાણે કિરણમય હોય તેમ શરીરની કાન્તિથી તે ભૂતલને રંગતી હતી. તે મમત્વ, અનહંકાર, તથા મત્સર રહિત હતી. આકૃતિ તેની અલૌકિક હતી. અને દિવ્ય સ્વરૂપને લીધે વય કળી શકાતું નહોતું. તે છતાં પણ જાણે લગભગ અઢાર વર્ષની હોય એવી તે દેખાતી હતી.

કાદંબરી

૧

# બાબુ

## ( બાબુ બંકીમ ચંદ્ર )

( મહાભારતમાંથી અનુવાદ )

જનમેજય બોલ્યા, " હે મહર્ષે ! આપે કહ્યું હતું કે કલિયુગમાં બાબુ નામનાં એક પ્રકારનાં મનુષ્યો પૃથ્વી પર આવિર્ભૂત થશે. તેઓ કયા પ્રકારનાં મનુષ્યો હશે, અને પૃથ્વી પર જન્મ ધારણ કરીને શું શું કર્મ કરશે તે સાંભળવા મને ઘણી ઉત્કંઠા થઇ છે. આપ અનુગ્રહ કરીને તેનું સવિસ્તર વર્ણન કરીએ."

વૈશમ્પાયન બોલ્યા, "હે નરશ્રેષ્ઠ ! હું તે જ વિચિત્રબુદ્ધિ, આહારનિદ્રાકુશળ, બાબુ લોકની કથા કહું છું, આપ શ્રવણ કરીએ. હું તે જ ચશ્માલંકૃત, ઉદારચરિત્ર, બહુભાષી, મિષ્ટાન્નપ્રિય, બાબુ લોકનું ચરિત્રકીર્તન કરૂં છું, આપ શ્રવણ કરીએ. હે રાજન્ ! જેઓ વિચિત્રવસ્ત્રધારી, વેત્રહસ્ત, અલંકૃતકેશ અને હોલબૂટધારી હશે તેઓ જ બાબુ. જેઓ વાગ્યુદ્ધમાં અજેય, પરભાષાપારદર્શી, માતૃભાષાવિરોધી હશે તેઓ જ બાબુ. મહારાજ એવા અનેક મહાબુદ્ધિસમ્પન્ન બાબુઓ જન્મ લેશે, કે જેઓ માતૃભાષામાં વાતચીત કરવામાં અસમર્થ હશે; જેમની હશે ઇન્દ્રિઓ સ્વતંત્ર અને તેથી જ અપવિત્ર હશે. જેમની કેવળ રસેન્દ્રિય પણ પરજાતિનું એઠું ખાવાથી પવિત્ર હશે, તેઓ જ બાબુ. જેમના ચરણ માંસઅસ્થિવિહીન શુષ્ક કાષ્ટ સમાન હોવા છતાં જેઓ પલાયનમાં વીર, હસ્ત દુર્બળ હેવા છતાં લેખિની પકડવામાં અને વેતન ગ્રહણમાં સુપટુ, ચર્મ કોમળ હોવા છતાં પણ સાગરપારનિર્મિત ખાસ પદાર્થોના પ્રહારમાં સહિષ્ણુ, સંક્ષેપમાં જેમની ઇન્દ્રિયમાત્રની આ પ્રમાણે પ્રશંસા કરી શકાય તેઓ જ

બાબુ, જેઓ વિના ઉદ્દેશે સંચય કરશે, સંચયને માટે ઉપાર્જન કરશે, ઉપાર્જનને માટે વિદ્યાધ્યયન કરશે, વિદ્યાધ્યયનને માટે પરીક્ષાપ્રશ્નની ચોરી કરશે તેઓ જ બાબુ.

"મહારાજ ! બાબુ શબ્દ માનાર્થે વપરાશે. જેઓ કલિયુગમાં ભારતવર્ષમાં રાજ્યાભિષિક્ત થઇને અંગ્રેજ નામે પ્રસિદ્ધ થશે તેઓ 'બાબુ' શબ્દથી કારકુન અને વેપારી સમજશે. નિર્ધન લોક બાબુ શબ્દ પોતાના કરતાં વધારે ધનવાન માણસો માટે વાપરશે. સેવક લોકો 'બાબુ' શબ્દનો અર્થ શેઠ કરશે; પરન્તુ એ સઘળાથી પણ જુદા કેવળ 'બાબુ–જીવન' ગાળવાની અભિલાષા ધરાવનાર કેટલાંક મનુષ્યો જન્મશે. હું કેવળ તેમનાં જ ગુણકિર્તન કરૂં છું. જેઓ વિપરીત અર્થ કરશે તેમનું આ મહાભારત શ્રવણ નિષ્ફળ જશે, અને તેઓ ગોજન્મ ગ્રહણ કરીને બાબુ લોકોનું ભક્ષ્ય બનશે.

"હે નરાધિપ ! બાબુ લોક દ્વિતીય અગસ્ત્ય સમાન બનીને સમુદ્રરૂપી વારુણીનું શોષણ કરશે, કાચનાં પાત્ર એ લોકોનાં જળપાત્ર બનશે. અગ્નિ એ લોકનો આજ્ઞાધિન થશે, 'તમાકુ' અને 'ચિરૂટ' નામનાં બે અભિનવ ખાંડવવનનો આશ્રય લઇને રાત્રિદિવસ એ લોકોના મુખમાં જ લાગી રહેશે, જે પ્રમાણે એમના મુખમાં તે પ્રમાણે જઠરમાં અગ્નિ સદા પ્રજ્જવલિત રહેશે. એમના સંગીત અને કાવ્યમાં પણ અગ્નિદેવ વિરાજમાન્ રહેશે. વાયુનું જ એ લોક ભક્ષણ કરશે. સભ્યતાને ખાતર તે કઠોર કાર્યનું નામ રાખશે 'વાયુસેવન.' ચન્દ્ર એમના ઘરમાં અને ઘરની બહાર સદા વિરાજમાન્ રહેશે–કદાચ ઘુંઘટમાં ઢંકાયલો પણ રહેશે. કોઇ ( એટલે મોડે સુધી ભટકશે ) પ્રથમરાત્રિએ કૃષ્ણ પક્ષનો ચન્દ્ર અને શેષ રાત્રિએ શુકલ પક્ષનો ચન્દ્ર જોશે, કોઇ એનાથી વિપરીત પણ કરશે. સૂર્ય એમનાં દર્શન કરી શકશે નહીં. યમ એમને ભૂલી જશે.

" હે નરશ્રેષ્ઠ! જેઓ કાવ્યરસાદિથી વિમુખ, સંગીત પર એટલી પ્રીતિ ધરાવનાર કે દગ્ધ કોકિલાનો જ આહાર કરી જનાર, અને જેમનું પાંડિત્ય કેવળ નિશાળ અને કૉલેજના ગ્રંથોમાં જ બંધાયલું હશે, તે છતાં જેઓ પોતાને અનન્તજ્ઞાની તરીકે ઓળખાવશે તેઓ જ બાબુ. જેઓ કાવ્યમાં કંઇ પણ સમજતા ન હશે, છતાં કાવ્યપાઠમાં અને સમાલોચનામાં પ્રવૃત્ત થશે તેઓ જ બાબુ. જેઓ રૂપમાં કાર્તિકેયના કનિષ્ઠ ભ્રાતા, ગુણમાં નિર્ગુણ પદાર્થ જેવા, કર્મમાં જડભરત જેવા, અને વાતોમાં સરસ્વતી સમાન હશે તેઓ જ બાબુ. જેઓ ઉત્સવને માટે દુર્ગાપૂજન કરશે, ગૃહિણીની પ્રસન્નતા માટે લક્ષ્મીપૂજન કરશે તેઓ જ બાબુ. જેમનું ગમન તરેહ તરેહનાં વાહનોમાં, શયન હોટેલોમાં, પાન શરાબનું અને આહાર માંસથી ભ્રષ્ટ હશે તેઓ જ બાબુ. જેઓ મહાદેવસમાન માદકપ્રિય, બ્રહ્માસમાન પ્રજોત્પાદન-પરાયણ અને વિષ્ણુસમાન લીલાપટુ હશે તેઓ જ બાબુ.

" હે કુરુકુલભૂષણ! વિષ્ણુ સાથે એ બાબુ લોકનું સાદૃશ્ય વધારે રહેશે. વિષ્ણુની પેઠે એ લોકો અનન્તશય્યાશાયી થશે. વિષ્ણુની પેઠે એમના પણ દશ અવતાર થશે. જેમકે કારકુન, માસ્તર સુધારક, ઑફિસ મેનેજર, ડાકટર, વકીલ, મેજીસ્ટ્રેટ, જમીનદાર, એડિટર, અને નિષ્કર્મા. વિષ્ણુની પેઠે એ લોક સઘળા અવતારોમાં અમિતબળ-પરાક્રમથી અસુરગણોનો વધ કરશે. કારકુન અવતારમાં દફતરરૂપી અસુરનો વધ, માસ્તર અવતારમાં વિદ્યાર્થીનો વધ, સ્ટેશન માસ્તર અવતારમાં ટિકીટહીન મુસાફરનો વધ, સુધારક અવતારમાં મિષ્ટાન્નાભિલાષી પુરોહિતનો વધ, મેનેજર અવતારમાં અંગ્રેજ વેપારીઓનો વધ, ડાકટર અવતારમાં રોગીનો વધ, વકીલ અવતારમાં અસીલનો વધ, મેજીસ્ટ્રેટ અવતારમાં ન્યાય માગનારનો વધ, જમીનદાર અવતારમાં રૈયતનો વધ, એડિટર અવતારમાં આબરૂદાર લોકોનો વધ, અને નિષ્કર્મોવતારમાં તળાવનાં માછલાંનો વધ કરશે.

" મહારાજ ! પુનઃ શ્રવણ કરીએ. જેમનું વચન હૃદયમાં એક, કથનમાં દશ, લેખનમાં સો અને કલહમાં સહસ્ર થશે તેઓ જ બાબુ. જેમનું બળ હાથમાં એકગણું, મુખમાં દશગણું, પૃષ્ઠે શીતગણું, અને કાર્યકાળે અદૃશ્ય થશે તેઓ જ બાબુ. જેમની બુદ્ધિ બાલ્યકાળે પુસ્તકમાં, યૌવનકાળે બાટલીમાં, અને ઘડપણમાં નવી ગૃહિણીના અંચળમાં હશે તેઓ જ બાબુ. જેમનો ઇષ્ટ દેવતા અંગ્રેજ, વેદ અંગ્રેજી વર્તમાનપત્ર, અને તીર્થ ' નેશનલ થીએટર ' હશે તેઓ જ બાબુ. જેઓ મિશનરી આગળ ખ્રિસ્તી, કેશવચન્દ્ર પાસે બ્રાહ્મ, પિતા પાસે હિન્દુ, અને ભિક્ષુક બ્રાહ્મણ સમીપ નાસ્તિક હશે તેઓ જ બાબુ. જેઓ પોતાને ઘેર જલપાન કરે, મિત્રોને ત્યાં મદ્યપાન કરે અને સાહેબને ત્યાં ધક્કામુક્કી સહન કરે તેઓ જ બાબુ. જેમને સ્નાન–સમયે તેલની સાથે ઘૃણા, આહાર સમયે પોતાની આંગળીઓ સાથે ઘૃણા અને વાતચીત સમયે માતૃભાષા સાથે ઘૃણા હશે તેઓ જ બાબુ. જેમનો યત્ન કેવળ વસ્ત્રપરિધાન કરવામાં, તત્પરતા કેવળ ઉમેદવારીમાં, ભકિત કેવળ ગૃહિણીમાં અને ક્રોધ કેવળ સદ્‌ગ્રંથો પર હશે તેઓ જ નિઃસંદેહ બાબુ.

" હે નરનાથ ! મેં હમણાં જેમની કથા કરી, તેમના મનમાં એવી શ્રદ્ધા ઉત્પન્ન થશે કે, " અમે તાંબુલચર્વણ કરીને, ગાદી તકીઆનું અવલંબન કરીને દ્વિભાષામિશ્રિત વાતો કરીને અને તમાકુસેવન કરીને ભારતવર્ષનો પુનરુદ્ધાર કરીશું. "

જનમેજય કહેતા હવા, " હે મુનિપુંગવ ! બાબુ લોકોનો જય થાઓ ! આપ અન્ય પ્રસંગ આરંભીએ. "

બંકીમ નિબન્ધાવલિ

---

૨

# ભોમિયાને દીધેલી ભુલથાપ

પાત્રો:—કુરમચંદ, વખતચંદ, હુકમચંદ, ગંગાપ્રસાદ

## પ્રવેશ ૧ લો

સ્થળ:—દીલ્લીમાંની એક સરાઇ

કુરમચંદ—ભોમિયાઓ જે દુઃખ દે છે તે તો જેને તેમની સાથે પ્રસંગ પડયો હોય તે જ જાણે. મુસાફરીમાં સહેલ કરવા સારૂ આપણે ઉત્તર હિન્દુસ્તાનમાં ફરવા નીકળ્યા, પણ ગામે ગામ જોવા લાયક ઠેકાણાં બતાવવા આવનાર ભોમિયાઓ તરફથી જે પીડા ખમવી પડી તેથી આપણી તો ખાતરી થઇ કે દુનિયામાં ભોમિયા છે ત્યાં સુધી મુસાફરીમાં સુખ હોઈ શકે જ નહીં.

વખતચંદ—કુરમચંદ, ખરૂં કહો છો. અજમેર, જયપુર, ભરતપુર, આગ્રા, અલીગઢ એ શહેરોમાં જોયું તો ઘણું, પણ ભોમિયાઓએ મહેનત માટે, ઇનામ માટે બક્ષિસ માટે, તથા દસ્તુરીને બહાને, દલાલીને બહાને, ભાડાને બહાને, કકડે કકડે જે પૈસા કહડાવ્યા તે આપતાં જીવ એટલો દુઃખી થયો કે એટલા પૈસા સામટા ડાંગો મારી લુંટી લીધા હોત તો વધારે સારૂં થાત એમ લાગે છે.

કુરમચંદ—આ દીલ્લી તો ઠગની નગરી છે, માટે, દીલ્લી જોયા વિના જ ચાલ્યા જવું કે બીજા શહેરના ભોમિયાઓનું વેર દીલ્લીના ભોમિયા ઉપર વળાય. આપણો તો બધો ઉત્સાહ ભાગી ગયો છે. કેમ હુકમચંદ શું કરવું?

હુકમચંદ—તમે તો બહુ બાયલા છો. દીલ્લીના ઠગથી પણ આ બંદો ગાંજયો જાય એમ નથી. ગભરાશો નહીં. માટે તમને

ડીલ્લી બટલાવવું, અને ભોમિયાને એક પાઇ પણ વધારે લેવા દેવી નહીં.

વખતચંદ—આ બોબડું ક્યાંથી બોલવા માંડયું ?

હુકમચંદ—એ ટો બાજી શરુ ઠઇ.

## પ્રવેશ બીજો

સ્થળ:—કુતુબમિનાર

ગંગાપ્રસાદ—હજુર, દેખો યહ કુતુબમિનાર હયે. કુતુબુદ્દીનશાહ બાદશાહને બનવાયા. ઐસા મિનારા સારી જહાં મેં નહીં હયે. યે ઇસકી સામને હયે તો ભીમસેનકી ગદા હયે. તમામ લોહેકી. જિતની ઉપર હયે ઇતની જમીનકી અંદર હયે. ભીમસેનને સબકુ મારે બાદ કોઇ ના રહા તો ગદા યહાં આકે જમીનમેં ગાડદી.

( સર્વ મિનારા ઉપર જઇ પાછા આવે છે )

વખતચંદ—મિનારા ઉપરથી ભવ્ય અને મનોહર દેખાવ દેખાયો. પણ, આ ભોમિયો એટલું બોલ બોલ કરે છે કે ચિત્તમાં અંદર મનન કરવાનો કે અદ્‌ભુતતાથી આનન્દ પામવાનો અવકાશ જ મળતો નથી.

કુરમચંદ—આ સળંગ લોઢાનો થાંભલો કેવો વિચિત્ર છે ! અમર થવાની નિષ્ફળ આશાએ લોકોએ એના પર કેવાં નામ કોતર્યાં છે ?

ગંગાપ્રસાદ—એ પત્થરકી કમાન હયે. ઇસકી દુસરી બાજુ દુસરા મિનારા હોને વાલા થા. એ સામને મકાન હયે વો પ્રિથિરાજ રાજાને બનવાયા. ( મિનારાનો નોકર આવીને સલામ

કરે છે.) યે યહાં મિનારેકી ચોકી કે લિયે નોકર રહતા હયે. આપ જૈસે બડે આદમી આવે—

હકમચંદ—પણ હજી બહું જોવા ટો ડે. ગંગાપડશાદ, એ ટો ખડું. પણ આ એમાંઠી મિનાડો કયો અને ગડા કઇ ટે ટો કહે.

ગંગાપ્રસાદ (ચમકીને)—મહારાજ, યે મિનારા હયે. ઓર યે લોહેકી ગદા હયે.

હકમચંદ—હં! ટાડે એમાં શું મોટું જોવાનું? આપડે ટો જાણ્યું કે ઉંચી છે ટે ગડા હશે. મિનાડા ટો બઢે ઉંચા હોય. બીજું કાંઇ જોવાનું છે કે?

ગંગાપ્રસાદ—દુસરા તો હઝુર કુછ નહીં હયે. યે દેખનેકુ સબ લોગ આતે હયે.

હકમચંદ—ભોમિયો પસંડ કડવામાં આપડી બઢે ભૂલ જ ઠાય છે.

કુરમચંદ (વખતચંદને)—મિનારાના રખેવાળને બક્ષિસ આપવાની વાત ભોમિયે ફરી સંભારી જ નહીં હો!

## પ્રવેશ ત્રીજો

સ્થળ—રસ્તો (ગાડીમાં)

ગંગાપ્રસાદ (કોચ બૉકસ ઉપરથી વાંકો વળીને આઘેથી મસીદ બતાવીને)—યે કાલા મસજીદ દેખને જૈસા હયે.

વખતચંદ—સાધારણ મસીદ સિવાય બીજું તો કાંઇ જણાતું નથી.

હુકમચંદ—એમાં કાંઇ સારૂં સારૂં જોવાનું છે કે ?

ગંગાપ્રસાદ—દેખનેકા તો ઐસા કુછ હયે નહીં. લેકીન બહુત પુરાના મસજીદ હયે.

હુકમચંદ—ટાડે ટો ભાઈ ચલાવ અગાડી. અહીંઠી જ જોવાય છે ટે બસ છે.

## પ્રવેશ ચોથો

સ્થળ:—હુમાયુની કબરનો રોજો

કરમચંદ (વખતચંદને)—કાળી મસીદ આગળ ભોમિયાની હાર થઇ તેથી આ મસીદમાં આપણને પૂછયા વિના જ લાવ્યો.

ગંગાપ્રસાદ—હજુર, યે હુમાયુકી કબર હયે.

વખતચંદ—મકાન ભવ્ય અને જોવા લાયક છે. મસીદ રાતા પત્થરથી બાંધી છે, અને પત્થરમાં વચ્ચે વચ્ચે આરસપહાણના પત્થર ગોઠવ્યા છે.

કરમચંદ—ઉપર આરસપહાણનો સુન્દર ઘુમ્મટ છે તે જોયો ?

મુઝાવર (સલામ કરીને)—હજુર મેં મુઝાવર હું.

હુકમચંદ—ઘુમ્મટ કેવો શડશ છે ? શું કહ્યું ગંઝાપડશાહ ! આ કબડની હુમાયુ છે ?

ગંગાપ્રસાદ—નહીં, મહારાજ, હુમાયુકી કબર.

હુકમચંદ—આપડી બલા જાણે કે હુમાયુ એટલે શું ને કબડ એટલે શું. વારૂ, સમજાવ ટો ખડો. હુમાયુનો માયનો શો ?

ગંગપ્રસાદ—હજુર, માયાના તો ખબર નહીં હયે. લેકીન હુમાયુ બાદશાહ થા.

હુકમચંદ—ટે ગમે ટે હશે. પણ ટને માયાનો ખબડ નહીં ?

ગંગાપ્રસાદ—નહીં હજુર.

હુકમચંદ ( પોતાના સાથીઓ તરફ જોઇને )—જોયું કેની ? આ ભોમિયા લોક ટો કંઇ જ જાણટા નઠી. કોણ જાણે કોણ એવા શોઢી આપે છે ! ( ભોમિયા તરફ જોઇને ) વાહુ, ટે બાડશાહ કાં છે ? ડેખાડ ટો ખડો, જોઇએ ટો ખડા કે બાડશાહ કેવો હોય ?

ગંગાપ્રસાદ—મહારાજ, હુમાયુ બાદશાહ તો ગુઝર ગયા. યહાં તો ઇસ્કી કબર હયે. લાસ દાટી હુઇ હયે.

હુકમચંદ—અડડડડ, મડડુ ડાટેલું છે ? ટાડું નખોડ જાય, અગાઉ ઠી કેમ ના બોલ્યો ? મશલમાનના મડડામાં ટે શું જોવાનું હટું ? અને ટેના પર ઠઇને ટે જવાય ? ચાલો ભાઇ, અહીંઠી જલડી ચાલો. આ ડીલ્લીના લોક ટો અડઢા મશલમાન જેવા. ટે આભડછેટ સમજટા નઠી.

કુરમચંદ ( વખતચંદ )—ભોમિયો તો બિચારો ગભરાઇ ગયો છે, ગુંચવાઇ ગયો છે, આભો બની ગયો છે, નિરાશ થઇ ગયો છે.

## પ્રવેશ પાંચમો

સ્થળઃ—માર્ગ ( ગાડીમાં )

કુરમચંદ—પેલાં આઘે ખંડેર શેનાં દેખાતાં હશે ?

ગંગાપ્રસાદ—દૂર દિખતા હયે વો પુરાના દીલ્હી હયે.

હુકમચંદ—ટાં અશલ કેટલાં ઘડ હશે ?

ગંગાપ્રસાદ—હઝુર, ઘર કિતને વો તો માલૂમ નહીં, લેકીન-

હુકમચંદ—ટાડે ટો ભાઇ, મુંગો મુંગો અગાડી ચલાવ. હું શું ડેખાડવાનો હટો? અમાડી આંખો ફૂટી ગઇ છે?

## પ્રવેશ છઠ્ઠો

સ્થળ:—કિલ્લો

વખતચંદ—અહો! આપણે મુગલ બાદશાહોના મહેલમાં આવી પહોંચ્યા. હિન્દુસ્થાનના શહેનશાહોના મહેલનો આ કિલ્લો બનાવ્યો છે, અને જનાનખાનાને ઠેકાણે સોલ્જરોના બેરેકસ કર્યા છે. આંખ કરતાં મનને આ દર્શન વધારે કુતૂહલ કરાવે છે.

કુરમચંદ—પણ, આ ભોમિઓ વાચાળતા બંધ કરે ત્યારે કેની? બતાવવા લાયક સુન્દર જગાઓ જોઇ પાછો તે ઉલ્લાસમાં આવ્યો છે, અને આશાવાન્ થયેલો જણાય છે.

વખતચંદ—આ રમણીય અને વિશાળ મકાન તમામ સફેદ આરસપહાણથી બાંધેલું છે.

કુરમચંદ—સોનેરી અને બીજા કીમતી પત્થરોની ગોઠવણથી મકાન કેવું દીપી ઉઠે છે? એની ભીંતો જુઓ, છત જુઓ.

ગંગાપ્રસાદ—હઝુર, યે દીવાન-એ-ખાસ હયે. ઉંચા જૈસા પત્થર હયે ઉસકે ઉપર મોરતખ્ત થા.

હુકમચંદ—એ ડીવાનેખસ અને મોડટખસ હિન્ડુ છે કે મશલમાન અને જીવટા છે કે ડાટેલા ટે પહેલું કહેજે.

કુરમચંદ (વખતચંદને)—ભૌમિયાના પેટામાં પાછું તેલ રેડાયું. પણ હજી તે ઉલટમંદ જણાય છે.

ગંગાપ્રસાદ ( ખુશ ચહેરો રાખીને )—નહીં હજુર, હિન્દુ મુસલમાન એસા નહીં એ તો—

હુકમચંદ—ટારે પાહરી કે ફિડંગી હશે.

ગંગાપ્રસાદ—નહીં, નહીં, એ તો ઉમરાવોંકા દરબાર ભરનેકી જગા થી, ઉસ્કુ દીવાન—એ—ખાસ કહતે થે. ઓર મોરતખ્ત બાદશાહ કો બેઠને કે લિયે મોર પંખી માફક તખ્ત થા.

હુકમચંદ—ટારે લાંબાં લાંબાં નામ ન કહેટાં પહેલેઠી એમજ કહેવું ટું ને. વાડુ, એ મોડ ટો જીવટો હશે ?

ગંગાપ્રસાદ—મોર સચ્ચા નહીં.

હુકમચંદ—મોડ પણ સાચો નહીં ! જવા ડે, જવા ડે ભાઇ, ટું ટો ડીલ્લીમાં શું બટાવવા જેવું છે ટે જાણુટો જ નથી.

ફુરમચંદ ( વખતચંદને )—ભોમિયાનો કયામણો ચહેરો જોયો ?

ગંગાપ્રસાદ ( બધાને બીજી બાજુએ લઇ જઈ એક દિશા તરફ આંગળી કરી ): દે—ખીએ હજુર, યે મોતી મસ્જીદ.

હુકમચંદ ( ફુરમચંદને ) આ નાની પણ મનોહર મસીદને મોતીની ઉપમા ખરેખર યોગ્ય જ છે. ( ગંગાપ્રસાદને ) ગંગાપડશાડ, મેં સાંભડયું નહીં. આ કોનું ઘડ છે ?

ગંગાપ્રસાદ—ઘર નહીં હયે.

હુકમચંદ ( પાછા હઠીને )—ટાડે ઘોડ ટો નઠી ?

ગંગાપ્રસાદ—નહીં. એ તો ફકત મસજીદ હયે. ઇસકા નામ મોતી મસજીદ.

હુકમચંદ—પણ એ મકાન બાંઢયું શા માટે ?

ગંગાપ્રસાદ—હજુર, ઓ તો બાંધને વાલા જાને.

હુકમચંદ—ટે જા, ટેને પૂછી આવ. જીવે છે કેની?

ગંગાપ્રસાદ—તોબાહ, તોબાહ. મર ગયે ઢાઇસો બર્ષ હુવે.

હુકમચંદ—શા આજારઠી મડી ગયો?

ગંગાપ્રસાદ—ઓ તો માલૂમ નહીં હયે. નહીં કહ સકતા હું.

હુકમચંદ—શીટલા નીકળ્યા હશે?

ગંગાપ્રસાદ—ભગવાન જાને. કયા બિમારીસે મર ગયા ઓ નહીં જાનતા હું.

હુકમચંદ—કે પછી મુઝાડો ના ઠયો હોય?

ગંગાપ્રસાદ—હજુર મેં કસમ ખાકે કહતા હું કે મેરેકું ખબર નહીં હયે. મર ગયા તો કુછ તો ઉસકુ હુવા હોયગા હી.

કુરમચંદ (વખતચંદને) ગંગાપ્રસાદ, બાપડામાં હવે તેજી જ રહી નથી. બીજાઓને બક્ષિસ અપાવવાનું તે ભુલી ગયો છે અને પોતાને માટે માગવાનું એને સાંભરતું હોય એમ લાગતું નથી.

ગંગાપ્રસાદ—હજુર, મેરેકુ રજા હયે?

હુકમચંદ—લ્યો આ ટમાડી મહેનટનું.

( ગંગાપ્રસાદ લઇને સલામ કરીને જાય છે ).

હુકમચંદ—આઠ આના લઇને ગયો. નહીં તો આ ચાર રૂપિયાથી ઓછું લે એવો નહોતો.

કુરમચંદ—પહેલાં કેવો નમી નમીને સલામ કરતો હતો! અને જતી વખત તો પોલી જ સલામ કરી.

---

૩

# ગર્દભ

( બાબુ બંકીમ ચંદ્ર )

હે ગર્દભ ! મેં પ્રદાન કરેલા આ નવીન તૃણસમૂહનું ભક્ષણ કરીએ.

હે મહાભાગ ! આપની પૂજા કરવાની મને ઇચ્છા થઇ છે, કારણ કે આપ સર્વત્ર નજરે પડો છો; એટલા માટે હે વિશ્વવ્યાપિન્ ! મારી પૂજા ગ્રહણ કરીએ.

મને પૂજ્ય વ્યકિતની શોધ માટે વિવિધ દેશોમાં અને વિવિધ સ્થળોમાં પરિભ્રમણ કરતાં જણાયું છે કે આપ સર્વત્ર જ વસેલા છો, ને સઘળા જ આપની પૂજા કરે છે; એટલા માટે હે લંબકર્ણ ! મારી પૂજા પણ સ્વીકારીએ.

હે ગર્દભ ! કોણ કહે છે કે આપનું પદ ક્ષુદ્ર છે ? દરેક સ્થળે હું આપને ઉચ્ચ પદ ઉપર જોઇ શકું છું. તમે ભક્ત મંડળીથી વીંટળાઇને ઉચ્ચાસન પર બેસી મોટી મોટી પૂળીઓ આરોગ્યા કરો છો.

તમે જ ન્યાયાસન પર વિરાજમાન્ થઇને આમ તેમ મહાકર્ણ-દ્વયનું સંચાલન કરો છો; તેમાંની ઉંડી ગુફાઓ જોઇને વકીલ નામના કવિઓ તેમાં નાનાવિધ કાવ્યરસ રેડી રહે છે, ત્યારે તમે શ્રવણતૃપ્તિના સુખથી વશીભૂત થઇને નિદ્રાધીન થઇ જાઓ છો.

હે બૃહન્મુંડ ! ત્યારે તે જ કાવ્યરસથી આર્દ્ર થઇને તમે દયાળુ બની અસીમ દયાના પ્રભાવથી શામાનું સર્વસ્વ કાળાને આપો છો, અને કાળાનું સર્વસ્વ ધનાને આપો છો; આપની દયાનો પાર નથી.

હે રજકગૃહભૂષણ ! કોઇ કોઇ વખતે મારા જોવામાં આવે છે કે તમે પૂછડું છુપાવીને સરસ્વતીમંડપમાં કાષ્ઠાસન પર વિરાજમાન્ થઇને દેશી બાળકોને ગર્દભલોકની પ્રાપ્તિનો ઉપાય દર્શાવો છો. બાળકો ગર્દભલોકમાં પ્રવેશ કર્યા પછી ' મેટ્રિકમાં પાસ થયો, મેટ્રિકમાં પાસ થયો ' એમ પોકારતાં મહાગર્જના કરી મૂકે છે; જે સાંભળીને હું ભયભીત થઇ જાઉં છું.

હે પ્રકાણ્ડોદર ! સંસ્કૃત પાઠશાળામાં કુશાસન પર વિરાજમાન્ થઇને, તૈલસિંચિત લલાટપ્રદેશમાં ચંદનની નદી તાણીને હાથમાં દંડ ધારણ કરીને તમે જ શોભી રહો છો. તમે કરેલાં શાસ્ત્રનાં વ્યાખ્યાન સાંભળીને હું તમને અનેકવાર ધન્યવાદ આપું છું; એટલા માટે હે મહાપશો ! મેં પ્રદાન કરેલાં કોમળ તૃણાંકુરો ભક્ષણ કરીએ.

લક્ષ્મીની કૃપા તમારા ઉપર છે–તમે ન હોત તો બીજા કોઈના ઉપર પણ કમલાની કૃપા થાત નહીં. તમારી પાસેથી તે કદિ ખસતી જ નથી.

× × × × × ×

વિધાતાએ તમને તેજી આપી નથી, એટલા માટે તમે શાન્ત છો; વેગ આપ્યો નથી, એટલા માટે સુધીર છો; બુદ્ધિ આપી નથી એટલા માટે વિદ્વાન્ છો; અને બોજો ન વહો તો ખાવા પામતા નથી, એટલા માટે તમે પરોપકારી છો; હું આપનાં યશોગાન કરૂં છું. આપ ઘાસ આરોગીએ. મને સુખી કરીએ.

બંકીમ નિબંધાવલિ

૪

# વરઘોડો

( શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી )

ઘોડો મહા મહેનતે ખોળી કહાડયો હોય એમ લાગતું. સિકંદરના "બ્યૂસેફેલસ" કે નેપોલિયનના જગજાહેર ધોળા ઘોડાને લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડૉન કિવઝોટના "રોઝીનાન્ત" થી પણ એ ચડતો લાગ્યો. તેને એક આંખ હતી, અને જીર્ણતાને લીધે લટકતા હોઠમાંથી સતત લાળ ટપકતી. તેની ખાંધે સાજ અને પગે ઘુઘરીઓ હતી, પણ 'આ પળે મરૂં કે બીજી પળે' એવો ઇરાદો તેની કાઠી, અને તેની ઉભા રહેવાની ઢબ પરથી દેખાઇ આવતો. થોડી ઘણી માખીઓ પણ બિચારાને પજવતી; દઢતાથી–શાન્તિની સ્થિરતાથી શામળશા જેવાનો ભાર વહેવાના ગર્વમાં જાણે, એક પૂરી દેખતી આંખ મીંચી તે ઉભો. શેઠ આવ્યા. મ્હોડામાં પાનનો ડૂચો, આંખમાં કાજળનાં બિલાડાં, ભૂગોળની ભવ્યતાવાળું પણ જરીના જામાપાઘડીમાં ઝગમગતું શરીર, મ્હોડા પર ખુંપ અને હાથમાં નારિયેળ! શું સૌન્દર્ય! શી છટા! પરદેશીઓને કહીએ કે આવો અને જુઓ. છે તમારે ત્યાં આવો કલાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ તે શ્રેષ્ઠ.

શેઠ ઓટલાની કોર પર ઉભા–ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ કાં તો શેઠનું સ્વરૂપ જોઇ અથવા કાળકામાતાના સ્મરણથી ઘોડો ચમકયો હોય–કે કાં તો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાની હિમાયતીથી હોય–કે કાં તો પોતે સંન્યસ્ત અવસ્થામાં આવી રહ્યો હોઇ શેઠને પણ તેમ સૂચવતો હોય: ગમે તે કારણ હોય, પણ જ્યાં શેઠ

ઓટલા પરથી પગ ઉંચકે કે ઘોડો ફૂં કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે. શેઠ તો બિચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારે ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મ્હાવરો રાખતા હોવાથી ઘોડાની આ દગલબાજીથી બ્હી, તરત પગ પાછો ખેંચતા. શેઠે, એક વાર-બે વાર-ત્રણ વાર-સાત વાર ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યા; પણ હતા ત્યાં ને ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મ્હોડા આગળથી ઝાલ્યો, બે જણ પુછડાંની તપાસ રાખવા પીઠ પાછળ ઉભા રહ્યા, અને શેઠને કહ્યું, “ ચાલો શેઠ! હવે ફિકર નથી. ”

લોકો બધા એકીટશે જોઇ રહ્યા, અર્જુને મત્સ્ય વિંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજ દરબારમાં નહીં દેખાઇ હોય. બેફિકર થવાનાં વચનોથી શેઠે હિમ્મતને બે હાથે પકડી. અરે હા! પણ બન્ને હાથમાં તો નાળિયેર હતું-શેઠે પગ ઉઠાવ્યો-હમ્મેશ કરતાં વધારે-અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે, પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો, પછી પૂછવું શું? તરત ફરી ગયો, મ્હોડું શેઠ તરફ કર્યું, કાન ઉંચા કર્યા. શેઠ ગભરાયા-જીવ બ્રહ્માંડની લગોલગ જઇ પહોંચ્યો. પાછળ હઠયા-હાથ છોડી જીવ બચાવવા નાળિયેર જતું કર્યું-પાછળ હઠતાં એકદમ પાઘડી ભીંતમાં અથડાઇ-ખસી-આગળ આવી-પડી ગઈ. વરરાજા તાજ નષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હ-હહકાર વ્યાપ્યો. શેઠે ઉંચું જોયું-દયાર્દ્રતાથી લોકો તરફ જોયું-તિરસ્કારથી ઘોડા તરફ જોયું-ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામે જોયું-ઠપકામાં, મિજાજમાં આકાશ તરફ-ઇશ્વર સામું જોયું. કોણ જાણે શું દેખાયું, પણ એકદમ તેમના હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો. “ એં—એં—એં. ”

લોકો બધા વીંટાઇ વળ્યા. ઘણાં ખરાંએ મ્હોડે રૂમાલ કે ખેસ દીધો, મને લાગ્યું કે તે શરમમાં હોવું જોઇએ. શેઠ કેમ રહયા તે

કોઇ સમજ્યું નહીં. શેઠે રડતે રાગે કહ્યું કે "કીલાની બા સાંભરી." પછી મહામહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબુત સાજનીઆઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. ઘોડાને દ્વેશ બુદ્ધિ થઇ હોય એમ મને લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તરવાર મૂકી.રખે ઘોડા પરથી પડી જાય–કે મ્યાનમાંથી નીકળી તરવાર વાગે–કે હાથમાંથી નાળિયેર સરી જાય એવી અનેક ફિકરમાં વરરાજા કેમે કરીને બેઠા. આખરે બૅન્ડના અવાજથી તાલબદ્ધ થઇ વરઘોડો નીકળ્યો.

આખરે અમે વહેવાઇને ઘેર આવ્યા. વહેવાઇનું ઘર જરા નીચાણમાં હતું,.એટલે ત્યાં જતા પહેલાં ઢોળાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, અને સાજનીઆઓ ગુલતાનમાં ઢોળાવ ઉતર્યા–ઉતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં કોઇ પર્વત પર ફિરસ્તો ઉભો હોય તેમ–શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઉભાં હતાં. ઘોડો બળવો કરવાની તૈયારી કરતો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવ પર મૂકી–દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો ઉભો હતો. અરે ઘોડા! જમાનાની અસર તારા પર પણ!

બે ચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય? શેઠ કહે કે ઉતરી પડું. લોકો કહે વળી એમ તે ઉતરાય? બે ત્રણ જણે લગામ ઝાલી, અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને જડાવી દીધા. ઘોડો હિમ્મત હાર્યો–બળવાનો ઇરાદો છોડયો. ત્યાગવૃત્તિથી–માર ન સહન થવાથી, તેણે ગતિ સ્વીકારી; ડગલાં લીધાં એક, બે, ત્રણ. ઉપર શેઠ ગભરાયા–ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા. ઘોડાના આગલા પગ ધ્રૂજ્યા–તેણે જોખમદારી છોડી–તેના આગલા બે પગ મરડયા–વળ્યા–અને ગુરુત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો; નીચે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટા બંધ ઉતર્યા–આખરે નીચે

અટક્યા. સ્વાર્થી સાજનીઆઓ જોઇ રહ્યા-- મદદે દોડતા પહેલાં આ દૃશ્ય ફરી નહીં જોવા મળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઉંચકયા અને હવે વહેવાઇનું ઘર આવ્યું હતું એટલે પગે જ તે ત્યાં પહોંચ્યા.

---

૫

# ભારતવાસીઓનું મનુષ્યત્વ

( બાબુ બંકીમચંદ્ર )

પુષ્પો પણ ખીલ્યાં—હસવા લાગ્યાં. તંત્રી સાહેબ ! મને એક વિચાર આવ્યો ! પણ વિચાર આવ્યો ન આવ્યો એટલામાં તો તે ખીલેલાં ફૂલને જોતાં વાર જ ભમરાનાં ઝુંડનાં ઝુંડ—હજારો પતંગીઆં, મધમાખીઓ અને બીજાં અનેક પ્રકારનાં રસશોધક રસિકોનાં ટોળેટોળાં મારા બારણા આગળ આવીને હાજર થયાં. પછી ગણુ ગણુ, ભણુ ભણુ, ઝણુ ઝણુ, ગનન ગનન કરીને તેઓ મને ત્રાસ આપવા લાગ્યાં. તેમને મેં ઘણુંયે સમજાવ્યાં કે ' સદ્‌ગૃહસ્થો ' આ સભાસ્થાન નથી, સમાજ નથી, એસોશિયેશન નથી, લીગ, સોસાયટી, કલબ એવું કાંઇ જ નથી; આ તો માત્ર કમલાકાન્તની પર્ણકુટી છે. આપને જો ગનનન ગનનન કરવું હોય તો બીજે કોઇ ઠેકાણે જાઓ. હમણાં હું કોઇ ઠરાવ પસાર કરાવવા તૈયાર નથી, માટે આપ કોઈ બીજે ઠેકાણે સિધારો; પણ એ ગણુણુણુ ભણુણુણુ કરનારા ગૃહસ્થો કોઇ રીતે જવાને કબૂલ થયા જ નહીં. ઉલટા તેઓ પુષ્પના છોડ ઉપરથી ઉડીને મારી પર્ણકુટી પર હુમલો કરવા લાગ્યા. આપને પત્ર લખવાનું કામ તો હમણાં જ શરૂ કર્યું એટલામાં તો કાજળ જેવો એક ભમરો ભૂઉંઉં કરીને

ઘરમાં દાખલ થયો, અને મારા કાન પાસે આવીને ગણુગણુવા લાગ્યો. મને તેના પર ક્રોધ આવ્યો. એટલે તે મારા કાનમાં ગણુગણુવા લાગ્યોઃ—

" હે વિપ્ર ! મારા ઉપર આટલો ગુસ્સો શા માટે ? હું શું એકલો જ ગણુગણું છું ? આ હિન્દુસ્તાનમાં જન્મીને હવે ગણુગણીએ નહીં તો બીજું કરીએ શું ? કયો હિન્દુસ્તાની ભણભણાટ નથી કરતો ? કયા હિન્દવાસીએ ભણભણાટ છોડીને બીજો ધંધો શરૂ કર્યો ? તમારામાં જેઓ રાજા મહારાજા છે અને ઑનરેબલો છે તેઓ કાઉન્સિલમાં બેસીને ગણુગણાટ નથી કરતા ? જેમને રાવ બહાદુર અથવા સર થવાની અભિલાષા છે તેઓ શું સાહેબ લોકની પાસે બેસીને ભણભણાટ નથી કરતા ? જેઓ માત્ર નોકરીની જ ઉમેદ રાખે છે તેમના ભણભણાટનો તો પાર જ નથી. હિન્દુસ્તાનના શિક્ષિતો કે જેઓ થોડાં વર્ષ સુધી અંગ્રેજી શિખ્યા છે, તેઓ તો હાથમાં સિફારસની ચિઠ્ઠીઓ લઇ દરવાજે દરવાજે ભણભણાટ કરતા ફરે છે. તેઓ મચ્છરની માફક ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં; હાલતાં ચાલતાં, રાત દહાડો, સવાર બપોર ને સાંઝ, હરઘડી ભણભણાટ જ કર્યા કરે છે. જેઓ નોકરી ન કરતાં સ્વતંત્રપણે વકીલ બારિસ્ટર તરીકે ધંધો કરે છે, તેઓ સનંદી ભણભણાટ કરે છે. સાચા જૂઠાના સાગરસંગમમાં પ્રાતઃસ્નાન કર્યા પછી જ્યાં લાકડાના અથવા સળીઆના પાંજરામાં માથે ' વીગ ' પહેરીને હાઇકોર્ટના જડ્જો, જીલ્લા જડ્જો, સબ જડ્જો, ડેપ્યુટીઓ, મુનસફો વગેરે બેઠા હોય ત્યાં જઇને ભણભણાટનો ફુવારો છોડી મૂકે છે. કેટલાક એમ સમજતા હોય છે કે ભણભણાટ કરવાથી દેશનો ઉદય થશે, તેથી તેઓ નાના મોટાને એકઠા કરીને ગણુગણુવા માંડે છે. દેશમાં દુષ્કાળ પડયો, ચાલો ભાઇ જરા ભણભણીએ. આપણા લોકોને ઘણી ઉંચી નોકરીઓ આપવામાં આવતી નથી, માટે ચાલો આપણે બધા એકઠા થઇને ગણુગણાટ કરીએ. અમુક ગૃહસ્થની મા મરી ગઇ, ચાલો ભાઇ

તેના સ્મરણાર્થે જરા ભણભણીએ. કેટલાકને તો આથી પણ સંતોષ નથી થતો. તેઓ તો કાગળ, ખડીઓ અને કલમ લઇને દર અઠવાડીએ, દર મહિને કે દરરોજ ભણભણાટ કર્યા જ કરે છે.

" હે કમલાકાન્ત ચક્રવર્તી ! હું તમને સત્ય વાત કહું છું. તમે લોકો જે ગણગણાટ ભણભણાટ કરો છો તે અમને પણ પસંદ નથી આવતો. જુઓ અમો જીવડાં છીએ તોપણ અમે માત્ર ગણગણાટ જ કરીને બેસી રહેતાં નથી. અમે મધ પ્રાપ્ત કરીએ છીએ અને અમારો ડંખ વાપરવાનો અભ્યાસ કરીએ છીએ. તમને નથી આવડતું મધ મેળવતાં કે નથી આવડતો ડંખ વાપરતાં ! ફક્ત બણબણાટ જ કરો છો ! તમને એકેય કામ કરતાં તો આવડતું જ નથી, માત્ર બાયડીઓની માફક સવારસાંઝ છેડા વાળીને રડતાં કકળતાં જ આવડે છે. હવે તમે જરા બકબકાટ અને લખાપટી છોડીને ઉપયોગી અને વ્યાવહારિક કામ કરવા માંડો તો ઠીક. તેમ કરશો તો જ તમારૂં શ્રેય થશે. મધ મેળવતાં શીખો. જરા ડંખનો ચટકો લગાવતાં શીખો. તમારી જીભ કરતાં અમારો ડંખ વિશેષ સામર્થ્ય ધરાવે છે. તમારાં વાગ્બાણથી કોઇ મરતું નથી પણ અમારા ડંખને તો તમે બધા જ હરહમ્મેશ ડરતા રહો છો. સ્વર્ગમાં જેમ ઇન્દ્રનું હથિયાર વજ્ર છે, પૃથ્વી ઉપર જેમ અંગ્રેજોનું હથિયાર તેમની તોપ છે; તેમ આકાશમાર્ગમાં અમારો ડંખ પણ એક પ્રબળ હથિયાર છે, માટે મારૂ કહેવું એમ છે કે મધ એકઠું કરતાં શીખો. કામમાં લક્ષ પરોવો અને જો તમારી જીભમાં થતી ચળને લીધે તમારૂં લક્ષ કામમાં ન જ પરોવાતું હોય તો બહેતર છે કે તમે તમારી જીભને કાપી નાંખો. તેમ કરશો તો જરૂર કામમાં ચિત્ત પરોવાશે અને ખાલી બણબણાટ કરવા ઉપરથી તમારૂં મન ઉઠી જશે. "

આટલું બોલીને ભ્રમરાજ ભૂઉંઉંઉંઉં કરીને ઉડી ગયો.

બંકીમ નિબંધાવલિ

---

૬

# નાતનો જમણવાર

( શ્રી રમણભાઇ મહીપતરામ નીલકંઠ )

ભોજનનું સ્થળ શેરીમાં ખુદ ધરતી માતા ઉપર હતું. માણસે બાંધેલાં મકાન પૃથ્વી જેટલાં પવિત્ર હોતાં નથી તે માટે રસ્તામાં જમવા બેસવાનું આર્ય ધર્મનાં શાસ્ત્રોમાં લખ્યું છે એમ ભદ્રંભદ્રે ઘણી સભાઓમાં સાબિત કર્યું હતું, અને જડવાદી સુધારાવાળાની શંકાના ઉત્તરમાં તે એ પ્રમાણ આપતા હતા કે પૃથ્વી પર ગંગા વગેરે નદીઓ વહે છે, અને ઘરમાં તેવી નદીઓ વહેતી નથી માટે પૃથ્વી વધારે પવિત્ર છે. આ આર્યસિદ્ધાન્તનો સાક્ષાત્કાર આ પ્રસંગે થઇ રહ્યો હતો. સામસામા ઘરના ખાળકુવામાંથી વહેતી અનેક ગંગાઓ ભોજનસ્થળને પવિત્ર કરી રહી હતી. ભૂદેવોની સગવડ ખાતર કેટલાક પ્રવાહ આડા લઇ જવામાં આવ્યા હતા, અને કેટલાક અટકાવવામાં આવ્યા હતા, પણ તેથી તે સ્થળે વ્યાપી રહેલી પવિત્રતા જતી રહી નહીં. એ જલપ્રવાહમાં કેટલોક મેલ હતો ખરો પણ સનતાન આર્ય ધર્મના સિદ્ધાન્ત પ્રમાણે જલ સર્વને પવિત્ર કરે છે તેથી ભોજનસ્થળની શુદ્ધતા અકલંકિત હતી. સ્થળની રમણીયતામાં જે કંઇ ન્યૂનતા હતી તે પૂરી કરવા ભૂદેવોએ ત્યાં સ્નાનવિધિનો આરંભ કર્યો. આ સ્નાનવિધિ એક સ્થળે બેસીને કે ઉભા રહીને નહીં પણ ફરતાં ફરતાં કરવામાં આવતો હતો. ભૂદેવોની પવિત્રતા જન્મથી અને જાતિથી સ્વતઃસિદ્ધ છે, જલ તેમને વધારે પવિત્ર કરી શકતું નથી, માત્ર શાસ્ત્રવિધિનું અનુસરણ કરવા સારૂ જલનો ત્વચા ઉપર સ્પર્શ થવો જોઇએ. અપોશન જેમ દેવોની આહારશક્તિના પ્રમાણમાં બહુ થોડું છતાં તેમના ઉદરનું પૂરણ કરે છે તેમ ફુંડાદિને લીધે બ્રાહ્મણોના શરીરનો વિસ્તાર ઘણો હોવા છતાં તથા તે ઉપર મેલ એકઠો થવાનાં કારણો ઘણાં છતાં ખોબાપર પાણીથી તેમની

સ્નાનક્રિયા પૂરી થાય છે. એ સિદ્ધાન્તને અનુસરી ભદ્રંભદ્રે અને ઘણા ભૂદેવોએ અકેક લોટી ભરીને પાણી લઇ પોતાના આખા શરીરને પાણી ઘસી ઘસીને ભીનું કર્યું, તથા સૂર્ય જેવું ઉજ્જ્વળ ને ચળકતું કર્યું. જે અદ્ભુત કસર આર્ય ધર્મના અનુયાયીઓને જ આવડી શકે છે તેને બળે એક હાથ પનાનાં પંચીયાં પણ તેમણે આટલા પાણીમાં ભીનાં દેખાતાં કર્યાં. પરન્તુ કેટલાક જુવાનો પાણીના વધારે શોખીન હતા, અને તેમણે ફરતાં ફરતાં ઘડા પોતાના શરીર પર ઠાલવ્યા. આથી ભોજનસ્થાનમાં નદીઓ સાથે સરોવરો અને સાગરનો પણ દેખાવ થઇ રહ્યો.

સ્નાનવિધિ થઇ રહ્યા પછી આસનની તૈયારીઓ થઇ. પતરાળાં તરે એટલું જ્યાં પાણી હતું ત્યાં સહેજ સાજ સ્વચ્છતાના ઉપાય લીધા પછી જગાની સગવડમાં કોઇ જાતની ખામી રહી નહીં પરંતુ માણસો-ની સગવડ એટલી બધી સહેલાઇથી થઈ જાય તેમ ન હોતું. ભોજન-ના મહા પ્રકરણ માટે ભૂદેવો ત્વરાથી ઠામ પસંદ કરવા લાગ્યા, અને તે રોકી લેવા લાગ્યા. આ સ્પર્ધામાં વિરોધ થવા લાગ્યો અને કલહ વધતાં વધતાં ‘ પતરાળી–પતિ ’ મહારાજાઓના ‘ ઠામરાજ્યોના ’ સીમાડાની તકરાર જંગી થઇ પડી. કલ્પવૃક્ષનાં પુષ્પ ઉછાળતા હોય તેમ પૃથ્વી પરના ભૂદેવો મુખમાંથી હુંકારા તથા અપશબ્દની પરંપરા કહાડી ચારે તરફ ફેંકવા લાગ્યા, અને નાતરૂપી આકાશ-ગંગામાં જલક્રીડા કરતા હોય તેમ ઠામે બેઠેલા તથા ઉભેલાના હાથ પગ તથા કેશ ખેંચવા લાગ્યા. જે ઠામે બેસી ગયા હતા અને ત્યાં ચોંટી રહેવા જેટલા સામર્થ્યવાળા હતા તેમને સ્થાન-ભ્રષ્ટ કરતાં ભારે યુદ્ધ ઠેર ઠેર જામ્યાં. રણભૂમિમાં ઝૂઝતા યોદ્ધા-ઓના નાદ તથા તેમને પાનો ચડાવનાર ભાટચારણોના હોકારાથી એવો શોરબકોર થઇ રહ્યો, અને શેરીઓમાંથી દોડી આવેલાં કુતરાંના અવાજ સાથે તે એવો ભળી ગયો કે લડાઇ કોના કોના વચ્ચે થાય છે, કયાં કયાં ચાલુ છે અને કયાં કયાં બંધ પડી છે તે જાણવું અશકય થઇ પડયું.

આ ઝગડામાં કંઇ પણ ભાગ ભદ્રંભદ્રે લીધો ન હતો, અને તેમણે પોતાનો ઠામ બે શૌચકૂપની વચમાં આવેલા ખૂણામાં એવો પસંદ કર્યો હતો કે કોઇ જોડે સીમાડાની તકરાર થવાનો સંભવ રહે નહીં. સ્નાન કરી ઠામે આવતાં કેટલાક અસ્નાત મનુષ્યોનો સ્પર્શ થવાથી અને કેટલાક અસ્નાત મનુષ્યોની છાયા શરીર ઉપર પડવાથી ભદ્રંભદ્રને ફરી ફરી સ્નાન કરવું પડયું. આ રીતે પુનઃ પુનઃ વિઘ્નોથી પ્રતિરોધ પામતાં છતાં અન્તે સર્વ વિઘ્ન પાર ઉતરી ઠામે આવી પહોંચતાં આસનને પાંચ સાત જલબિન્દુના પ્રોક્ષણથી પરિપૂર્ણ શુદ્ધ કર્યું, અને તે પર ઉપવિષ્ટ થયા. પરન્તુ તે જ ક્ષણે પગ તળે સૂતરનો કોરો તાંતણો આવેલો જોવામાં આવતાં તેમનાથી એકદમ સખેદ આશ્ચર્યનો ઉદ્ગાર થઇ ગયો. સ્થાનેથી ઉઠી શોક કરતા સ્નાન કરવા ગયા. અને હર્ષવાક્યો ઉચ્ચારતા શુદ્ધ થઇ પાછા આવ્યા. એક કલાકમાં સર્વ મળી અગીયાર સ્નાન કર્યા પછી ભદ્રંભદ્ર આસને સ્વસ્થ થઇ મુખ મલકાવતા બેઠા. આર્યોચિત સ્નાનશુદ્ધિના થયેલા વિજયથી અથવા ભોજન વેળાના સામીપ્યના વિચારથી અથવા એવા બીજા કોઇ કારણથી તેમનું ચિત્ત પ્રસન્ન થયેલું હશે, કારણ કે આસપાસ મચી રહેલા જંગનો જે દેખાવ નજરે પડતો હતો તે સંતોષની વૃત્તિ ઉપજાવે એવો નહોતો. આ જંગ વિશે પોતાનો અભિપ્રાય દર્શાવવાની તેમની ઇચ્છા જણાતી નહોતી. મેં ઘણા પ્રશ્ન કર્યા ત્યારે બોલ્યા,

'કેટલું ખાવું એ જ ખરેખરી ચિન્તાનો વિષય છે, ક્યાં ખાવું એ વિશે સુજ્ઞો કદી ચિન્તા કરતા નથી. ભોજન પેટમાં જાય છે, ભોજનનું સ્થાન પેટમાં જતું નથી. પેટને માત્ર ભોજનનો જ ભાર ઉંચકવો પડે છે, માટે સુજ્ઞો તે પર જ લક્ષ રાખે છે. અન્ન દેવ હોઇ દેશકાલના નિયમથી અતીત છે, માટે અન્નનું ભક્ષણ કરવામાં સુજ્ઞો દેશકાલની ગણના કરતા નથી. જ્યાં ભોજન મળે અને જ્યારે ભોજન મળે ત્યાં અને ત્યારે સુજ્ઞો આહાર

કરી લે છે. સ્થાન નહીં પણ પાચન સિદ્ધ કરવામાં સુજ્ઞોની કુશળતા છે. '

મેં કહ્યું, " મહારાજ, આપને વચ્ચે અટકાવવા એ ઉચિત નથી, પણ આ મહાન્ સિદ્ધાન્ત બરાબર સમજી લેવા જોઇએ. ' સુજ્ઞ ' એટલે સારૂં જાણનારા તેમજ સારૂં ખાનારા એવો અર્થ આપ કરો છો ? "

" જાણવું તે ખાવું છે, અને ખાવું તે જાણવું છે. જાણવાથી જ ખાઇ શકાય છે અને ખાવાથી જાણી શકાય છે. માટે અન્ન કે ધન ખાઇ શકે તે સુજ્ઞ કહેવાય છે. એ કામ કઠણ છે માટે શાસ્ત્રમાં માત્ર બ્રાહ્મણને જ જ્ઞાનનો અને ભોજનનો અધિકાર આપ્યો છે. તો પછી અમુક સ્થાને જ ભોજન કરવું એવો આગ્રહ કરવાથી એ અધિકાર ઓછો થાય છે, અને પૂરેપૂરો ભોગવી શકાતો નથી. શાસ્ત્રો સંસ્કૃતમાં હોવાથી એકલા વલ્લભરામ જ શાસ્ત્ર જાણે છે એમ તો તેમની પેઠે હું છેક નથી કહેતો, પણ હું તથા વલ્લભરામ–અને વખતે બીજા કેટલાક–સિવાય બીજા કોઇ શાસ્ત્ર જાણતા નથી એ તો સિદ્ધ છે. તેથી ગમે ત્યાં ભોજન કરવાના આ શાસ્ત્રોક્ત અધિકાર વિશે અજ્ઞાન હોવાથી સુધારાવાળા અને પાશ્ચાત્ય લોકો સ્વચ્છતા અને આરોગ્ય સાચવવાના નિયમને બહાને ભોજનસ્થાન અમુક પ્રકારનાં હોવા વિશે અને અમુક પ્રકારનાં ન હોવા વિશે ગમે તેટલો આગ્રહ કરે પણ આર્યો સ્વધર્મ છોડી કદી એવો પરધર્મ સ્વીકારશે નહીં. "

ભોજનના પદાર્થ આસન સમીપ આવી પહોંચતા જોઇ ભદ્રંભદ્ર બોલતા બંધ થઇ ગયા. આર્યોના ધર્મ બરાબર સમજાવવાનું કાર્ય એકાએક અધુરૂં મૂકી પીરસનારના ધર્મ બરાબર બજાવાય છે કે નહીં એ અવલોકન તરફ તેમણે લક્ષ પ્રેર્યું. પીરસનારના આગમનથી ભૂદેવોમાં સર્વત્ર શાન્તિ ફેલાવા માંડી

હતી અને વિગ્રહ કરતા વિપ્રો ઠામનાં સુખદુઃખ ભૂલી જઇ પરમાર્થ બુદ્ધિ ધરી ગમે તેમ કરી ભક્ષણવ્યવસ્થાને અનુકૂળ થવાય એવી રચનામાં ગોઠવાઇ ગયા. પીરસનારાને સર્વત્ર આવકાર મળ્યાથી ભદ્રંભદ્રનો વિશેષ સત્કાર કરવાનો ધર્મ તેમના ચિત્તમાં સ્ફુર્યો નહીં. તે સ્ફુરે એવી આવશ્યક્તા હતી. પરન્તુ ભાષણ કરવામાં કાલક્ષેપ કરી મુખનું ભોજનબળ ઓછું કરવું એ અનિષ્ટ હતું, તેથી ભદ્રંભદ્ર આતુર આકૃતિથી જ ચિત્તમર્મ પ્રકટ કર્યા જતા હતા. એક પીરસનાર અમારા ઠામ પાસે આવ્યા વિના ચાલ્યો જતો હતો તેથી અધીરો થઇ હું તેને બોલાવવા શબ્દોચ્ચાર કરતો હતો પણ ભદ્રંભદ્રે મને અટકાવી કહ્યું, " ઉચ્ચારેલો અર્થ તો પશુઓ પણ સમજે છે. પંડિતો વગર કહેલું કળી શકે છે, એ આર્યત્વરહસ્યનું તને કેમ વિસ્મરણ થાય છે ? "

પીરસનારને પંડિત કહી શકાય કે નહીં એ વિશે મને શક હતો, પણ એવામાં ભોજનવ્યવહાર એકાએક શરૂ થઇ ગયો અને વાદવિવાદમાં ભદ્રંભદ્રનું મન ચોંટે તેમ નહોતું. વળી, પીરસનારે પશુબુદ્ધિ અગર પંડિતબુદ્ધિ વાપરી;–ભદ્રંભદ્રના શબ્દ તેણે સાંભળ્યા, અને ઉચ્ચારેલું અગર નહીં ઉચ્ચારેલું તે સમજ્યો તથા અમારી ઇચ્છા તત્કાલ પૂર્ણ થઇ.

હર્ષપ્રાપ્તિનું પહેલું અંગ મૌન છે, અને બીજું અંગ ઉત્ક્રોશ છે. આ વાક્યનું તાત્પર્ય મારા સમજવામાં આવતું નહોતું. આ જ સાક્ષાત્કારથી મને તેનો અનુભવ થયો. ભોજન ઉપર તૂટી પડતા વિપ્રો પ્રથમ તો નિઃશબ્દ બની ગયા, અને થોડીક વાર સુધી સડકા અને સબડકા સિવાય બીજા કંઇ અવાજ સંભળાતા નહોતા. કેટલીક વારે ' મૂકજો ' ના ઉચ્ચાર કંઇ કંઇ ઉઠવા લાગ્યા, અને ધીમે ધીમે એ ઉચ્ચાર સર્વવ્યાપી થઇ ગયો. એન્જીનમાં નાંખેલા કોયલા કેટલીક વાર રહ્યા પછી

વરાળનો અવાજ જોરથી નીકળવા માંડે તે પ્રમાણે ભૂદેવોના પેટમાં મિષ્ટાન્નનો કંઈક જમાવ થયેથી સર્વત્ર વાચાલતા પ્રસરી. ‘ મૂકજો ’ ની સાથે વાનીઓનાં નામ દેવાવા લાગ્યાં. પીરસનારાને નામ દઇ સંબોધન થવા લાગ્યાં. પીરસનારા પ્રતિ સત્કારવચનો, સ્નેહવચનો અને વિજ્ઞપ્તિવચનો ઉચ્ચારાવા લાગ્યાં. પીરસનારા સમીપ આવતાં પ્રથમ અનુગ્રહ થવા માટે જમનારા વચ્ચે રકઝક થવા લાગી. એક બીજાના હક સંબંધી જમનારા ભૂદેવોમાં તકરાર થવા લાગી. પીરસનારાએ કરેલા નીવેડા વિશે અસન્તોષ અને ઉપાલંભ પ્રકટ થવા લાગ્યા. પીરસનારા પર પક્ષપાતના આરોપ થવા લાગ્યા. તુંકારા અને અપમાન વાકયો ભૂદેવોમાં પરસ્પર પ્રવર્તિત થઇ અન્તે પીરસનારા પ્રતિ ઉદ્દિષ્ટ થવા લાગ્યાં. ગાલિપ્રદાન અને ગાલિગ્રહણ પ્રચલિત થઇ રહ્યાં. પીરસનાર કુપિત થઇ જમનારાને છાંટા ઉડે એવી રીતે પ્રવાહી પદાર્થો રેડવા લાગ્યા અને સર્વ પદાર્થો થોડા પત્રાળીમાં, થોડા કાદવમાં અને થોડા જમનારાના શરીર પર પડે તેમ ફેંકવા લાગ્યા. સ્પર્શનો પ્રતિષેધ હોવાથી જમનારા ભૂદેવો પીરસનારા પર માત્ર રોડાં ફેંકી પ્રહારની ઈચ્છા તૃપ્ત કરવા લાગ્યા.

પીરસનારાના માંહોમાંહેના ઝગડા, વર્ગાવર્ગીની તકરારો, વાનીઓ પીરસવાની પસંદગી, અને અનુક્રમ વિશેના વાદવિવાદ, એક બીજાને અપાતાં ઠપકાનાં વચન, ચાલાકીની સ્પર્ધામાં કહેવાતાં તિરસ્કારવાકયો, વિજળીના તારની ગોઠવણો ન હોવાથી દૂર સંદેશા મોકલવા માટે પાડવામાં આવતી બૂમો, એ સર્વથી થતો ઘોંઘાટ વળી પૃથક્ હતો. સાગરમાં ઘણી તરફથી નદીઓ આવી મળે તેમ છૂટી છવાઇ લડાઇઓના અવાજ મહાન્ કોલાહલમાં આવી મળતા હતા. એક સ્થળે પીરસનારાને કોઇએ ‘ મહારાજ ’ કહી સંબોધન કર્યાથી ઉઠેલું યુદ્ધ મચી રહ્યું હતું. એક સ્થળે એક જમનાર પર પીરસનારે પોતાને અડકયાનો આરોપ કર્યાથી

યુદ્ધ મચી રહ્યું હતું. એક સ્થળે એક જમનારના દાદાના મામાએ પચાસ વર્ષ પર જમાડેલી નાતમાં ઓછું ઘી વાપર્યાનો આરોપ બીજા જમનારે કર્યાથી તેમનું યુદ્ધ મચી રહ્યું હતું.

શેરીમાં આવવાના જ્યાં જ્યાં માર્ગ હતા ત્યાં ત્યાં ઢેડ વાઘરી અને ભિખારીઓનાં ટોળાં ટમટમી રહ્યાં હતાં. કેટલેક ઠેકાણે નવેણમાંનાં બળતાં લાકડાં સામાં ધરીને તેમને પાછા હઠાવવામાં આવતા હતા, કેટલેક ઠેકાણે છૂટી લાકડીઓ ફેંકી તેમના હુમલા પાછા વાળવામાં આવતા હતા, અને કેટલેક ઠેકાણે માત્ર અતિશય બિભત્સ ગાલિપ્રદાનથી તેમને ધસી આવતા રોકવાનો પ્રયત્ન થતો હતો.

હું અને ભદ્રંભદ્ર આ સર્વ રમ્ય દેખાવ શાન્ત ચિત્તે જોતા હતા અને કંઇ પણ ખલેલ થવા દીધા વિના ભોજનનું કાર્ય ચલાવ્યા જતા હતા. એવામાં એક ઠેકાણે કનાત પાડી નાંખી એક અધીરી થઇ રહેલી ગાય અંદર પેઠી અને નાતની વચ્ચે દોડવા લાગી. તેને હાંકી કહાડવા પાડેલી બૂમોથી ગાય ભડકી અને પતરાળાંને તથા પતરાળાંના અધિપતિઓને ઉથલાવી પાડવા લાગી. જમવાનું મૂકી નાસી જવાનો નિષેધ હોવાથી શબ્દોચ્ચાર સિવાય ભૂદેવોને રક્ષણોપાય રહ્યા નહીં. પીરસનારામાંના ઘણા ખરા પાસેના ઓટલા પર ચડી ગયા અને બાકીના ગાયને ભડકાવી તથા દોડાવી ગમ્મત કરવા લાગ્યા.

ગૌમાતાની આ રીતે અવગણના થતી જોઇ ભદ્રંભદ્ર અપ્રસન્ન થયા. આર્યત્વનું દૃષ્ટાંત આ વખતે આપવું આવશ્યક ધારી તે ગૌમાતાની વાટ જોતા બેઠા. ગૌમાતા સમીપ આવતાં ભદ્રંભદ્રે ઠામેથી વાંકા વળી તેમનું પુછડું ઝાલ્યું અને આંખ તથા કપાળ પર તેનો સ્પર્શ કરવા પોતાનું ડોકું લાંબું કર્યું. પરન્તુ આમ કરતાં ભદ્રંભદ્ર સ્વસ્થાનેથી ખસી ગયા અને જમીન

પર કાહવમાં ઢળી પડતાં અટકવાનો પ્રયત્ન કરતાં પુછડે લટકી રહ્યા. પગ જમીનને અડકે નહીં તે સારૂ ટુંટિયું વાળી તેમણે પગ ઉંચા લઇ લીધા અને એવી સ્થિતિમાં ગૌમાતા તેમને લઇ દોડવા લાગ્યાં અને ભદ્રંભદ્ર માણસો સાથે તેમ જ ઓટલા અને ભીંત સાથે અથડાવા કુટાવા લાગ્યા. છોકરાઓ તેમના પર પત્રાળીમાંના વિવિધ પદાર્થ ફેંકવા લાગ્યા અને બીજા પુછડું મૂકી દેવાની સલાહ ઘાંટા કહાડી આપવા લાગ્યા. પણ ભદ્રંભદ્ર કશાથી ડગ્યા નહીં; પુછડે લટકતા તે આખી નાતમાં ફરી વળ્યા અને શહેરમાં બીજે પણ ફરવા નીકળી પડત, પરન્તુ ગૌમાતા લત્તા-પ્રવાહથી તેમને નીચે નાંખી દઇ ચાલ્યાં ગયાં. એકલા પડેલા ભદ્રંભદ્ર પાછા સ્વસ્થાને ગયા.

ગૌમાતા વિદાય થયા પછી ભૂદેવો પાછા ભોજનોન્મુખ થયા; પરન્તુ ગરબડાટમાં જમનારા ઉભા થઇ ગયા હતા તેથી એ પ્રશ્ન ઉઠ્યો કે સ્થાનેથી ઉઠ્યા પછી ફરી ભોજન કરવા બેસાય કે નહીં. ભોજન કરવાની ઇચ્છા સર્વની હતી, પણ, રૂઢિ વિરુદ્ધ હતી તેથી ગુંચવણ લાગી. સભા ભરાય અને લાંબા વાદવિવાદ થાય એટલો વિલંબ સહન થઇ શકે તેમ હતું નહીં. તેથી ભદ્રંભદ્રે ખાતરી કરી કે " શાસ્ત્ર પ્રતિકૂળ છે નહીં, અને હોઇ શકે નહીં. અન્ન દેવ છે, તેના સમક્ષ ઉભા રહેવાનો નિષેધ નહીં પણ વિધિ હોવો જોઇએ. વળી શાસ્ત્ર તો કામધેનુ છે. જે અને જેવા આધારની ઇચ્છા હોય તે અને તેવા આધાર શાસ્ત્રમાંથી નીકળી શકે છે. "

સર્વના ચિત્તનું સમાધાન થયું અને ભોજન વ્યાપાર પાછો પ્રવર્તિત થયો. ધીમે ધીમે પ્રથમની સ્થિતિ પાછી વ્યાપી ગઇ. ભોજનપ્રસંગનો અંત જેમ નજીક આવતો ગયો તેમ પીરસનારાની ઉતાવળ અને જમનારાની અધીરાઇ વધવા લાગ્યાં. દોડ્યા જતા પીરસનારને જમનારા ઘડી ઘડી પાછા બોલાવવા લાગ્યા, અને પીર-

સનાતન મિષ્ટ ભોજન પદાર્થો આપવાને બદલે 'આટલું તો ખાઇ જા' નો કટુ ઉપદેશ આપવા લાગ્યા. 'માબાપ, હવે તો ઉઠજો,' 'કંઇ રહેવા દેજો,' એવા ઢેડવાઘરીઓના પોકાર ઘડી ઘડી સંભળાતા હતા ... ... છેવટની વાનીઓ કેટલેક ઠેકાણે પીરસાઇ હતી, કેટલેક ઠેકાણે પીરસાતી હતી અને કેટલેક ઠેકાણે પીરસવા આવવાની બાકી હતી, એવામાં એકાએક ઢેડ-વાઘરી-ભિખારીઓ હલ્લો કરી અંદર ધસ્યા, અને નાતમાં હુલકું પડયું. જમી રહેલા અને બહુધા સન્તોષ વળે એટલું જમેલા ભૂદેવો ઉતાવળે હાથ ધોઇ ઉભા થઇ ગયા. અસન્તુષ્ટ રહેલા 'બેસજો, બેસજો' એવી અરણ્યમાં કરેલા રુદન સમાન વ્યર્થ બૂમો પાડવા લાગ્યા. ભૂદેવો તેમના પર પાણીના લોટા ઢોળવા લાગ્યા, પણ તેથી એ શત્રુઓ હઠયા નહીં. સ્પર્શ કરવાને અસમર્થ હોવાથી ભૂદેવો નિરુપાય થઇ ગયા અને નાસાનાસ ચાલી રહી. આખરે હું અને ભદ્રંભદ્ર પણ ઠામેથી ઉઠયા અને પાસેના ઓટલા પર ચડી ગયા. અમારી પત્રાળીમાંના અવશેષ બે વાઘરણો અને ત્રણ છોકરાં ઝડપથી ખાઇ જતાં હતાં તે હું વૈરાગ્ય ધરી ઉદાસીનતાથી જોઇ રહ્યો હતો. પરન્તુ ભદ્રંભદ્ર ક્રોધથી ઉશ્કેરાયા અને બોલ્યાઃ—

શૂદ્રો ! ચાંડાલો ! અધમ જનો ! આકાશમાં તપ કરતા તપસ્વી સ્વર્ગભ્રષ્ટ થઇ ખરતા તારા રૂપે નીચે પડે છે, ત્યારે જલ, સ્થલ, વાયુ, વ્યોમ, વૃક્ષ, પર્વત, પશુ, પક્ષી, મનુષ્ય, સર્વ 'શિવ' 'શિવ' વચનો કહી શોકોદ્‌ગાર કરે છે. પરન્તુ આજ અહીં ભૂદેવો ભોજનભ્રષ્ટ થઇ પલાયન કરે છે, છતાં દુષ્ટો ! તમે હર્ષથી પ્રફુલ્લ થાઓ છો તથા તેમના અધિકારનું અન્ન લૂટી લ્યો છો તે પુનર્જન્મમાં તમારી શી વલે થશે ? પુનર્જન્મમાં આ અન્ન તમારે ભૂદેવોને પાછું આપવું નહીં પડે ? તો શું કામ હમણાં તે લઇ લ્યો છો અને વ્યાજ ચડાવો છો ? પેટ ભરવાનો

મિથ્યા સન્તોષ લેવા કરતાં બ્રહ્મભોજનનું મહાપુણ્ય લેવાથી તમને શું વધારે લાભ નથી? તમે શું સુધારાવાળાના ઉપદેશથી દૂષિત થયા છો અને એમ માનો છો કે જ્ઞાતિભોજનથી વ્યર્થ ધનવ્યય થાય છે તથા ખરેખરો રુચિકર હર્ષોત્સવ થતો નથી? સુધારાવાળા અજ્ઞાન છે, પણ તમે શું સમજતા નથી કે રૂઢિયો ધનરક્ષણ માટે અથવા સુખરક્ષણ માટે નથી પણ જ્ઞાતિરક્ષણ માટે છે? તમે શું જાણતા નથી કે જ્ઞાતિભોજનના પ્રસંગમાં આહાર કરવો એ સમાન સુખ સ્વર્ગમાં પણ દુર્લભ છે? સ્વર્ગમાં ભોજન છે પણ ત્યાં જ્ઞાતિભોજન છે એનો શો પૂરાવો છે? એવં સતિ જ્ઞાતિભોજનસ્ય ખંડનં કર્તું મૂર્ખાઃ! તમે કયા શા ધારે તત્પર થયા છો? જ્ઞાતિભોજન ગંગાજલ સમાન છે, ગમે તેટલી મલિનતા અંદર ભરી હોય તોપણ જ્ઞાતિભોજન અને ગંગાજલ પવિત્ર જ રહે છે, અમૃત તુલ્ય મિષ્ટ જ રહે છે. જ્ઞાતિભોજન અને ગંગાજલ વિના જીવન સાર્થક થતું નથી. એ આર્ય સિદ્ધાન્ત શું તમારા શ્રવણપથમાં આવ્યા જ નથી? જ્ઞાતિભોજનો જમનારને ઘેર જે ઉગારો થાય છે તેથી વધારે ખર્ચ તેને પોતાને જ્ઞાતિ જમાડવી પડે છે ત્યારે થાય છે—એ સુધારાવાળાની દલીલ તમે શું સબળ માની બેઠા છો? પારકું અન્ન મફત મળે તો અમૂલ્ય છે, અને જ્ઞાતિ જમાડવા જે ધન ખરચવું પડે તે પેટમાં મફત પડેલા પારકા અન્ન આગળ કંઇ પણ ગણનાને પાત્ર નથી."

આ સર્વ ઉપદેશનો અનાદર થતો જોઇ અને અન્ન અયોગ્ય મુખમાં જતું જોઇ ભદ્રંભદ્ર ખિન્ન થયા. તેમનો ખેદ વધતો અટકાવવા હું તેમને ત્યાંથી લઇ ગયો. ચાંડાલોનો સ્પર્શ થવાની બીકથી અને માર્ગમાં પડેલા ઉચ્છિષ્ટ અન્નમાં પગ પડતા અટકાવવા સારૂ અમારે કુદકા મારવા પડતા હતા. આ ક્રિયામાં ભદ્રંભદ્ર એક બે વખત ગબડી પડયા તથા લપસી પડયા.

પરન્તુ ત્યાં પડયા ન રહેતાં ધૈર્ય રાખીને પાછા ઉભા થઇ ગયા. તેમના મનમાં ઉંડું ચિન્તન ઘોળાતું હતું. ગુલાંટ ખાવાના પ્રસંગો પૂરા થયા પછી ચાલતાં ચાલતાં તેમણે કેટલીક વારે કહ્યું, "અમ્બારામ! વિયોગનું દુઃખ અસહ્ય કહેવાય છે તે સત્ય છે. પત્રાળી–દેવીનો વિયોગ ખમવો કઠન છે. એ દેવીનો મુખોચ્છવાસગંધ–અવશિષ્ટ રહેલા અન્નની સુગંધ રૂપે ભોજનસ્થાનની સમીપના ઘર વાળાને મળશે. આપણને તો એટલું આશ્વાસન પણ નહીં મળે. આમાં કોઇ સુધારાવાળાની ઉશ્કેરણી છે એમાં સંશય નથી. પંત્રાળી–દેવીની પોતાની ઇચ્છા તો જુદા થવાની નહોતી જ. તેના આકર્ષણને લીધે જ મારે માર્ગમાં ઘડી ઘડી નમ્ર થવું પડતું હતું."

•

ભદ્રંભદ્રના મુખમાંથી પ્રેમવચનો નીકળતાં પહેલી વાર જ સાંભળ્યાં. પણ મુદિત થવાનો આ પ્રસંગ નહોતો. તેમની વિરહ-વ્યથા દુઃખજનક હતી. માત્ર કાળે કરી તેમનું ચિત્ત શાન્ત થયું. ખાધેલું અન્ન પચાવવાના પ્રયાસમાં દિવસો ચાલ્યા ગયા અને વાત વિસારે પડી.

ભદ્રંભદ્ર

# જેલમહેલ

સ્થાન—જેલખાનું

સમય—સવાર

( કેદાર અને મહેન્દ્ર )

કેદાર—તું જેલમાં કેવી રીતે આવ્યો ?

મહેન્દ્ર—ચોરી કરીને.

કેદાર—ઠીક ! પણ આટલો વિલંબ કરીને આવ્યો ?

મહેન્દ્ર—કેમ, પહેલા આવવાથી કંઇ સોઈ મળવાની હતી ?

કેદાર—વાતચીત થાત. હું આજ અહીંથી જાઉં છું.

મહેન્દ્ર—અરે ! તમારી મુદત પૂરી થઇ ગઇ ?

કેદાર—હા ! પણ તેથી શું થયું-ચાહું તો મુદત વધારી શકું. ધારી લે કે યજ્ઞેશ્વરને માર્યો—છ માસની કેદ થઇ; અત્યારે જ ઈચ્છા કરૂં તો જેલરને મારીને વર્ષ દોઢ વર્ષ વધારે રહી શકું, પણ નહીં, એક વખત અહીંથી નીકળી જવાની ઘણી જરૂર છે. ત્યાર બાદ ફરી પાછો આવીશ. કંઇ ડર નથી અહીં-ગભરાઇશ નહીં.

મહેન્દ્ર—તો જાઓ છો કેમ ?

કેદાર—એક ખાસ જરૂર છે. .... .... તું બેસ, હું હમણાં જ જાઉં છું-કંઈ ચિન્તા નથી, ભાઇ ! આ શરીર-જે સહન કરાવો તે એ સહન કરી લે છે ! પુત્રશોક પણ સહી લે છે-જેલખાનું તો એના આગળ નજીવી વાત છે. અહીં કંઇ શરમાતો નહીં-આને ઘર જ ગણજે ભાઇ !

મહેન્દ્ર—વિચિત્ર આદમી. છો !

કેદાર—અરે ભાઇ, કંઇ ચિન્તા ના કરતો. અહીં તારૂં શરીર સારૂં રહેશે. નિત્ય નિયમિત આહાર, નિયમિત પરિશ્રમ, અને ગાઢ ઉંઘ. બે વખત આવીને દરરોજ દાક્તર તને જોઇ જશે. મારી સાસરીમાં પણ મારી એટલી દરકાર નથી કરાઇ, કે જેટલી આ જેલખાનામાં કરાય છે. જો પૃથ્વી પર કયાંઇ સ્વર્ગ હોય, તો તે સ્વર્ગ આ જેલખાનું જ છે.

મહેન્દ્ર—એ કેવી રીતે, કેદાર બાબુ ?

કેદાર—કેદાર કાકા કહેતાં શું તારા ગળામાં શૂળ ઉપડે છે ? –અરે ભૂલ થઇ, કારણ શૂળ તો પેટમાં ઉપડે છે. ખેર, ગમે તેમ હોય– હવેથી જો તું મને કેદાર બાબુ કહેશે તો થપ્પડ મારી બેસીશ. કાકા કહે !

મહેન્દ્ર—ભલે એમ. પણ કાકા, તમે જેલખાનાને સ્વર્ગ કેવી રીતે કહ્યું ?

કેદાર—સ્વર્ગ નહીં હે ?–તો પછી સ્વર્ગ કેવું હોય છે ?– હું એ જાણવા માગું છું, બેટા, કે સ્વર્ગ કેવું હોય છે ? બરાબર સમયે ભોજન મળે છે–ઘેર તો એવું ભાગ્યમાં નહોતું. બે વખત દાક્તર આવે છે–મને યાદ છે; એક વાર ઘેર મને ઘણા જોરથી તાવ આવ્યો હતો, તે ત્રણ દિવસ સુધી ભયંકર રીતે ચડયો રહ્યો; સ્થિતિ બગડવા લાગી, ત્યારે કંઇ ચોથે દહાડે દાક્તર આવ્યો. ભાગ્યવશાત્ નાડીનું ઠેકાણું હતું, તેથી જીવ્યો. નહીં તો તારે આજે કાકા કહીને બોલાવવો પડત નહીં.

મહેન્દ્ર—અને ઘાણી ફેરવાની તે ?

કેદાર—એનાથી તન્દુરસ્તી ઠીક રહે છે. મેં જોયું છે કે

ઘણા લોક સવારમાં ઉઠીને ફરવા અથવા હવા ખાવા જાય છે. તેઓ શા માટે જાય છે? એટલા માટે ને કે તન્દુરસ્તી સારી રહે? એને બદલે જો તેઓ ઘડીવાર ઘાણીની ચારે બાજુ ફરે તો શરીર પણ ઠીક રહે, અને થોડુંક તેલ પણ નીકળે. કશી ફિકર કરતો નહીં, ભાઇ! જેલખાનામાંથી નીકળશે ત્યારે જોશે કે-તું ખૂબ તાતો માતો ગોળમટોળ થઈ ગયો છે!—

મહેન્દ્ર—આ આપ શું કહો છો, કેદાર બાબુ!—

કેદાર—ચૂપ! કાકા કહે—

મહેન્દ્ર—હા, હા, કાકા સાહેબ—

કેદાર—હું બહુ જ સારૂં કહું છું. તું જાતે જ જોઇ લેજે. અક્ષરે અક્ષર મેળવજે. અંગ્રેજોનું આ જેલખાનું-સ્વર્ગ જ છે.

( જેલરનો પ્રવેશ )

જેલર—કેદાર કોનું નામ છે? બહાર નીકળો.

કેદાર—તો હું જાઉં છું, ભાઇ. લગારે ફિકર કરતો ના.

( કેદાર અને જેલરનું પ્રસ્થાન )

૧

# જીવનનિર્વાણ

( શ્રીયુત નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ )

અપમાનિત, પીડિત, વૃદ્ધ જયસિંહ મૃત્યુશય્યામાં સૂતો છે, એવામાં એક દૂતે આવી સમાચાર આપ્યા કે " મહારાજ ! એક મરાઠા સેનાની આપના દર્શનને અભિલાષે આવ્યો છે, એક દિવસ આપને ચરણે બેસી આપનો ઉપદેશ સાંભળ્યો હતો, ફરી એકવાર ઉપદેશ સાંભળવા આવ્યો છે. "

રાજાએ ઉત્તર આપ્યો," એમને માનપૂર્વક લેઇ આવ. જે મહાપુરુષ આવ્યા છે, એમને હું સારી રીતે ઓળખું છું. તે ભલે આવે, એમને મેં અભયદાન આપ્યું છે. "

અનેક ક્ષણ પછી એક ગુપ્તવેશી મરાઠો એ ઘરમાં આવ્યો, રાજા તેના સામું જોયા વિના જ બોલ્યો, " મિત્રવર શિવાજી ! મૃત્યુ પહેલાં એકવાર આપનાં દર્શન કરી લીધાં, હવે જીવન ચરિતાર્થ થયું. ઉઠીને માન આપવાની હવે શકિત રહી નથી, ક્ષમા આપશો. "

શિવાજી( સજલનયને )— " પિતાજી ! જ્યારે છેલ્લી વખતે આપની પાસેથી વિદાય થઇને ગયો ત્યારે મેં નહીં માનેલું કે આપ આ અવસ્થામાં આટલા જલદી આવશો. "

જયસિંહ—" રાજન ! માનવીનો દેહ ક્ષણભંગુર છે, એમાં વિસ્મય શું ? શિવાજી, આપણે છેલ્લી વખત મળ્યા, ત્યારે આપે મોગલરાજ્યનું ગૌરવ જોયું હતું, આજ શું જુઓ છો ? "

શિવાજી—" મહારાજ એ મહારાજ્યના સ્તમ્ભ સમાન હતા; આપને જ્યારે આ અવસ્થામાં જોઉં છું, ત્યારે હવે મોગલરાજ્ય માટે કંઇ જ આશા રહેતી નથી."

જયસિંહ—" વત્સ એમ નહીં. રાજસ્થાનભૂમિ વીરપ્રસવિની છે, એક જયસિંહ મરશે તો તેનું સ્થાન બીજો જયસિંહ લેશે; જયસિંહના જેવા સો યોદ્ધાઓ હજી રાજસ્થાનમાં છે, મારા જેવા એક યોદ્ધાના મરણથી મહારાજ્યને શી હાનિ છે ? "

શિવાજી—" આપના અમંગલ કરતાં રાજ્યને બીજું શું અનિષ્ટ હોઇ શકે ? "

જયસિંહ—" શિવાજી, એક યોદ્ધો જાય, તો બીજો આવે, પણ પાપથી ક્ષય થાય તે ફરી સુધરે નહીં. મેં પહેલેથી જ કહ્યું હતું કે જ્યાં પાપ અને કપટાચાર ત્યાં નિશ્ચય અવનતિ ને મૃત્યુ. અત્યારે પ્રત્યક્ષ જુઓ."

શિવાજી—" ખરૂં છે. "

જયસિંહ—" આપને જ્યારે મેં દિલ્લી મોકલ્યા હતા, ત્યારે આપનું હૃદય પણ દિલ્લીશ્વર તરફ કંઇક આકર્ષાયું હતું; આપે સંકલ્પ કર્યો હતો, કે જ્યાં સુધી દિલ્લીશ્વર તમારા પર વિશ્વાસ રાખે, ત્યાં સુધી તેની સાથે કપટાચાર ન કરવો. આપની સાથે સદાચરણે વર્ત્યો હોત, તો દક્ષિણમાં એક પરાક્રમી બંધુ તેને પ્રાપ્ત થયો હોત, કપટાચારથી તેણે એક દુર્દમનીય શત્રુ ઉભો કર્યો છે. "

શિવાજી—" મહારાજ ! આપની બુદ્ધિ અસાધારણ ને દૂરદર્શી છે, સમસ્ત જગત્ જયસિંહને જ્ઞાની માને છે. "

જયસિંહ—" ઔરંગઝેબના પિતાના સમયમાં પણ મેં દિલ્લીનું કાર્ય કર્યું છે. વિપદમાં, યુદ્ધસમયમાં યથાશક્તિ દિલ્લી-

શ્વર પર ઉપકારો કર્યા છે, સ્વજાતિ વિજાતિનો વિચાર નથી કર્યો, જેના કાર્યનું વ્રત લીધેલું, તેનું કાર્ય યથાશક્તિ કરી આપ્યું છે. વૃદ્ધકાલમાં બાદશાહ પ્રથમ મારા પ્રત્યે સદાચરણ આચરતો, અન્ત સમયે મારૂં અપમાન કર્યું. તથાપિ ઇશ્વરેચ્છાથી મેં મારા આચરણમાં ફેર કર્યો નથી, મેં જે સમર્થ કિલ્લાઓ જીતી લીધા છે, તે ધારત તો શિવાજી વિના યુદ્ધે તમને આપી શકત; પણ એવું મેં કર્યું નથી, તેના રક્ષણની યથાશક્તિ વ્યવસ્થા કરી છે. પણ ખરેખર આ આચરણથી ઔરંગઝેબને પોતાને હાનિ છે. અમ્બરાધિપતિ જયસિંહ મૃત્યુ સુધી તેનો સહાયક અને અનુચર રહેશે, અમ્બરના હવેના રાજાઓ તેના મુખ્ય શત્રુ થશે. ”

શિવાજી—“ ખરૂં કહો છો. ઔરંગઝેબે પોતાના અસદાચરણથી અમ્બર અને મહારાષ્ટ્ર બન્નેને પોતાના શત્રુ બનાવ્યા છે. ”

જયસિંહ—“ બે ઉદાહરણ તો થયાં, મહારાષ્ટ્ર અને અમ્બર; પણ સમસ્ત ભારતની એ સ્થિતિ એણે કરી છે. શિવાજી ! ઔરંગઝેબ સમસ્ત ભારતવર્ષના અનુચરોને આમ અપમાન આપે છે, મિત્રોને શત્રુ બનાવે છે. કાશીનું મંદિર તોડી નાખી ત્યાં મસ્જિદ બનાવી છે, રાજસ્થાનમાં હિન્દુઓનું અપમાન કરે છે, સર્વ દેશોમાં હિન્દુઓ પર જજિયાવેરો નાંખે છે. ”

આંખ મીચી ઘણીક વારે જયસિંહ અતિ ગમ્ભીર શબ્દે બોલ્યો, જાણે મૃત્યુશય્યામાં મહાત્માનાં ચક્ષુ ખુલી ગયાં હોય, એ ચક્ષુ ભવિષ્ય દેખતાં હોય, તેમ રાજર્ષિ બોલવા લાગ્યો, “ શિવાજી ! હું જોઉં છું, કે એ કપટાચારથી ચારે દિશામાં યુદ્ધાનલ પ્રજળે છે, રાજસ્થાનમાં એ અગ્નિ સળગ્યો, મહારાષ્ટ્ર દેશમાં અગ્નિ સળગ્યો, પૂર્વ દિશામાં ભભુકો થયો ! ઔરંગઝેબ વિશ વર્ષ સુધી જાતે જલ સિંચે છે, પણ અગ્નિ બુઝાતો નથી. તેની તીક્ષ્ણ બુદ્ધિ, તેનું અસામાન્ય કૌશલ્ય, તેનું અસાધારણ સાહસ

વ્યર્થ ગયું; વૃદ્ધાવસ્થામાં પશ્ચાત્તાપ કરી દિલ્લીશ્વર પેલો મરણ પામે! અગ્નિ તો પ્રબળ વેગે સળગ્યા જાય છે, ચારે બાજુથી ધૂ ધૂ શબ્દ કરી અગ્નિ વધ્યા જાય છે, એ અગ્નિમાં અન્તે મોગલરાજ્ય હોમાયું, બળી ભસ્મ થઇ ગયું. ત્યાર પછી ? ત્યાર પછી મરાઠા જાતિનું નક્ષત્ર ઉન્નતિશીલ થાય છે; મરાઠાઓ ! આગળ આવો ને દિલ્લીના શૂન્ય સિંહાસન પર બેસો ! ”

* * * * *

અનેક ક્ષણ પછી મૃદુ સ્વરે જયસિંહ બોલવા લાગ્યો; “કુપ-ટાચારી પોતાને જ સજા કરે છે, सत्यमेव जयते ”

શ્વાસ રૂંધાયો, શરીરમાંથી પ્રાણ નીકળી ગયો, જગતમાંથી એક મહાત્મા ઉઠી ગયો !

જીવનસંધ્યા

---

૨

# શિવાજી અને રામદાસ

( શ્રીયુત દેસાઈભાઈ નાથાભાઈ પટેલ )

**સ્થળ સામગઢ**

**સમય:—સાયંકાળ**

શિવાજી—( સ્વગત ) “ અહા ! આ સ્થળ કેવું રમણીય છે ! સૂર્યદેવ અસ્તાચલ પર વિરાજવાની તૈયારીમાં છે; તેમનું મુખ કંઇક મ્લાન છે, તેથી જ રક્તવર્ણું છે. અહીં રહ્યે રહ્યે મને

સ્વરાજ દૃષ્ટિયે પડે છે. હું સાધારણ જાગીરદારનો પુત્ર; મને પ્રેરણા થઇ, અને મેં મહારાષ્ટ્રના ઉદ્ધારનો આરંભ કર્યો. મોગલ સમ્રાટ, તથા વિજાપુર અને ગોવલકાંડાના શાહોએ વિઘ્નો નાંખવામાં બાકી રાખી નથી. પણ, શિવબાના આ બાહુબળ આગળ તેમના જોમનો શો હિસાબ? પર્વત જેવડી વિટંબનાઓ, દુસ્તર અડચણો ને મહાન વિઘ્નો ઓળંગી આજે મહારાષ્ટ્રની સ્વતંત્રતાનો પાયો મેં મજબૂત નાંખ્યો છે. એક પછી એક મહાન ગઢ મારા પગ નીચે દબાયા છે, અને દબાતા જાય છે. રાજ્યનો વિસ્તાર પણ ઉદધિનાં મોજાંની જેમ વૃદ્ધિ પામે છે. મહાસાગરની ભરતીને અટકાવનાર કોણ છે? પણ, ભરતી પછી તો ઓટ છે. એ નિયમ જડ પ્રકૃતિનો છે, ચેતનમય માનવીને તે લાગુ ન પડે; અને શિવબા સરખા સિંહ માટે તો તે હોઇ શકે જ નહીં. હું સર્જાયો છું મહારાષ્ટ્રનો ઉદ્ધાર કરવા—ના, સમસ્ત હિન્દુ જાતિને તારવા; હિન્દુ ધર્મની સ્થાપના પુનઃ કરવા; 'ગૌબ્રાહ્મણપ્રતિપાલ' થવા. મારા સ્વામી શ્રી સમર્થ રામદાસજીની પણ એ જ આજ્ઞા છે. શિવબા, તને ધન્ય છે! તારી શકિતને ધન્ય છે!–( ગઢ પરથી કામ કરનાર કારીગરોનાં ટોળાંને જોઇને ) આ બધી પ્રજા મારી છે, હું તેમનું રક્ષણ કરૂં છું, તેમને પોષુ છું-તેમનો રક્ષક, પાલક, અને શાસક હું છું. આ ગઢ થોડા સમયમાં પૂરો બંધાઇ રહેશે એટલે તેના જેવા શત ગઢો તૈયાર કરાવીશ, મહારાષ્ટ્રને અજય્ય બનાવીશ, હિન્દુધર્મનાં મૂળ પાતાળ લગી નાંખીશ, અને પછી!–પછી અમર થઇશ."
( સ્વામી રામદાસ શિવાજી પાસે એકાએક આવે છે. )

શિવાજી ( ચરણસ્પર્શ કરી, પદધૂલિ મસ્તકપર ચઢાવી )—"મહારાજ, આજ આપનું આગમન અચાનક કેમ?"

રામદાસ—શિવબા, મારે આ તરફ થઇ દૂરના જંગલમાં જવું હતું; પરન્તુ, તને એકલો ટહેલતો જોઇ આ તરફ જ આવ્યો.

ઇચ્છા થઇ કે તું કેવો ગઢ બંધાવે છે તથા તેમાં શી શી યોજનાઓ રાખી છે તે જોઇ આવું. ”

શિવાજી—“ સ્વામિન્ આપની આજ્ઞાનુસાર એક પછી એક ગઢ બંધાતા જ જાય છે. પણ આ સામૂગઢને વધારે મજબૂત કરવાનો મેં નિશ્ચય કર્યો છેઃ આ ગઢને હું અજય્ય ગઢ બનાવીશ. આપ પણ દૂર કારીગરોનાં ટોળાં જોઇ શકશો; એ સર્વ લોક અહીં કામ કરવા આવે છે. ખરે, આવા ગઢો બંધાવીને હું રાજ્યને નિર્ભય બનાવું છું એટલું જ નહીં, પણ કલાને પોષી હજારો માણસોને પાળું છું. ”

રામદાસ—“ શિવબા, રાજા પ્રજાનો પિતા છે. તે તેનું પાલનપોષણ ન કરે તો રાજા બનવાને લાયક નથી. ખરે, હું મને ધન્ય માનું છું કે મને તારા જેવા અનુયાયીઓ મળ્યા છે. હવે ગઢની કિલ્લેબંધી વગેરે જોવાની મને ઇચ્છા છે. ”

( જોતા જોતા બન્ને ફરે છે. )

શિવાજી—“ આ કોઠાર; આ જલાશય; આ લશ્કરને રહેવાનાં મકાન; અહીં હયશાળા અને ગજશાળા; આ બજાર; અહીં પૌરજનો વાસ કરશે; આ કેન્દ્રસ્થાને કિલ્લાનો હાકેમ રહેશે; અહીં એક આશ્રમમાં પઠનપાઠનનો બંદોબસ્ત થશે; આ સ્થળે ગુપ્ત માર્ગ છે, સંકટસમયે તેનો ઉપયોગ કરી શકાશે. આપને નથી લાગતું કે આ ગઢ અજય્ય બનશે ? ”

રામદાસ—“ તને સૂર્યદેવના પ્રતાપની ખબર છે. પૃથ્વી તપ્ત કરનાર ને તેને રસ સીંચનાર એ દેવને ય મ્લાન મુખે અસ્તાચલે જવું પડે છે. ઘણાં નગરો વસ્યાં, ને ઉજ્જડ થયાં; જંગલમાં મંગલ અને મંગલમાં જંગલ થાય છે; પહાડ ત્યાં ખીણ, ખીણ ત્યાં પહાડ તથા સાગરનાં રણ ને રણના સાગર થયા છે ને

થશે; ભરતી અને ઓટ, ચડતી ને પડતી ચક્રને ક્રમે ચાલ્યા જ કરે છે. પ્રકાશ ને અંધકાર, જન્મ ને મરણ, દિવસ ને રાત સુખ ને દુ:ખ, ઊંચ ને નીચ, એમ દુનિયા દ્વન્દ્વથી ભરેલી છે. તો તારા આ ગઢને અજય્ય કેમ કહી શકાય? તારી આકૃતિ કયારે નાશ પામશે, કયારે તેનું નામનિશાને ય નહીં રહે, તેની કોને ખબર ?"

શિવાજી—"મહારાજ, ક્ષમા કરશો. મારી પાછળ શું થશે તે ન કહી શકાય. પણ, મારા બાહુબળ આગળ તો કોઇનું કંઇ નહીં ચાલે. ચડતી ને પડતી, ભરતી ને ઓટ, એ જડ પ્રકૃતિનો નિયમ છે, ચેતનનો નહીં. વળી, આપ જેવા સમર્થ મારા ગુરુ છે, તો પછી શિવબાનો ભય શેનો ?"

રામદાસ—"એ તારી અહંતા છે, પામર માનવી શું કરી શકે ? અજ્ઞતાને લીધે તારામાં કૂપમંડૂકતા આવી છે. આ ગમ્ભીર, ઉંડા, શાન્ત આકાશ તરફ નજર કર. આ અસંખ્ય તારા પ્રકાશ આપે છે તે કોના પ્રતાપથી ? આ શાન્ત રજનીમાં પૃથ્વી શાન્તિમાં વિરાજશે તે કોના પ્રતાપથી ? પુષ્પ ખીલે છે, ઋતુઓ બદલાય છે, નદીઓ વહે છે, યથા સમય યથોચિત વર્ષા થાય છે, એક કણમાંથી હજાર કણ ઉદ્ભવે છે તે કોના પ્રતાપથી? રક્ષણ ને ભક્ષણ, સૃષ્ટિ ને સંહાર, પાલન ને પ્રલય એમ રૂપાન્તરો થાય છે તે કોના પ્રતાપથી? ઉપદ્રવ, મહામારી, દુર્ભિક્ષ, ભૂકંપ, વજ્રપાત વગેરે થાય છે તે કોના પ્રતાપથી ? શું માનવી આ સર્વ કરવા સમર્થ છે? પામર માનવીની શક્તિ સંકુચિત છે; તે અલ્પજ્ઞ છે."

શિવાજી—"મહાત્મન્, અવિનય ક્ષમશો. આપના કથનથી માનવ શક્તિ પરનો મારો વિશ્વાસ જરાય ડગતો નથી. આપે પ્રકૃતિનાં કાર્ય વિશે ઘણું કહ્યું, પણ તે તો જડ પ્રકૃતિનો નિયમ

છે. સૂર્યની ગતિ, તારાનો પ્રકાશ, પુષ્પનો વિકાસ, નદીનું વહન, ઉપદ્રવ, મહામારી, દુર્ભિક્ષ એ સર્વ જડ પ્રકૃતિના નિયમ છે. માનવી ધારે તો તેને ફેરવી શકે. મહાસાગરની ગહનતાથી કોણ અજાણ્યું છે? છતાં, માણસો તેને ય કબજે કરે છે ને તેની પાસે દાસત્વ કરાવે છે. વાયુ, જલ ને અગ્નિ પાસે મનુષ્ય સેવા કરાવી શકે છે. પહાડને, પર્વતોને તોડી માનવી નગરો બાંધે છે, કિલ્લા કરે છે; સોનું, રૂપુ મેળવે છે. પૃથ્વીમાતાના ઉદરને ફાડી માણસ સર્વ સમ્પત્તિનો સંગ્રહ કરી શકે છે. મહાન્ ધન્વન્તરીઓ રાજરોગની સામે પણ થઇ શકે છે. દુર્ભિક્ષની સામે પણ માનવી લડત ચલાવી શકે છે. હા, એ વાત ખરી કે હજી સુધી માણસે જડ પ્રકૃતિ પર પૂર્ણ સત્તા મેળવી નથી, પણ માનવસભ્યતાનો ઇતિહાસ જણાવે છે કે માનવજાતિ ઉત્તરોત્તર જડપ્રકૃતિ પર વધારે ને વધારે સત્તા મેળવતી જાય છે. વિચારતાં મને લાગે છે કે માનવ શક્તિ સમય જતે પ્રકૃતિ પર ચડી બેસશે. ”

રામદાસ—“ તારી તર્કશક્તિથી હું પ્રસન્ન થયો છું. તારામાં આટલી વિચારશક્તિ છે, તેથી જ તું ઉંડું સત્ય સમજી શકશે. મેં કહ્યું તેમ કંઇ મનુષ્ય પ્રકૃતિ સાથે લડત ચલાવતો જ નથી; તેની સાથે લડવાથી સૃષ્ટિના સામંજસ્યમાં–સંગીતમાં–ખલેલ થાય, ને સૃષ્ટિ સૃષ્ટિ ન રહે. વિજ્ઞાનશાસ્ત્ર સૃષ્ટિના નિયમો સામે બંડ નથી કરતું; તે તો તેના નિયમોનું શોધન કરી તે નિયમો આપણને સમજાવે છે. વાયુ, જલ અને અગ્નિ પાસેથી ત્યારે જ કામ લઇ શકાય કે જ્યારે આપણે તેનાં સ્વરૂપને ઓળખી તે પ્રમાણે વર્તીએ. એટલું સમજવાની જરૂર છે કે વિજ્ઞાનશાસ્ત્રી પ્રકૃતિના નિયમોનો દાસ છે, અને તે તેમને બદલી શકતો નથી.

વળી, એ નિયમોનો કરનાર ને ચલાવનાર કોણ? અખિલ બ્રહ્માંડને બનાવનાર, સુવ્યવસ્થિત કરનાર, તેને નિયમન આપનાર ને તે નિયમનનું પાલન કરાવનાર કોણ? ”

( રાજા વિચારમાં પડે છે. બન્ને જણ મૂગા રહી ઘડીભર આમ તેમ આંટા મારે છે. એટલામાં સ્વામીજી એક પત્થર આગળ થોભી જાય છે. )

રામદાસ—" શિવબા, અહીં આવ. એક માણસને બોલાવી આ પત્થરના બે ભાગ કરાવ. ઘણી જ સાવચેતીથી મધ્યમાંથી તેના વિભાગ કરવાના છે. "

( શિવાજી આ આજ્ઞાથી આશ્ચર્યચકિત થાય છે. તથા આજ્ઞા પ્રમાણે પત્થરના બે ભાગ કરાવે છે. સ્વામીજી આમતેમ ફરતા હોય છે. )

શિવાજી ( એકદમ )—" મહારાજ, તાજ્જુબ ! આ શું ? પત્થરની મધ્યમાં અંજલિભર પાણી ને એક દેડકું ! ખરે, આ કેવી ઘટના ! ભગવન્, જરા અહીં આવીને જુઓ તો ? "

રામદાસ—" આમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? પ્રકૃતિના નિયમોના કરનાર, બ્રહ્માંડના રચનાર ને પાલનારની એ કૃતિ છે. શિવબા, આટલી સમ્પત્તિ, રાજ્ય અને પ્રજા જોઇને તને અહંતા આવી છે. ' મેં મહારાષ્ટ્રનો ઉદ્ધાર કર્યો છે, હું હિન્દુ ધર્મની પુનઃ સ્થાપના કરીશ, ગઢ હું બંધાવું છું, પ્રજાનું પાલન હું કરૂં છું ' એ સર્વ મિથ્યાભિમાન છે. વિચાર, આ દેડકાનું રક્ષણ તેં કર્યું છે ? એ તારા ગઢમાં-તારા રાજ્યમાં છે; તારી આ પ્રજાનું રક્ષણ તેં કર્યું છે ?—

( શિવાજી સમર્થનાં ચરણમાં ઢળી પડે છે. હૃદયકાલિમા અશ્રુથી ધોવાઇ જઇ, હૃદય વિશુદ્ધ બને છે. )

રામદાસ—

" ' કરૂં છું ને કર્યું છે મેં, જૂઠું એ અભિમાન હા;
કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં. '

કરનાર અન્ય છે. સૂત્રધાર આપણે નથી. માનવી નિમિત્ત માત્ર છે. તારો અવતાર હિન્દુ ધર્મની પુનઃ સ્થાપના કરવા માટે જ થયો છે; પણ એ સર્વ મહાન પિતાની યોજના છે. બેટા, માનવશક્તિ પરિમિત છે. પ્રભુ દરેકને કંઇ કંઇ થાપણ આપે છે, અને જેને જે મળ્યું હોય, તેનો તેની સેવામાં ખર્ચ કરવો તે જ કર્તવ્ય છે. તેનું આપેલું છે, ને તેને માટે વાપરીએ તેમાં આપણે કંઇ વધારે કરતા નથી. મારૂં કામ પૂરૂં થયું છે, હવે હું જઈશ. તને જે જે કામ સોંપાય તે તે ભક્તિ ને શ્રદ્ધાથી કરજે, જે કંઇ કરે તે કૃષ્ણાર્પણ કરજે. અહર્નિશ–તેન ત્યક્તેન ભુઞ્જીથાઃ ।

( સ્વામીજી અન્ધકારમાં અદૃશ્ય થઇ જાય છે, ને શિવાજી ધ્યાનમગ્ન રહે છે.

---

૩

# લિયોફ્રિક અને ગોડાઇવા

## સાધ્વી સ્ત્રી

( શ્રીયુત મોહનલાલ પાર્વતીશંકર દવે )

ગોડાઇવા—મારા વહાલા લિયોફ્રિક ! શહેરમાં દુષ્કાળ પડયો છે. લીસ્ટરશાયરના વિશાળ ચારામાં પણ અનાવૃષ્ટિ કેટલા દિવસો સુધી રહી હતી ! મારા પ્રિય પતિ ! મરી ગયેલા બળદને જાહેર રસ્તામાં મૂકી ચાલ્યા જવા માટે એક કરતાં વધારે ગુન્હેગારને તમે કેદમાં નાંખ્યા છે. બીજા લોક, જે ચીલામાંથી પોતાનાં

છોકરાં અને કદાચ પોતાનાં ઘરડાં માબાપ, બળદ વિનાનાં ગાડાંને ઘર તરફ ઘસડતા હતા, તે તમને આવતા જાણીને નાસી ગયા. જો કે આપણી પાસે બહાદુર ભાલાવાળા અને ચતુર ધનુર્ધારીઓ હતા તોપણ શેઠની ગરીબાઇથી રખડતા ખેતરના કૂતરા કે જે વિકરાલ પ્રાણીઓને ફાડી ખાતા હતા તેમની આગળ થઇને જવું ભયંકર અને જોખમ ભરેલું લાગતું.

લિયોફ્રિક—ને હવે, મારી વહાલી ગોડાઇવા, શું તને એવી બીક લાગે છે કે કોવેન્ટ્રીના દરવાજા આગળ આપણે પહોંચીશું ત્યાર પહેલાં આપણને કોઇ જાનવર ખાઇ જશે? અથવા તો તને આવકાર આપવા બગીચાઓમાં ગુલાબનાં ફૂલ નહીં હોય? કે પથારી અને ઓસિકાં માટે સુગન્ધી વનસ્પતિઓ નહીં હોય?

ગોડાઇવા—લિયોફ્રિક, મને એવી કંઇ બીક નથી. આ ગુલાબોનો જ મહિનો છે. મારાં શુભ લગ્ન પછી જ્યાં ત્યાં હું ગુલાબ જ જોઉં છું. એ ગુલાબો અને બીજી સુગન્ધી વનસ્પતિઓ કોણ જાણે શા કારણથી હું જ્યાં જ્યાં તેમના તરફ જોઉં ત્યાં ત્યાં જાણે તેઓ મને ઓળખતાં હોય અને મારા આવવાની આશા રાખતાં હોય તેમ મને અભિનન્દન આપતાં જણાય છે. મને તેઓ પર પ્રીતિ છે તે શું એ સમજતાં હશે?

લિયોફ્રિક—ઘેલી રે ઘેલી! પણ તારી ઇચ્છા શું છે? હું અહીં પ્રાર્થના કરવા આવ્યો નથી. છતાં, જો પ્રાર્થનાથી તને સન્તોષ થાય એમ હોય અથવા તેથી જો આ અનાવૃષ્ટિ જતી રહે એમ હોય તો હું સીધો સેઇન્ટ મિશાયેલના દેવળમાં જાઉં અને સવાર સુધી પ્રાર્થના કર્યા કરૂં.

ગોડાઇવા—લિયોફ્રિક! હું પણ એમ જ કરૂં. પણ મારા કરતાં વધારે પવિત્ર મનુષ્યની પ્રાર્થનાઓ પ્રભુએ નથી સાંભળી

એમ બન્યું છે. જે વધારે સહેલાઇથી બની શકે એમ છે, જે ઇશ્વરની માફક આપ જાતે કરી શકો એમ છે તેને માટે જો હું આપની યાચના કરૂં, તો મારા પ્રિય પતિ ! આપ મને સાંભળશો ?

લિયોક્રિક—કેમ ! શું છે ?

ગોડાઇવા—મારા પ્રેમાળ પ્રભુ ! તમે ગુસ્સે હતા તે જ વખતે જે દુર્ભાગી મનુષ્યોએ તમને કુપિત કીધા છે તેના બચાવમાં કંઇ પણ કહેવું મને ઠીક ન લાગ્યું.

લિયોક્રિક—દુર્ભાગી ! એટલું જ ?

ગોડાઇવા—તમને આવા કુપિત કીધા એટલે અંશે તેઓ દુર્ભાગી તો ખરા જ. આપણા ઉપર કેવો મન્દ વાયુ વાય છે ! સન્ધ્યા કેવી ગંભીર, સ્થિર, અને મૂગી જણાય છે ! આકાશ અને પૃથ્વી કેવાં શાન્ત લાગે છે ! શું કોઇ તેનો આનન્દ મેળવશે નહીં ? શું આપણે પણ એ આનન્દ નહીં મેળવીએ, મારા લિયોક્રિક ! સૂર્ય આથમવાની તૈયારીમાં છે, ઓ લિયોક્રિક ! તમારો ક્રોધ શમ્યા પહેલાં એ આથમે એવું થવા ન દેશો. આ મારા શબ્દો નથી. મારા કરતાં વધારે બળવાન સત્ત્વના આ શબ્દો છે. મારી અયોગ્યતાથી શું એ શબ્દોનો પ્રભાવ ઓછો ગણાશે ?

લિયોક્રિક—ગોડાઇવા ! બંડખોરોનો તું પક્ષ કરવા માગે છે ?

ગોડાઇવા—શું તેઓએ તમારી સામે બંડ ઉઠાવ્યું છે ? ખરેખર, એ વાતની તો મને ખબર જ નહીં.

લિયોક્રિક—આપણાં લગ્નની તેઓને સારી રીતે ખબર હતી, તેને અંગે થનારા ખરચો અને ઉત્સવો વિશે પણ તેઓ જાણતા હતા, અને આવા દુષ્કાળના વખતમાં મારી પોતાની જમીન એ

ખરચોને માટે બસ નથી એ પણ તેઓ સમજતા હતા, છતાં મારા પૂર્વજોએ નક્કી કરેલા કરો મને મોકલાવવામાં તેઓ ચૂકયા છે.

ગોડાઇવા—તેઓ કહે છે તે પ્રમાણે તેઓ જો ભૂખે મરતા હોય—

લિયોક્રિક—તો તેથી શું મારે પણ ભૂખે મરવું ? મારાં માણસો ગયાં તેટલું શું બસ નથી ?

ગોડાઇવા—બસ છે ! ઓ ઇશ્વર ! ઘણું છે ! ઘણું છે ! તેઓ મારી પાસેથી કદિ જાય નહીં એમ હું ઇચ્છું છું. તેઓને તમે જીવન આપો, શાન્તિ આપો, સુખ આપો, સન્તોષ આપો. તેઓમાં કેટલાક એવા છે કે જેઓએ મારા બચપણમાં મને ચૂમીઓ કરેલી અને જળસંસ્કારના ( Baptism ) પાત્ર આગળ મને આશિષો આપેલી. લિયોક્રિક ! લિયોક્રિક ! મને લાગે છે કે જે પહેલા વૃદ્ધ પુરુષને હું જોઇશ તે તેમાંનો જ કોઇ હશે; અને તે વખતે મને એણે જે આશિષ્ આપેલી અને તેના બદલામાં, અફસોસ ! તેને માટે હું જે આશિષ્ લાવું છું તેનો પણ મને વિચાર આવશે. તે વખતે મારા હૃદયમાંથી રુધિર વહેશે, મારૂં હૈયું ફાટી જશે, અને તે જોઇને એ રડશે ! વૈર લેવાને તત્પર થયેલા, પોતાના કુટુમ્બમાં મૃત્યુને પ્રવેશ કરાવતા, ક્રૂર પતિની સ્ત્રીને માટે, રંક આત્મા ! એ રડશે.

લિયોક્રિક—આપણે મોટા ઉત્સવો ઉજવવા જોઇએ.

ગોડાઇવા—અલબત.

લિયોક્રિક—ત્યારે શું ?

ગોડાઇવા—પ્રભુનાં મૂગાં પ્રાણીઓનાં મૃત્યુ પાછળનો જે કોલા-હલ તે શું ઉત્સવ કહેવાય ? ભરચક થયેલાં દિવાનખાનાં તે શું

ઉત્સવ કહેવાય ? કતલ કીધેલાં પશુઓ શું ઉત્સવ કહેવાય ? ઉન્માદ આણે એવાં ગીત અને ચકરી લાવે તેવાં નૃત્ય તે શું ઉત્સવ કહેવાય ? વિવિધ વેશધારીનાં ભાડુતી વખાણ તે શું ઉત્સવ કહેવાય ? આપણાં પોતાનાં અન્તરનો અવાજ આપણા વિશે જે કહી શકે તેના કરતાં એક ગવૈયાનો અવાજ આપણા વિશે શું વધારે સારી ચીજો કહી શકશે ? નિદ્રામાં એનો શ્વાસ શું આપણા શ્વાસને વધારે કોમળ બનાવી શકશે ? રે મારા વહાલા ! દરેક ચીજ આપણને ઉત્સવ રૂપ જ થશે. આપણી જો એમ ઇચ્છા હશે તો એમ જ થશે. બગીચાનાં સુન્દર પક્ષીઓને કલ્લોલ કરતાં જોઇને જે દિવસે હૃદયમાં આનન્દની ઊર્મિઓ ઉછળે નહીં તે દિવસ નઠારો જ સમજવો, અને એથી વધારે નઠારા દિવસો આવવાનો સંભવ પણ સમજી લેવો. લિયોક્રિક! ખરો ઉંચા પ્રકારનો ઉત્સવ તે પ્રભુના કિંકરે મનુષ્યનાં હૃદય ઉપર જ પ્રસાર્યો છે. તે આનન્દ છે, તે ઉપકારવૃત્તિ છે, તે છાતીસરસું ચાંપેલું અને દીનબન્ધુની પ્રાર્થના કરવા ફરમાવાયલું ક્ષુધાપીડિત નમાયું બાળક છે. એ ઉત્સવ આપણે ઉજવીશું. અતિથિઓ તૈયાર છે. દિવસોના દિવસો સુધી, મહિનાના મહિના સુધી, વર્ષોનાં વર્ષો સુધી એ ઉત્સવ આપણે જારી રાખીશું અને તેથી સદા સુખમાં અને સમ્પત્તિમાં રહીશું. લિયોક્રિક ! એ ઉત્સવનો અમૃતરસ ભ્રમર કે પુષ્પ કે દ્રાક્ષ લતાથી આપણને મળી શકે તે રસ કરતાં વધારે મીઠો છે. સ્વર્ગમાંથી એનું ઝરણ વહે છે; જે મનુષ્ય એ રસપ્રવાહને અહીં નિરન્તર વ્હેવડાવ્યો જાય છે તેના ઉપયોગને માટે સ્વર્ગમાં એ વહ્યાં જ કરશે.

લિયોક્રિક—તું તો ઘેલી થઇ છે.

ગોડાઇવા—ખરેખર, હું અત્યારે મારાપણું ગુમાવી બેઠી છું. કોઇ દિવ્ય શકિત, કોઇ ભલી, કોઇ પ્રેમાળ શકિત મારા શરીરને અને આત્માને અને અવાજને મૃદુતા અને પ્રેમભાવમાં પીગળાવી

દે છે. ઓ મારા પતિ ! એ શક્તિની આજ્ઞા આપણે માનવી જ જોઇએ. મારા તરફ જુઓ ! મારા તરફ જુઓ ! જમીન પરથી આપનાં મધુર નયન ઉંચાં ખસેડો ! હું યાચના કરતી અટકીશ નહીં; અટકાવવાની મારામાં હિમ્મત નથી.

લિયોફ્રિક—આપણે વિચાર કરીશું.

ગોડાઇવા—' વિચાર કરીશું ' એમ તો કહેશો જ નહીં ! આપણે ભલાઇ કરી શકીએ તેમ હોય તે વખતે શું ભલાઇ વિશે વિચાર કરવા બેસવું ? અનાથ શિશુઓને અન્ન માટે રડવા દેશો નહીં. આપણા પ્રભુની માતા તેઓનું સાંભળશે. આપણું નહીં સાંભળે, કદિ નહીં સાંભળે.

લિયોફ્રિક—પેલા બિશપ આવે છે. શહેરની દિવાલથી આપણે એકજ માઇલને છેટે છીએ. કેમ નીચે ઉતરી ? કોઇ બિશપ એટલા માનની આશા રાખી શકે નહીં. ગોડાઇવા ! લોકમાં મારી પદવી અને માન એથી ઓછાં થાય છે. અર્લ ગોડિવન એ હકીકત જાણશે. ઉઠ ! ઉઠ ! બિશપે જોયું છે. એ એનો ઘોડો આગળ જ લાવે છે. તારી પાછળ નક્કર જમીન ઉપર એના પગનો અવાજ નથી સંભળાતો ?

ગોડાઇવા—ઓ લિયોફ્રિક ! આ ઘણો ગેરવ્યાજબી કર, સખ્ત મજુરી ઉપરનો કર, સખ્ત જીવન ઉપરનો કર, તમે માફ નહીં કરો ત્યાં સુધી હું નહીં ઉઠું, કદિ નહીં ઉઠું, કદિ નહીં ઉઠું.

લિયોફ્રિક—જો પાછી ફર ! એનો હૃષ્ટપુષ્ટ ઘોડો જાણે તાલ આપતો હોય તેમ કેવો એક સરખી રીતે ધીમે ધીમે અને હાંફતો હાંફતો કૂદે છે ! બિશપનો ઘોડો આવો મજબૂત અને અલંકૃત હોય પછી લોકોને ફરિયાદ કરવાનું કારણ શું ? એમ

કરવાનો તેઓને હક શો? કંઈક ફેરફાર કરવો, ચાલતી આવેલી રૂઢિઓ નાબુદ કરવી એટલી જ ઇચ્છા! ઉઠ! ઉઠ! શરમને ખાતર ઉઠ! એ આળસુ લોકોને તો શિક્ષા જ થવી જોઇએ. બિશપ સાહેબ? મને મારી યુવાન સ્ત્રીને માટે શરમ આવે છે.

ગોડાઇવા--મારા પતિ! મારા પતિ! તમે શહેરના લોકોને માફ કરશો?

લિયોફ્રિક—આ સ્થિતિમાં તમે એને જોશો એવું હું ધારતો નહોતો. શું હું માફ કરીશ? હા, ગોડાઇવા! ઇશ્વરના સોગન ખાઇને હું કહું છું કે જ્યારે તું મહોલ્લાઓમાંથી બપોરની વખતે નગ્ન શરીરે ઘોડા પર બેસીને જઇશ ત્યારે હું એ લોકોને માફ કરીશ.

ગોડાઇવા—મારા વહાલા! મારા ક્રૂર લિયોફ્રિક! જે હૃદય તમે મને અર્પણ કર્યું હતું તે હૃદય ક્યાં છે? તે હૃદય એવું નહોતું. શું મારા હૃદયે એને કઠણ બનાવી દીધું છે?

બિશપ—અર્લ! તારી સ્ત્રીને તું શરમાવે છે. તે ફિક્કે મ્હોંએ રડે છે. લેડી ગોડાઇવા! ઇશ્વર તને શાન્તિ આપે!

ગોડાઇવા—પવિત્ર પુરુષ! તમારો ઉપકાર માનું છું. તમારા શહેરને શાન્તિ થશે ત્યારે મને પણ શાન્તિ થશે. મારા પ્રભુનાં ક્રૂર વચનો તમે સાંભળ્યાં?

બિશપ—હા, મેં સાંભળ્યાં.

ગોડાઇવા—તમે તે યાદ રાખશો? તમે તે વિરુદ્ધ પ્રાર્થના કરશો?

બિશપ—તું તે ભૂલી જઇશ, દીકરી?

ગોડાઇવા—મને ક્રોધ નથી ચડયો.

બિશપ—શાન્તિ ને શુદ્ધિની દેવી!

ગોડાઇવા—પણ એને તમારાં હૃદયમાં જ સંચી રાખજો. પ્રાર્થના અને યજ્ઞની સાથે બળીને ખપી જાય ત્યારે જ કામનો, એવા ધૂપ જેવાં એ વચનને ગણજો. એ વચન શાં હતાં ?

બિશપ—ક્રાઇસ્ટ આપણું રક્ષણ કરે! એમ કે " તું મહોલ્લાઓમાંથી બપોરની વખતે નગ્ન શરીરે ઘોડા પર બેસીને જઇશ ત્યારે હું એ લોકોને માફ કરીશ. "

ગોડાઇવા—પ્રતિજ્ઞાપૂર્વક એણે એ પ્રમાણે કહ્યું, ખરું કેની?

બિશપ—હા, એણે ઈશ્વરના સોગન ખાઇને કહ્યું.

ગોડાઇવા—મારા ત્રાતા! તેં સાંભળ્યું છે! શહેરને બચાવ!

લિયોફ્રિક—હવે આપણે ફૂર્શબંધી ઉપર આવ્યાં. આ શહેરની આસપાસનાં પરાં છે. ઉત્સવનો આપણે વિચાર કરીએ; પ્રાર્થના આપણે પછીથી કરીશું; કાલે આપણે આરામ લઇશું.

ગોડાઇવા—લિયોફ્રિક! ત્યારે કાલે કોઇ પણ ન્યાય ચૂકવાશે નહીં ?

લિયોફ્રિક—ના! આપણે મઝાહ કરીશું ?

ગોડાઇવા—સ્વર્ગના સન્તોએ મારામાં હિમ્મત અને બળ મૂકયાં છે; મારી પ્રાર્થનાઓ સંભળાઇ છે; મારા વહાલાનું હૃદય હવે કોમળ બન્યું છે.

લિયોફ્રિક ( એક બાજુએ )—હા! હા! એ લોકોને ખબર પડશે.

ગોડાઇવા—પ્રિયતમ લિચોક્રિક! મને કહો, બીજી કંઈ આશા જ નથી? બીજો કંઇ રસ્તો જ નથી?

લિચોક્રિક—મેં સોગન ખાધા છે. વળી મને લાલચોળ થવાની અને તારા તરફથી મારૂં મ્હોં ખસેડી લેવાની તેં ફરજ પાડી છે, અને એ લુચ્ચાઓએ તે જોયું છે. શહેરના અપરાધમાં એટલો ઉમેરો થયો છે.

ગોડાઇવા—લિચોક્રિક! શરમની લાલાશ મારા મુખ પર પણ આવી ગઇ હતી; છતાં હું ઉદ્ધત કે કઠણ હૃદયની થઇ નથી.

લિચોક્રિક—પણ, મારી મીઠી! તારા મુખ પર તો જરા જરામાં લાલાશ આવી જાય છે; એ તારાથી રોકી શકાતી નથી. તું આટલી ઉતાવળથી અને વગર સંભાળે ઉતરી ન પડી હત તો સારૂં થાત. તારા વાળની લટ, જો! ખસી ગઇ છે. શાબાસ! એ લટ કેવી જીન પરનાં સુનેરી કપડાં સાથે ભળી જાય છે! કેવી તે આમ ઉડી રહી છે! તું ફરે છે, હરે છે, અને શ્વાસ લે છે તેથી જાણે જગતમાં નવું ચેતન આવતું હોય એમ લાગે છે. તું જ્યાં હોય છે ત્યાં કંઇ પણ કિલ્મિષ હું જોઇ શકતો નથી, કંઇ પણ ખોટો વિચાર મારા મનમાં આવી શકતો નથી.

ગોડાઇવા—હું ઘણી ફિક્કી થઇ જઇશ, કારણ કે આજ રાત્રે હું ઉપવાસ કરીશ અને પ્રાર્થના કરીશ.

લિચોક્રિક—તું શું કહે છે તે સંભળાતું નથી. કમાન આગળ લોકોનો અવાજ એટલો બધો આવે છે!

ગોડાઇવા—( મનમાં ) ઇશ્વર તેઓને સહાય કરે! ભલા પ્રેમાળ જીવો! કાલે મારી આસપાસ તેઓ આમ વીંટળાશે નહીં એવી મને ઉમેદ છે. લિચોક્રિક! મારૂં નામ ભૂલી જવાય

અને તમારૂં જ સંભાળાય એમ બને તો કેવું સારૂં! પણ કદાચ મારા નિર્દોષપણાને લીધે હું ઠપકાપાત્ર નહીં ગણાઉં! અને એવા જ નિર્દોષ કેટલા દહેશતમાં અને દુષ્કાળમાં પીડાય છે! મારા તરફ જે નયન ઉઘડશે તે તરતનાં અશ્રુમુક્ત થયાં હશે! આવા મોટા કુટુમ્બની માતા કેટલી નાની ઉમ્મરની? મારા યૌવનથી શું મને હાનિ થશે? ઇશ્વરની કૃપાથી એ યૌવન મારામાં હિંમત આણે છે. હા! સવાર ક્યારે થશે? હા! બપોર ક્યારે જશે?

લેન્ડોરના કાલ્પનિક સંવાદો

---

૪

# દુષ્કાળમાં ખેડુતોની સ્થિતિનું ચિત્ર

( કવિ પ્રેમાનંદ )

( દશ બાર ખેડુતો સાથે ત્રણ ચાર ચોકીઆતો પ્રવેશ કરે છે. ખેડુતો આડા દોડી જાય છે તેમને, )

પેહેલો ચોકીઆત—અરે નરપશુઓ! આમ સીધા મરો નીકર મોં ભાગી જશે. ગોલાના ગધેડાની પેઠે આમથી તેમ નાસતાં શરમ નથી આવતી? પાંશરા ચાલો છો કે ચોકીઆતોને હાથરસ ઉતારવા કહું?

મુખી ખેડુત—બાળ્ય બાળ્ય, અલ્યા તારૂં મુહું. નગરપાળ દાદાએ કહ્યું સે તે ભૂલી ગિયો હઇશ. મેર મારા કોડા, જરા આંખ્ય-નીએ હરમ પડશે કેની. અલ્યા જો તો ખરો, હું અમે ચોર સઇએ? વખાના માર્યાં તો મોટા મોટા ભરામણો પણ ગમે તિમ કરેસે.

બીજો ચોકીઆત—( મુખી ખેડૂતને એક ધોલ મારે છે ) નગર રક્ષકે કહ્યું છે તેથી જ ત્યાં સુધી જીવતા જઇ શકશો. નીકર તો તમે જે કર્મ કર્યું છે તેના બદલામાં ક્યારનીએ કરણુની માળાઓ કોટમાં પડી હોત અને હાથ પગ કપાત ત્યારે ચોરી કેમ કરાય છે તે જાણવામાં આવત.

બીજો ખેડુત—બાપા, જવા ધોને હીધા ચાલીએ. આપણી દાદી હિખામણ દેતાં હતાં તે ભૂલી જિયા. તિમણે નો'તુ કહ્યું કે સોકરા, હરકારી માણુહાં એ તો આ લોકના જમડા જેવાં હમજવાં. ઇ કે' ઇમ હીંડો. પરધાન બાપો આપણુને ચ્યાં નથી જાણુતા ?

ત્રીજો ચોકીઆત—જો જીવતા જાગતા ઘેર જવું હોય તો અમે જ્યાં લઇ જઇએ ત્યાં બોલ્યા ચાલ્યા વગર ચાલો.

ત્રીજો ખેડુત—અલ્યા બિડયા હિડયા તો ની ચાલીએ. અવળી ઘાણીમાં ઘાલી પીલી નાંખો એટલે અમારે દેખવું ની ને દાઝવું ની.

ચોથો ચોકીઆત—( એવું બોલનારને ધક્કો મારી ) વગર મોતે મરવાના થયા છો ? અમારા તો હાથ હળવળી રહ્યા છે પણ શું કરીએ ?

ચોથો ખેડુત—અલ્યા તું હરકારી માંણુહ તિમાં મારે સે કે ? બારજણા સીએ તે તમારાં હથિઆરાંએ જ તમારો કુટો કરી નાંખીએ ! પણ હું કરીએ ! વખાના માર્યા સીએ. જા તારે કે'વું હોય તિને કે', નથી આવતા.

પાંચમો ચોકીઆત—અલ્યા શું તમે અમને નથી ઓળખતા ? અરે જુઓ છો શું ? મારો ધક્કા ને કરો આગળ; અને ન માને તો કાપી નાંખો માથાં. ( ત્રણ ચોકીઆતો ધક્કા મારે છે. અને એક હથિઆર ઉગામી ઉભો રહે છે. )

પાંચમો ખેડુત—ભાઇ સાહેબોને સાહેબો; ગિયા વકર કંઇ સૂટકો થવાનો સે ? એ હુકમદાર અને આપણે હુકમ વનના. ( તેનું કેંવું માની ધક્કા પાટુ ખાતા સર્વે ખેડુતો જાય છે. )

( પુરપતિપ્રસાદ પાસે ખેડુતોની વાટ જોઇ નગરરક્ષક ઉભો રહ્યો છે તે આવતા ખેડુતો તથા ચોકીઆતોને જોઇ )

નગરરક્ષક—ઠીક થયું તમે એમને લાવ્યા તે. આર્ય સચિવજી હમણાં અહીં પધારશે. એમને ઘેર જતાં અહીં આવવાનું કહ્યું છે અને રાજ્યસભા સ્થાનથી નીકળી ચૂકયા છે.

પેહેલો ચોકીઆત—આપે કહ્યું કે એમને માર્યા ઝુડયા વગર ત્યાં લઇ આવો તે એમણે સાંભળેલું હોવાથી અહીં આવતાં મોટું તોફાન મચાવ્યું અને અમને મારવા સુદ્ધાં ઉઠયા.

નગરરક્ષક—પછે કેમ થયું ?

પેહેલો ચોકીઆત—પછે તો એ જ તો; અમારી શી સત્તા છે, તે એમને જણાવી. જ્યાં ત્યાં કરી અહીં સુધી લાવ્યા.

નગરરક્ષક—અરરર ! ઘણું ખોટું કર્યું ! એમાં એક તો ગામનો મુખી છે. આવું અનુચિત કામ એ કોઇ દિવસ કરે નહીં; પણ શું કરે ? જોતજોતામાં દુકાળે સર્વ દેશ દુર્બળ કરી નાંખ્યો છે, એટલે અન્નપાણી વગર મોટા મોટા ઋષિવરો પણ ગમે તેવાં કામ કરવા લાગ્યા છે. આવા પ્રસંગ તો હમણાં ઘણા આવશે. માટે જો આમ આજ્ઞાનું ઉલ્લંઘન કરશો તો મોટામાં મોટું શાસન કરવું પડશે.

મુખી ખેડુત—નગરપાલ દાદા ! અમને એમણે બહુ માર્યા. બાપજી અમે હું કરીએ ? દૈવે દુબળા કીધા.

નગરરક્ષક—પટેલ ! હજી તો પ્રધાનજી તમને એથી એ વધારે મારવાની આજ્ઞા કરશે. રાજ્ય તરફથી જેને જેટલું જોઇએ તેટલું અન્નપાણી મળે છે, છતાં તમે શા માટે ચોરી કરી ?

પહેલો ખેડુત—પણ બાપજી, તે અમે હું જાણીએ? રાજા બાપો નથી એટલે તમે બધાય અમને મારી નાંખવાના સો.

નગરરક્ષક—અરે પટેલ! જરા ધીરા થાવ; જો તમે કંઇ વાંકું ચુકું નહીં બોલો તો તમને છોડી મૂકાવીશું. અને અન્નપાણી પણ તમારે જોઇએ તેટલું આપીશું.

બીજો ખેડુત—મેર કે મેર સાંનો રે'ને. નગરપાળ બાપો આપણું હરવે હારૂં કરહે. બાપુ! અમે કંઇએ ની બોલીએ. જેમ તમારે કરવું હોય એમ કરજો.

( કંચુકીસહ પ્રધાન અને સેનાપતિ પ્રવેશ કરે છે. )

સુષેણ—કેમ સર્વજીત! આ લોકોએ જ ચૌરકર્મ કર્યું છે કે! અરે પટેલીઆઓ! તમે કેમ આવું નીચું કામ કર્યું? દેખાવ છો તો સારા માણસ તમે! શી ચોરી કરી છે તે આ દશાને પામ્યા?

નગરરક્ષક—આર્ય, એમણે—( તેને બોલતો અટકાવી );

સુષેણ—સર્વજીત, મારો પ્રશ્ન તમારા પ્રતિ નથી. બોલો ભાઇ, તમે કેમ ચોરી કરી? રાજ્યદંડ લુચ્ચાઓ માટે છે; સારાઓ માટે નથી. બોલો તમારે એમ કેમ કરવું પડયું? ( કોઇ જવાબ દેતા નથી તેથી ) અરે કેમ બોલતા નથી? હું કહું છું કે તમારે કોઇ પણ પ્રકારનો ભય નથી. ( છતાં બોલતા નથી તેથી સેનાપતિ તેમને )

વીરકેતુ—ભાઇઓ, જે હોય તે ખરેખરૂં કહી દો. આર્ય સચીવજી તમને પૂછે છે. એ તમારૂ ભલું થાય તેમ કરશે. ( કોઇ જવાબ દેતા નથી તેથી ખીજવાઈ જઇ ) અરે ચોકીઆતો! જો એ ન બોલે તો જાઓ એમને કારાગૃહમાં પૂરી દો. ( તેથી સર્વ ખેડુતો કંપે છે અને આ પ્રમાણે બોલે છે. )

મુખી—બાપુ, અમને પૂરપાલ દાદાએ બોલવાનું ના કહ્યું સે તે કીમ બોલાય? કહ્યું સે કે જો બોલશો તો પ્રધાન બાપો મારી નાંખસે.

વીરકેતુ—શું સર્વજીત, એ સાચું કે'છે? વારૂ, એ વાતનો નિર્ણય પછીથી કરાશે; ભાઇ, બોલો તમને કોઇ મારી નહિ નાંખે. કહો તમે ચોરી શા કાજે કરી?

મુખી—ઇમાં હું પુસોસો? રાજા બાપો નાહ્રી ગયા સે, તાણુનું હરવે દેહમાં અને અંદર ( ઇન્દ્ર ) રાજાને તાં અંધેર અંધેર થી રયું સે. અમને ખાવાનું ના જડયું તાંણે અહીં આયા, અને જે ખાતાતા તીમની કનેથી ઝોંટી લઇ ખાધું. તિમાં તે અમારો હો દોહ, જે આ બધા અમને માર્ય માર્ય કરે સે? હોય, રાજા બાપા વગર આખો દેહ દખી થાયસે. કહ્યું સેકની કે " ધણી વના ઢોર હુનાં ".

સુષેણ—પટેલ! જેટલું જોઇએ તેટલું અનાજ તમારા ગામમાં ગાડાં ભરી લઇ જાવ. બીજું જોઇએ તો મંગાવી લજો. જે ભુખે મરતાં હોય તેને અન્ન આપી કુવા ખોદાવજો. અન્ન ખુટી પડે તો બીજું મંગાવજો. પણ તમે હમણાં કરી એવી લુંટફાટ કરશો નહિ.

મુખી—વારૂ બાપજી! જો ઇમ હોય તો કિના દી ઉઠયા સે કે આવું કરે?

સુષેણ—તમારી આજુબાજુના સર્વ લોકોને કે'જો કે રાજ્ય તરફથી જેટલું જોઇએ તેટલું અનાજ લઇ જવું પણ કંઇ તોફાન કરવું નહિ, કે ભૂખે મરવું નહિ.

વીરકેતુ, અનાજનાં ગાડાં ભરી દેશાવર ખાતે ફેરવવાની આજ જ આજ્ઞા કરી દો. પટેલીઆઓ, તમે આમની સાથે જાવ. તમારે જેટલું જોઇએ તેટલું અનાજ અપાવશે. ( એવે દ્વારપાલિકા પ્રવેશ કરી આ પ્રમાણે પ્રધાનજીને કહે છે. )

દ્વારપાલિકા—( નમન કરીને ) આર્યને રાજમાતા ઉતાવળે બોલાવે છે, હું રાજ્યસભામાં તથા આર્યના મંદિર સુધી આર્યને જોઈ વળી, અને પછે અહીં આવ્યાની શોધ લાગ્યાથી અહીં આવી.

સુષેણ—હા ચાલો, હું આવું છું. વીરકેતુ, આ ખેડુતોને જેટલું જોઈએ તેટલું અનાજ અપાવો; અને સર્વજીત સંબંધે શું છે તેનો તપાસ કરો. ( એમ કહી દ્વારપાલિકા સહ પ્રધાન જાય છે. )

વીરકેતુ—( ખેડુતોને ) ભાઇઓ, મારી સાથે ચાલો. ( સર્વજીતને, તમે મને થોડીવાર પછે મળજો. ( સર્વે જાય છે. )

( તપત્યાખ્યાન )

---

૫

## લવ

( શ્રીયુત મણિલાલ નભુભાઈ દ્વિવેદી )

સ્થળઃ—વાલ્મીકિના આશ્રમ પાસે

પાત્રોઃ—

લવઃ રામનો પુત્ર

ચન્દ્રકેતુઃ લક્ષ્મણનો પુત્ર

સુમન્ત્રઃ ચન્દ્રકેતુનો, દશરથના સમયનો ઘરડો સારથિ

પુરુષઃ ચન્દ્રકેતુના સૈન્યનો સૈનિક

ઋષિકુમારોઃ વાલ્મીકિ પાસે ભણતા લવના સહાધ્યાયી બ્રાહ્મણ વિદ્યાર્થીઓ

[ રામચન્દ્રજીના અશ્વમેધ યજ્ઞનો ઘોડો વાલ્મીકિ મુનિના આશ્રમ પાસે આવ્યો છે. ઘોડાની પાછળ સૈન્ય છે, અને સેનાનો અધિપતિ લક્ષ્મણનો પુત્ર ચન્દ્રકેતુ છે. સૈનિકો ઘોડાની પાછળ નીચેનો શ્લોક લલકારે છે. ]

( નેપથ્યમાં )

અનુષ્ટુપ્

અશ્વ છે, પતાકા આ, અથવા વીર્યખ્યાપના
સપ્તલોકૈકશૂરા તે દશાસ્ય-કુલ-રિપુની.

લવ ( સાંભળીને. મનમાં )-અહો! બોલ તો માથું ફેરવી નાંખે એવા છે! રે! રે! કોણ છો? શું પૃથ્વી નક્ષત્રી થઇ ગઇ છે કે આમ બોલો છો?

( નેપથ્યમાં )

અરે મહારાજના આગળ કોણ ક્ષત્રિય છે?

લવ—ધિક્કાર છે તમારા જેવા નીચ જનોને!

અનુષ્ટુપ્

હોય તો તે ભલે બેઠા, અહીં શો ભય દાખવે?
બોલાવે શું? પડી સામો પતાકા હરૂં તારી હું.

( ઋષિકુમારોને ) રે બાલકો? પથરાને કાંકરાથી મારતા મારતા એ અશ્વને હાંકી જાઓ-પેલાં રોઝ સાથે બિચારો ભલે ચરે.

( ક્રોધ અને ગર્વ ભર્યો એક પુરુષ પ્રવેશ કરે છે ).

પુરુષ—અલ્યા શું બકી ગયો? એક વખત બોલ્યો તે બોલ્યો, જો જે ફરી બોલતો. આ શસ્ત્રધારી યોદ્ધાઓ તારી દયા ખાય

એમ નથી. કુમાર ચન્દ્રકેતુ આવતા સુધીમાં આ ઝાડની ગુફા-ઓમાં થઇને આશ્રમમાં પેસી જા.

ઋષિકુમારો ( ભયભીત થઈને )—કુમાર, મુવો એ ઘોડો ! સૈનિકો શસ્ત્ર ચમકાવતા અને ડોળા કહાડતા આ તરફ આવે છે– ચાલો, ચાલો, નાસી જઈએ.

લવ ( હસતો )—વાહ રે વાહ ! શું શસ્ત્રો ચમકાવવા લાગ્યા ! જરા મારા ધનુષ્યનો પણ સ્વાદ એમને ચખાડું.

( ધનુષ્ય ચડાવતો )

( લાવણી )

ચાપ મુજ ઘરઘર ઘોર કરાલ,
રહો થઇ ચંડ પ્રચંડ વિશાળ;
પણછરૂપ જીભથી જેના અન્ત,
વીંટયા તીણા જયમ દીપે દન્ત;
કરે ઘનગર્જિત ઘરઘર ઘોષ.
ઘણુણુ ઘણુ રિપુ પર ધરતું રોષ;
વિશ્વ સર્વ સંહારવા હસતું યમમુખ યન્ત્ર,
તેમ વિશાળ કમાન ગોળ અતિ ઊંડી ઉગ્ર પ્રચંડ
ખંડવા દર્પ વીર્ય વિકરાલઃ—ચાપ મુજ૦

( સર્વ જાય છે. )

( લવની અને ચન્દ્રકેતુના સૈન્યની વચ્ચે ભારે યુદ્ધ થાય છે. ચન્દ્રકેતુનું સૈન્ય લવના મારથી ગભરાઈને નાસે છે. એટલામાં ચન્દ્રકેતુ જે વનશોભા નિહાળવા ગયો હતો તે આવી પહોંચે છે. તેથી સૈન્યને હિમ્મત આવી. એ ફરી લડે છે, પણ એક વીર સામે આખા સૈન્યને તૂટી પડતું જોઇ )

ચન્દ્રકેતુ—અરે હૃદય લાજે છે.

મન્દાક્રાન્તા

ઝાઝાઓએ ગજ હય રથે બેશી, પાળાની સામે,
પ્હેરી અંગે કવચ, ધરતા ચર્મ આ પૂજ્ય સાથે;
મોટાઓએ કુમળી વયના રમ્ય આ બાલ સામે,
બાંધી યુદ્ધે કમર સહુએ ધિક્ તમોને અમોને !

સુમન્ત્ર—ભાઇ, એ એક આટલા બધાને પણ ભારે થઇ પડયો છે.

( સૈન્યને નાસતું જોઇ )

ચન્દ્રકેતુ ( વિસ્મય, લજ્જા ને ગભરાટથી )—ધિક્કાર છે ! મારૂં સૈન્ય ચોતરફ પાછું હઠી જાય છે.

( સુમન્ત્રને એ બાલવીરનું નામ પૂછીને )

અનુષ્ટુપ્

રે રે લવ ! મહાબાહો ! સૈનિકો સાથ શું લડે ?
આ રહ્યો હું, અહીં આવો, તેજમાં તેજ છો શમે.

સુમન્ત્ર—કુમાર, જુઓ જુઓ.

( વસન્તતિલકા )

પાછો નિમન્ત્રણ તમે કર્યું તેથી આવે,
આ બાલવીર મથવી મુકી સર્વ સેના;
જેવો વળે દ્વિરદ સાથ વિહારવાથી,
ગર્વિષ્ટ સિંહશિશુ ગર્જિત મેઘનાથી.

[ ચન્દ્રકેતુ રથમાંથી ઉતરી પડે છે–કારણ કે પાળા સાથે રથમાં બેસીને યુદ્ધ કરવું એ વીર ક્ષત્રિયોનો ધર્મ નથી. ]

લવ—કુમાર ! આ વિનયની કાંઇ જરૂર નથી. રથમાં બેસીને જ લડો.

ચન્દ્રકેતુ—પણ તમે પણ રથમાં બેસો તો.

( લવને રથ આપવા સુમન્ત્રને કહે છે )

લવ—ક્ષમા કરો; તમારો રથ તે મારો જ છે, પણ અમે અરણ્યચરો તો ભોંય ઉપર જ ઠીક શોભીયે.

સુમન્ત્ર—ભાઇ, આત્મમાન અને વિનય ઉભયને યોગ્ય તમને ઠીક બોલતાં આવડે છે. જો તમારા જેવાને રાજા રામચન્દ્ર દેખે તો એમનું હૃદય સ્નેહે ગળી જાય.

લવ—આર્ય, એ રાજર્ષિ બહુ રૂડા સજ્જન છે એમ સંભળાય છે.

( લજવાતો હોય એમ )

નથી નથી અમે સાચે આવા કેતુ-પ્રતિ પક્ષના,
અધિક ગુણ એ રાજાના ને નમે નહિ કોણ વા ?
તદપિ ઉકળી વૃત્તિ મારી, તુરંગમરક્ષિની
અસહ સુણતાં વાણી ક્ષત્રી બધા તુચ્છકારતી.

ચન્દ્રકેતુ ( હસતો )—શું આપનાથી પિતાના પ્રતાપનો ઉત્કર્ષ પણ ખમાતો નથી ?

લવ—ખમાઓ કે ન ખમાઓ, પણ હું એક વખત એમ પૂછું છું કે એ રઘુરાજા નિરહંકારી છે, અને પોતે જાતે ગર્વ કરતા નથી, તથા તેમની પ્રજા પણ ગર્વ કરતી નથી, એમ અમે સાંભળીએ છીએ; ત્યારે એમના માણસો આવી રાક્ષસી વાણી કેમ બોલે છે ?

અનુષ્ટુપ

ઋષિઓ રાક્ષસી કે' છે વાણી ઉન્માદગર્વની;
મૂળ એ કલેશ સર્વેનું અલક્ષ્મી એ જ લોકની.

એમ એવી વાણીની ઋષિઓ નિન્દા કરે છે, અને તેથી ઉલટીને વખાણે છે.

શાલિની

દે છે ઇચ્છા–દૂધ, ટાળે અલક્ષ્મી;
કાપે પાપોને, જણે સત્ય કીર્તિ;
વાણી મીઠી સાચી, ('સુનૃતા') માંગલ્યમાતા
કહે ધીરા કામધેનુ વળી કહે.

ચન્દ્રકેતુ ! તું કહે છે કે શું તારાથી પિતાના પ્રતાપનો ઉત્કર્ષ પણ ખમાતો નથી તે વિશે એટલું જ પૂછવાનું કે શું ક્ષત્રિધર્મ એમના એકલામાં જ આવી રહ્યો છે?

સુમન્ત્ર—ઇક્ષ્વાકુકુલના રામચન્દ્રદેવને તું હજુ જાણતો નથી. તેથી એટલેથી જ રહેવા દે.

અનુષ્ટુપ્

સૈનિકોને મથી આપે સત્ય છે વીર્ય દાખવ્યું!
પરશુરામ દમ્યા જેણે તે શું ના ગર્વથી વદો.

લવ (હસતો)—આર્ય ! એ રાજાએ જામદગ્ન્યને નમાવ્યા તેમાં આટલી બધી બડાઇ શી? એ તો સિદ્ધ જ છે કે—

શાલિની

વાણીમાં છે વીર્ય તે બ્રાહ્મણોનું,
બાહુનું જે વીર્ય તે ક્ષત્રિયોનું;
ઝાલ્યાં શસ્ત્રો જામદગ્ન્યે દ્વિજે રે,
તેને દાબી આવડી શી સ્તુતિ છે?

ચન્દ્રકેતુ ( અકળાઈને )—આર્ય ! આર્ય ! જવાબ સવાલ બહુ થયા.

આ આજ કો નવિન છે પુરૂષાવતાર !
જેને ન શ્લાઘ્ય ભગવાન્ ભૃગુપુત્ર તે એ !
જેથી મળ્યું અભયદાન ત્રિલોક સૌને
એવાં ન જે પૂનિત તાત ચરિત જાણે ?

લવ—રઘુપતિનાં ચરિત અને મહિમા કોણ નથી જાણતું ? તમારે લડવાની ઇચ્છા છે તો આવી જાઓ.

ઉત્તરરામ ચરિત

---

ૐ

# નચિકેતા—એક આદર્શ સત્યાગ્રહી પુત્ર અને વિદ્યાર્થી

( શ્રી. ગોવર્ધનભાઇ હાથીભાઈ દેસાઈ )

પાત્રોઃ—

નચિકેતા

યમરાજ

ઉદ્દાલક—નચિકેતાના પિતા, એક ઋષિ

સોમદેવ, અંગીરા, વામન, પરશુરામ, ભરદ્વાજ — ઉદ્દાલકના શિષ્યો અને નચિકેતાના સહાધ્યાયિ બ્રહ્મચારીઓ

શાન્તનેત્ર, વિપુલનેત્ર, તીવ્રનેત્ર — યમરાજના મંત્રી

અનુચર—યમાલયમાં અનુચર

બ્રાહ્મણ

## પ્રથમ ભાગઃ દર્શન ૧ લું

( કેટલાક બાલ બ્રહ્મચારીઓ ગાતા ગાતા પ્રવેશ કરે છે. )

સોમદેવ—ભાઇ અંગીરા ! આપણો આ આશ્રમ કેવો રમણીય છે ! ત્રિભુવનપાલની ગંગાજીનો મનહર રેતાળ કિનારો અને

નિર્મળ નીર; કિનારા પરની વૃક્ષમાલા અને સુંદર કલરવ કરતાં પક્ષિગણ; અને પેલી મેર નગાધિરાજ હિમાલયનાં એક એકની પર ગોઠવાયેલાં બરફથી ઢંકાયેલાં શિખરો, આશ્રમમાંથી નીકળતો સર્વ દિશાને પવિત્ર કરતો, આકાશે પથરાતો યજ્ઞધૂમ; મુનિઓના ગિરિગુફાઓને ભરતા વેદ મંત્રોચ્ચાર; લીલાં તૃણ ચરતાં ચરતાં ઘાસના અર્ધા કોળીઆ મુખમાં રહેવા દઈને કુંજોમાંનાં કોયલ અને બુલબુલની બંસરી કર્ણ માંડી સાંભળતાં મૃગયૂથો; પ્રકૃતિ અને મનુષ્યોની આ સુરમ્ય જમાવટ કેવી આહ્લાદક લાગે છે.

અંગીરા—આપણા ગુરુપુત્ર નચિકેતાની પવિત્ર અને સુંદર મુખમુદ્રા જેવી.

વામન—ખરેખર તેવી જ. આત્માના ઓજસથી તો નચિકેતાનું મુખમંડળ પ્રાતઃકાળના બાલસૂર્ય જેવું લાગે છે. પણ આ એ પવિત્ર મૂર્તિ યજ્ઞશાળામાંથી આપણી તરફ આવે.

નચિકેતા (પ્રવેશીને કંઇક ખિન્ન વદને)—મિત્રો ! તમે જરા વહેલા નીકળી આવ્યા. હું કંઇક વિચારમાં રોકાયો. કેમ શી પ્રવૃત્તિમાં છો ?

પરશુરામ—અમે એમ વિચારતા હતા કે આપના જેવા પુત્રથી ઉદ્દાલક મુનિ કેટલા કૃતકૃતાર્થ છે ! અને હોય જ. કારણ કે એમનું પુણ્ય પણ થોડું નથી. અન્નદાનમાં તો એ પ્રસિદ્ધ છે. કોઇ પણ અતિથિ એમને ત્યાંથી ભૂખ્યો વળ્યો નથી. પણ આપ કેમ જરા દીન દેખાઓ છો ?

નચિકેતા—કંઇ સહેજ. મારા પિતાએ વિશ્વજિત્ યજ્ઞ પૂર્ણ કર્યો અને હવે સ્વર્ગફળની ઇચ્છાથી સર્વ ધન દાનમાં આપે છે. પણ ભાઇ ! એક આશ્ચર્યકારક બીના એ છે કે સારી સારી ગાયો

રહેવા દે છે અને પાણી પી કે ઘાસ ન ખાઈ શકે એવી, દુધ ન દે તેવી તથા ગર્ભિણી ન થાય એવી તદ્દન નિરુપયોગી ગાયો બ્રાહ્મણોને દક્ષિણામાં આપે છે; અને આમ **સ્વાર્થબુદ્ધિથી જે મનુષ્ય પોતાને નકામું લાગે તેનું દાન કરે અને પ્રિય વસ્તુઓ આમ સ્વાર્થબુદ્ધિથી આપે નહીં તો તે કલ્યાણ પામે નહીં.** ધર્મસંકટ એ છે કે પિતાની ભૂલ મારાથી કહી શી રીતે બતાવાય? અને જો ન બતાવું તો પિતા દુર્ગતિને પામે.

**ભરદ્વાજ** ( વિચાર કરીને )—કંઇક પરોક્ષ માર્ગ લેવાય તો સારૂ. અત્યારે ગુરુજી એકલા હશે. આપ એમની પાસે જઇ કહો કે " મને કોને આપો છો? " એ પ્રશ્નથી મુનિ આપની ઇચ્છાને કળી શકશે અને કાર્યસિદ્ધિ થશે.

**નચિકેતા**—હા, એ માર્ગ અનુકૂળ લાગે છે. તો તે પ્રમાણે કરૂં. પરિણામ પરમાત્માના હાથમાં છે. ( જાય છે. )

**સોમદેવ**—પુત્ર તો ખરેખર આવા જ હજો. પોતાને માટે સારી ગાયો પિતાએ રાખેલી છે છતાં ધર્મકાર્યથી તે કાર્ય વિરુદ્ધ હોવાથી પિતાની અધોગતિ થતાં તેમને બચાવવાની ઇચ્છાથી નચિકેતાનું હૃદય કેટલું વિહ્વલ છે? અને છતાં કેવી ગંભીર અને ધીર ગતિથી તે જાય છે. બંધુઓ! એ આવતા સુધી આપણે નદી તટે જ બેસીએ. જરૂર સારૂં ફળ આવશે.

( **નેપથ્યે**—કેટલાક બ્રાહ્મણો એક અશક્ત ગાય બેઠેલી છે તે ઉઠતી નથી તેને ઉઠાડવાનો પ્રયત્ન કરતા હોય છે, તેમાંથી એકાદ બોલે છે-ઉદ્દાલકની આવી ગાયોના દાનથી એને કયા શ્રેષ્ઠ ફળની પ્રાપ્તિ થશે? આ દાન સાત્ત્વિક તો નથી જ. )

**નચિકેતા** ( રસ્તામાં ચાલતાં સાંભળીને )—શિવ! શિવ!

## દર્શન ૨ જું

( યજ્ઞશાળા: ઉદ્દાલક એકલા બેઠા બેઠા વિચાર કરે છે. પાછળથી નચિકેતા આવે છે. )

ઉદ્દાલક—પરમાત્માએ યજ્ઞ તો પૂર્ણ કરાવ્યો. દક્ષિણા અપાઇ ચૂકી છે. પણ શિષ્યો અને નચિકેતા હાલ કયાં હશે ?

નચિકેતા (પ્રવેશ કરીને વિનયપૂર્વક પ્રણામ કરતો,)—પિતાજી ! આપનો પુત્ર નચિકેતા આપને પ્રણામ કરે છે.

ઉદ્દાલક—આવ બેટા નચિકેતા ! તારૂં કલ્યાણ થાઓ. જો ! હવે મારે આ દુનિયા પર થોડો કાળ રહેવાનું છે અને મને લાગે છે કે આ યજ્ઞથી મને સ્વર્ગપ્રાપ્તિ થશે.

નચિકેતા—પિતાજી ! એમ મા બોલો. પોતાનાંને માટે પણ દીર્ઘજીવનની ઇચ્છા કરો.

ઉદ્દાલક—જગત પર કરવાનાં કાર્યો થઇ રહ્યા પછી વહેલું કે મોડું સર્વને જવાનું છે. માત્ર સારી કે ખોટી વાસના મનુષ્ય સાથે જાય છે અને સદ્દગતિ કે દુર્ગતિ આપે છે.એટલે હવે મારો શોક શા માટે ? દેહના ધર્મો દેહને માનવા જ પડે છે. બીજું, ગૌશાળામાં જો. બધી સારી અને સુંદર ગાયો તારી છે. આ બીજા ધનભંડાર પણ તારા છે. પ્રભુએ તને સન્મતિ આપી છે અને મારાથી બને તેટલી વિદ્યા પણ પ્રાપ્ત તને કરાવી છે. પિતાથી બીજું શું થઇ શકે ? તું શ્રેયનો પંથ જો અને વિહર. એ મારી છેવટની દુવા !

નચિકેતા—બેશક ! સારી કે ખોટી ભાવના જ મનુષ્યને સ્વર્ગ કે નરક આણી આપે છે. તો મને કઇ ભાવનાથી કોને આપો છો ?

( ઉદ્દાલક ન સાંભળતા હોય તેમ આડું જોઇ રહે છે ) વહેલું કે મોડું સર્વને જવાનું છે અને પુણ્ય કે પાપ જ સાથે રહેનાર છે. તો હે પિતા ! મારો પણ મોહ શો ? મને કોને આપો છો ? ( ઉદ્દાલક શાન્ત છે. )

સ્વર્ગની કામનાવાળાએ તો પોતાનું પ્રિય સર્વસ્વ દાનમાં આપવું એમ શાસ્ત્ર કહે છે. તો હે પૂજ્ય પિતાજી ! આપને પ્રિય એવા મને કયા ઋત્વિજને દક્ષિણામાં આપો છો ?

ઉદ્દાલક ( એક બાજુ જોઇ )—મેં માનેલું કે સારી ગાયો પર મારો હક્ક છે તેથી મેં વૃદ્ધ ગાયોનું દાન કરેલું અને સારી ગાયો પુત્રની ધારીને રાખેલી. પણ પુત્ર જ મને કહેવા માગે છે કે આ કામ ખોટું કર્યું છે. એ સહન થઇ શકે તેમ નથી. ઠીક ! ( ક્રોધથી નચિકેતાને—પ્રકાશ ) હું તને જમને આપું છું. જા, તું તેને જ લાયક છે.

( નચિકેતા પિતાને પ્રણામ કરી ત્યાંથી નીકળી મિત્રો પાસે જાય છે. )

## દર્શન ૩ જું

નચિકેતા ( રસ્તામાં વિચાર કરે છે. )—અત્યાર સુધી મેં મારા પિતા અને ગુરુ ઉદ્દાલકની આજ્ઞા સિવાય પણ માત્ર તેમની ઇચ્છા સુદ્ધાંને અનુસરી સેવા ઉઠાવી છે તેથી પુત્રો અને શિષ્યોમાં હું ઉત્તમ છું. વળી એમણે કહેલી સેવા પણ ઉઠાવી છે તેથી હું મધ્યમ શિષ્ય પણ છું. કદિ એમની ઇચ્છા કે બોલ ઉથામ્યાં નથી તેથી હું કનિષ્ટ શિષ્ય કે પુત્ર તો નથી જ. તો મારા જેવા ગુણવાન્ પુત્રનો ત્યાગ અયોગ્ય અને અસહ્ય જ થઇ પડે છતાં પિતાજી મારો ત્યાગ કેમ કરે છે ?

## દર્શન ૪ થું : ગંગાતટ

( સર્વ મિત્રો નદીમાં કાંકરા નાંખવાથી થતાં વમળો અને બુદ્બુદ જોઇ આનંદમા હોય છે. )

**સોમદેવ**—ભાઇ ભરદ્વાજ! કેવું શાન્ત સ્થળ છે? કિનારાના આંબાવાડીઆમાંથી કોયલના ટહુકા ઉઠે છે અને હિમગિરિ શિખરો તેના જવાબ આપે છે તે સિવાય સર્વ શાન્ત છે. ગંગા પ્રવાહનો મંજુલ ખળખળ નાદ આ શાન્તિમાં ભંગ કરે છે એમ તો તમે ન જ માનો.

**ભરદ્વાજ**—ચંદ્રનું કલંક ચંદ્રની સુંદરતાને ઓછી કરે તો ગંગાજીનો ખળખળાટ અવાજ શાન્તિનો ભંગ કરે. એમ લાગે. પણ ભાઇ સોમદેવ! અને અંગીરા અને સર્વ બંધુઓ! મને આપણી રમત પરથી કંઇ કંઇ વિચાર આવે છે. આ જે વમળ આપણા કાકરાથી નદી જલમાં થાય છે તે કયાં સુધી જશે! અનન્ત મહાસાગરમાં પહોંચશે? આ બુદ્‌બુદ્ તો અહીં ને અહીં જ જલમાં શમાયાં. ત્યારે વમળનું શું?

**વામન**—બુદ્‌બુદ્ અને વમળ બન્ને મહાસાગરમાં પહોંચશે એમાં તમને શંકા લાગે છે? કયું સત્કાર્ય જનસમૂહમાં નથી પસરતું? અને કયો આત્મા પરમાત્માથી ભિન્ન રહી શકે છે? હિમાલયનાં શિખરોની વચમાં ગંગાજીના કોઇ ગુપ્ત હૃદમાં એકાકી ખીલતું કમળ શું પોતાની સૌરભ પ્રવાહની સાથે સાગરે નથી પહોંચાડતું?

**અંગીરા**—અને તેમજ નચિકેતાનું કાર્ય અનન્ત પરમાત્માને ચરણે ધરાશે એમજ તમારૂં કહેવું છે ની, વામન?

**પરશુરામ**—પણ આ નચિકેતા આવ્યા. એ ચિંતાતુર લાગે છે.

( નચિકેતા પ્રવેશ કરે છે. )

**ભરદ્વાજ**—કેમ ભાઇ નચિકેતા! શું પરિણામ આવ્યું?

**નચિકેતા**—ધારવા કરતાં બહુ ભિન્ન. પિતા મને યમને સોંપે છે. મને લાગે છે કે એ ક્રોધમાં બોલેલા છે. યમને ત્યાં જવામાં મને

તો કોઈ જાતની હાનિ નથી. કારણકે આ દેહ કોઈ પણ સમયે પડવાનો તો છે જ. ત્યારે પિતાના વચનને અને મારા ચારીત્રને શું કામ કલંક લગાડવું? દેહ જતાં પણ ધર્મ સાચવવો અને તેમ જો ન કરૂં તો મારી અને એમની દુર્ગતિ જ થાય. માટે મારે તો યમ પાસે જવું જ જોઇએ. પણ પિતાજીને એથી શું લાભ થવાનો હતો?

પરશુરામ—આપ કહો છો તેમ ગુરુજી જરા અકળાઈને જ બોલેલા લાગે છે. પણ આપે તો આપના પિતાનું વચન સત્ય ઠરે તેમજ વર્તવું જોઇએ. અને પૂર્વે પણ ઘણા સુપુત્રોએ પિતાનાં વચન પાળેલાં છે. આપને માટે પણ બીજી ભાવના સુદ્ધાં ન થઇ શકે.

અંગીરા—શું નચિકેતા! તમે યમને ત્યાં જશો? ત્યારે આ ભાગીરથીના કિનારા, હિમગિરિશિખરો, આંબાવાડીઓ, ઉદ્દાલક મુનિનો આશ્રમ અને હૃદય અને અમે સર્વ તેજહીન બની જઇશું. મિત્રતાની ઉષ્મા દૂર જતાં અમે સર્વ શીતલ બની ન જઇએ?

( સર્વ ભેગા મળી આંસુ સારે છે. )

ભરદ્વાજ ( ધીમેથી )—નચિકેતાના સત્કાર્યનું તેજ આપણુ સર્વને અજવાળશે અને સ્વર્ગપંથ દાખવશે.

( નચિકેતા ત્યાંથી આશ્રમ તરફ મૂગોમૂગો જાય છે. સર્વ મિત્રો એકી નજરે તેની તરફ જોઇ રહે છે અને દીન અને મૂગા બની ઉભા રહે છે.

## દર્શન ૫ મું

( આશ્રમમાં ઉદ્દાલક ચિંતાતુર થાય છે. )

ઉદ્દાલક—શિવ! શિવ! શિવ! જગતના પિતાઓ પુત્ર પાસે પોતાની ભૂલ કબુલ કરી વર્તન કરતાં કયારે શીખશે? સારી ગાયો

પુત્રની માનવામાં મેં ભૂલ કરી એ તો ચોક્કસ. પણ એ નિશ્ચયની ભૂલ છે; હેતુની નહિ. નચિકેતા તો નહિ રહી શકે. એ એવો સદ્‌ગુણી છે કે તે જરૂર મારાં જુઠાં વેણને પણ ઉપાડી લેશે.

**નચિકેતા** ( પ્રવેશીને પ્રણામ કરીને )—પિતાજી ! પૂર્વે થઇ ગએલા આપના પિતા અને પિતામહો અને બીજા શિબિ અને દશરથ વગેરેનો વિચાર કરો. તેમણે પોતાના વચનનો ભંગ કર્યો નથી. વળી, મનુષ્ય અનાજની માફક ઉત્પન્ન થાય છે અને લોપાય છે; જન્મ મરણ થયા કરે છે તો આપ મારા મરણશોકનો ત્યાગ કરી યમરાજની સમીપ મને મોકલી આપના વચનને સત્ય કરો.

## દર્શનઃ ૬ ગંગાતટ

**સોમદેવ**—પણ મિત્રો ! ઉદ્દાલક મુનિના આશ્રમ પર આ વાદળ કેવું પથરાયું છે! સૂર્યદેવ ઢંકાઇ ગયા છે અને આશ્રમનાં પક્ષીઓ વૃક્ષોની શાખામાં ભરાઇ ગયાં; સમળીની ચિસો સંભળાય છે અને પવન પણ શાન્ત થઇ ગયો. શિખરો અને નદી અને આંબાવાડીઆં સર્વ નિસ્તેજ અને નિરુત્સાહી કેમ લાગે છે ? શું મુનિનું તપ ચાલ્યું ગયું ? કે એમનાં પુણ્યે એમને ત્યજી દીધા ? વિદ્યા સહુ અવિદ્યા થઇ ગઇ શું ? પ્રકૃતિમાંથી જાણે પરમાત્મા ચાલ્યા ગયા હોય, શરીરમાંથી આત્મા વહી ગયો હોય, દીવામાંથી કે અગ્નિમાંથી પ્રકાશ લુપ્ત થયો હોય તેમ આ આશ્રમ અને એનાં વન દેખાય છે.

**પરશુરામ**—હા! સોમદેવ! એમજ છે. પણ એનું કારણ પણ સ્પષ્ટ છે. જુઓ! આ નચિકેતા પિતાનું વચન સત્ય કરવા યમમાર્ગે ચાલ્યા. શી એમની કાન્તિ! તમે કહો છો તેમ આશ્રમનું તેજ આપણને ત્યજીને યમપુરીમાં ચાલ્યું.

વામન ( નચિકેતાને ઉંચે ચઢતો જોઇને )—ધન્ય છે આવા સુપુત્રને. પોતાની પિતૃભકિતને લીધે નચિકેતા યમને ત્યાં સદેહે સીધાવ્યો.

અંગીરા—આપણે એ ગુણવાન્ મિત્રના ગુણોના સ્મરણમાં જીવવાનું રહ્યું.

ભરદ્વાજ—સર્વ સારૂ થશે. આવો, આપણે આપણા ગુરુ ઉદ્દાલકને આશ્વાસન આપીએ અને તેમની સેવામાં રોકાઇએ. નચિકેતાના એ પિતાની સેવા આપણે ભાવપૂર્વક કરવી એ હવે આપણું ધર્મકર્તવ્ય રહે છે.

## દ્વિતિય ભાગ

### દર્શન ૫: યમપુરી

શાન્તનેત્ર—સામાન્ય જીવોના આગમન કાળે યમાલય ઝળહળિત બનતું નથી. જુઓ તો ખરા ભાઈ તીવ્રનેત્ર! આ બંદીવાન જીવોનાં બંધનો તૂટી તેઓ મુક્ત બન્યા અને પીડાતા જીવોનાં દુઃખો દૂર બની તેઓ બહુ લાંબે કાળે નિદ્રાધીન થયા. સર્વ સ્થળે આનંદ આનંદ લાગે છે. કોઇ તેજસ્વી મહાત્મા આ યમપુરીને અજવાળવા પધારતા હોવા જોઇએ.

( નચિકેતા પ્રવેશ કરે છે. )

તીવ્રનેત્ર—આ આવે કોઇ સત્ત્વ મર્ત્યલોકમાંથી.

અનુચર—કોણ છો ભાઇ! કયાંથી પધારો છો? શા કારણે પધારવું થયું છે?

નચિકેતા—પરમ ધાર્મિક મારા પિતાએ પોતાનું વચન સત્ય કરવા મને યમરાજ પાસે મોકલ્યો છે તો જગતને નિયમ-

માં રાખનારી પરમ ધાર્મિક મૂર્તિ યમરાજ હાલ ક્યાં વિરાજે છે ? મને એમની પાસે લઇ જશો ?

**વિપુલનેત્ર**—હે બ્રાહ્મણ ! યમરાજ તો બીજા પ્રદેશમાં હાલ ગયા છે અને અમે એમના મંત્રીઓ છીએ. આપ અહીં વિરામો અને આ અન્નજળથી તૃપ્ત થાઓ. યમરાજ આવશે એટલે આપને મેળવીશું. ( અનુચરને ) અર્ઘ્યપાદ્ય લાવો, આ મહાત્માને સત્કારીએ.

**નચિકેતા**—મારે અન્નજળ તો યમરાજનાં દર્શન કર્યા સુધી લેવું નથી. હું મારે અહીં બારણા બહાર બેસીશ અને આપ આપનું કાર્ય મારી કશી ચિંતા સિવાય કર્યે જશો.

## દર્શન ૨

( પછી યમ ત્રણ દિવસે આવે છે તેમને મંત્રીઓ કહે છે. )

**શાન્તનેત્ર**—મહારાજ ! આપણે ત્યાં એક બ્રાહ્મણ અતિથિ ત્રણ દિવસથી પધારેલા છે અને આપને મળવાની ઇચ્છા રાખેછે. અમે એમને અન્નજળ લેવાને બહુ આગ્રહ કર્યો પણ આપના દર્શન સિવાય કંઇ લીધું નહીં. અતિથિ બ્રાહ્મણ અગ્નિ જેવા છે. તેમની અર્ઘ્ય આસન વગેરેથી શિષ્ટજનો શાન્તિ કરે છે. અતિથિ બ્રાહ્મણ કોઇ મન્દબુદ્ધિના ઘરમાં ભૂખ્યો રહે છે તો તેની આશા, પ્રતીક્ષા, દેવતાધ્યાનનું ફળ, યજ્ઞો, વાવ, કુવા વગેરે ખોદાવવાનાં ફળ, પુત્રો, પશુઓ સર્વ નાશ પામે છે. માટે આપ પણ એ બ્રાહ્મણ અતિથિ નચિકેતાની પાસે જઇ તેમની પૂજા કરો અને સાન્ત્વન કરો.

**અનુચર** ( **નચિકેતાની પાસે જઇ** )—હે બ્રાહ્મણ ! યમ-રાજ પધારે છે.

યમરાજ—(નચિકેતા પાસે જઈને તથા તેનું પાદપ્રક્ષાલન કરી અર્ઘ્ય સમર્પીને) હે બ્રાહ્મણ! અતિથિ નમસ્કાર કરવા યોગ્ય છે. આપ નમસ્કાર કરવા યોગ્ય અતિથિ વગર ખાધે પીધે ઉપવાસ કરી મારા ઘરમાં ત્રણ રાત્રિ રહ્યા માટે તે મારા દોષની નિવૃત્તિ અર્થે ત્રણ વરદાન આપને આપું છું. હે બ્રહ્મન્! આપને નમસ્કાર છે. મારૂં કલ્યાણ થાઓ.

નચિકેતા (યમને જોઈને એક બાજુ સ્વગત)—જગત્ કહે છે કે યમ તો બહુ ભયંકર છે. પણ હું જોઉં છું કે એ કેવા સૌમ્ય છે! ખરેખર! સદ્ગુણી મનુષ્યોને તો પ્રભુની આ સૌમ્ય મૂર્તિ ભયંકર નહીં પણ કરુણાળુ, નમ્ર અને પિતા તુલ્ય લાગે. પાપીઓ તરફ આ મૂર્તિ ભયંકર નહીં પણ ખેદયુક્ત અને દુઃખી વદને એમનાં પાપને જોઇ એમનું કેવી રીતે કલ્યાણ થાય તે માટે ચિંતન કરતી જ હોવી જોઇએ. જગત્ના લોક! યમથી બ્હીશો નહીં. યમ ન હોત–મૃત્યુ ન હોત–તો તમારૂં શું થાત? તમે પાપનાં કેટલાં મોટાં પોટલાં કર્યાં હોત અને તે પાપમાં ડુબી ગયા હોત? પણ હું યમરાજને ઉત્તર આપવાનું ભૂલી ગયો. એમણે ત્રણ વરદાન આપવાનાં કહ્યાં. તો હું હવે તે માગી લઉં. (યમ તરફ ફરી) કેવી એમની ક્ષમા ને દયાની મૂર્તિ છે! (યમને) યમરાજ! આપને મારા અનેક નમસ્કાર છે. આપ મને કૃપા કરીને ત્રણ વરદાન આપો છો તો તેમાંનો પહેલો વર હું આ યાચું છું.

યમરાજ—ખુશીથી માગો.

નચિકેતા—હે મૃત્યો! મારા પિતા મારા માટેની ચિંતાથી મુક્ત થાય, પ્રસન્ન મનવાળા થાય, તેમનો મારા ઉપર ક્રોધ ઉતરી જાય અને આપની પાસેથી છુટયા પછી હું જ્યારે એમની પાસે જાઉં ત્યારે હું તેમનો પુત્ર છું અને પ્રેત નથી એમ મને ઓળખે

અને મારી સાથે પહેલાંની માફક વાત કરે—ત્રણ વરમાંથી પિતા-પ્રસાદરૂપ આ પહેલો વર હું માગું છું.

યમરાજ—મારી કૃપાવડે અસણુના પુત્ર ઉદ્દાલક પ્રથમની માફક આપના પર સ્નેહ રાખતા થશે અને સુખથી રાત્રિએ નિદ્રા લેશે. મૃત્યુના મુખમાંથી આપ છુટશો ત્યારે આપના તરફ ક્રોધ રહિત દૃષ્ટિ કરશે અને આપને પુત્ર તરીકે ઓળખશે.

નચિકેતા—આપનો મહાન્ ઉપકાર થયો. મહારાજ! હવે હું બીજો વર માગું છું. સ્વર્ગલોકમાં કોઇ પણ રીતનો ભય હોતો નથી. વૃદ્ધાવસ્થા તેમજ મૃત્યુનો ભય હોતો નથી. ત્યાં રહેનાર સર્વ ક્ષુધા, તૃષા અને શોકથી રહિત હોય છે અને આનંદમાં હોઇ સ્વર્ગમાં રહેનારાં તે કર્મીઓ અમૃત્વ ભોગવે છે. હે મૃત્યો! આપ સર્વ લોકમાં પ્રસિદ્ધ મૃત્યુ છો અને સ્વર્ગની પ્રાપ્તિનું સાધન જે અગ્નિનું છે તેને આપ જાણો છો તો મને શ્રદ્ધાવાનને એ અગ્નિનું સ્વરૂપ કરો.

યમરાજ—સ્વર્ગની પ્રાપ્તિનું સાધન આપ કહો છો તેમ હું જાણું છું અને તે સાધન હું આપને કહું છું તે એકાગ્ર ચિત્તે સાંભળો. એ અગ્નિ અનન્ત લોકની પ્રાપ્તિનું સાધન છે અને વિરાટ રૂપે કરી જગતના આશ્રય રૂપ છે. તે અગ્નિ વિદ્વાનની બુદ્ધિરૂપી ગુહામાં રહેલો છે. નચિકેત! તે અગ્નિનું આપ એકાગ્ર ચિત્તે સંસારની સર્વ વાસનાઓને હાળીને અન્તરના અન્તરતમ ભાગમાં ધ્યાન ધરો અને તેના સ્વરૂપનો આપને ખ્યાલ આવી શકશે. ચિત્તના સંકલ્પો શાન્ત થવાથી પરમ જ્યોતિ જાગશે. આપને અજવાળશે અને આપ મુક્તિ પામશો.

(નચિકેતા સમજ્યા હોય તેમ થોડીવાર ધ્યાનગ્રસ્ત રહે છે. જાગે છે એટલે) હે બ્રાહ્મણ! આપની ગ્રહણ ધારણ શક્તિ જોઇ હું પ્રસન્ન થયો છું અને આ નાના પ્રકારના રંગવાળી

રત્નની માળા આપું છું તે આપ ગ્રહણ કરો. ( નચિકેતા માળા લઇને ગળામાં પહેરે છે. ) જે કોઇ પુરૂષ આ અગ્નિનું ધ્યાન ધરશે અને તેને વિચારશે અને જાણશે તે માતા પિતા અને ગુરુ પાસેથી આજ્ઞા મેળવી, યજ્ઞ, વેદાધ્યયન અને દાન કર્યા પછી શાશ્વત્ શાન્તિને પામશે. હે નચિકેત ! આ અગ્નિ હવે પછી આપના નામથી ત્રિણાચિકેતાગ્નિ કહેવાશે. હવે ત્રીજો વર માગો.

નચિકેતા—કેટલાક કહે છે કે મનુષ્યના મરણ પછી આત્માનું અસ્તિત્વ રહે છે અને કેટલાક કહે છે કે આત્મા દેહાદિથી ભિન્ન નથી રહેતો પણ દેહ સાથે જ લય પામે છે. તો એ શંકા-ગ્રસ્ત આત્મતત્ત્વને જાણું એમ કરો. આ મારો ત્રીજો વર છે.

યમરાજ—દેવોને પણ આ વિષયમાં તો શંકા જ છે તો મનુષ્યો શી રીતે તેનો નિર્ણય કરી શકે ? આત્મતત્ત્વ સહેલથી જાણી શકાય તેવું નથી. એ અતિ સૂક્ષ્મ છે. તો એ વરને માટે આપ આગ્રહ નહીં કરો અને બીજું કંઇ માગીને એ વરમાંથી મને મુક્ત કરો.

નચિકેતા—દેવોને પણ આ વિષયમાં સંશય છે એમ મેં સાંભળ્યું છે અને હે યમ ! આપ પણ એમ કહો છો કે આત્મતત્ત્વ સુવિજ્ઞેય નથી. છતાં આપના વગર બીજો કોઇ ઉપદેશ કરનાર મને મળે તેમ નથી અને આ વર જેવો બીજો વર પણ નથી. માટે આપ એ જ આત્મતત્ત્વને વરરૂપે કહો.

યમરાજ—હે નચિકેત ! મેં કહેલું જ છે કે દેવોને પણ આ વિષય સહેલો નથી. માટે તેને માટે આગ્રહ છોડીને ઘણા હાથી, ગાયો, અશ્વો, સોનું, દ્રવ્ય ભંડાર, પૃથ્વીનું સામ્રાજ્ય, દીર્ઘાયુષી પુત્ર પૌત્રાદિક માગો. મર્ત્યલોક વિષે દુર્લભ કામનાઓ

હશે તે પણ હું પૂરીશ. માટે તે માગો પણ આ વર તો ન જ માગશો.

**નચિકેતા**—હે મહારાજ! આ સર્વ ભોગો આવતી કાલે નાશ પામે તેવા છે. કોઇ પણ મનુષ્ય દ્રવ્યથી અને તેથી મળતા પદાર્થોથી તૃપ્તિ પામ્યો સાંભળ્યો નથી. ઉલટું, દ્રવ્યાદિક તો મતિને ફેરવે નહીં અને પરાર્થે વપરાય તો જ સારાં છે; નહીં તો સદ્ગતિથી દૂર લઇ જઈ અંધારામાં નાંખનાર છે. સ્વર્ગનો પંથ તેથી મળે તેમ નથી.

**યમરાજ**—સ્વર્ગ લોકના જે જે ભોગો જોઇએ તે તે માગો. આ સ્વર્ગની સુંદરીઓ રથ અને વાદિત્રો લઇ આપની આગળ હાજર છે, તેમની સેવા અંગીકાર કરો.

**નચિકેતા**—રથ વગેરે આપને જ મુબારક હો. નૃત્યગાન પણ આપને જ મુબારક હો. આ સર્વ સ્વર્ગસુખ અને ભોગો તો ઇંદ્રિયોના અને આત્માના તેજને હરણ કરે તેવા છે અને આયુ-ષ્યને ક્ષીણ કરનાર છે.

યમરાજ—ત્યારે હે **નચિકેત**! એ સર્વ ભોગ ઉપરાન્ત દીર્ઘાયુષી આપને બનાવું તો કેમ? આપને જોઇએ તેટલું લાંબુ આયુષ્ય માગો. ટૂંકામાં, આપને બીજું જે કંઇ જોઇએ તે માગો પણ આ આત્મતત્ત્વ સંબંધી વરમાંથી તો મને મુક્ત જ કરશો.

નચિકેતા—બ્રહ્માનું આયુષ્ય પણ આ આત્મતત્ત્વના જ્ઞાન સિવાય અતિ તુચ્છ છે. મનુષ્યો સંસારનાં સુખમાં મચ્યા રહી લાંબું આયુષ્ય ભોગવે તેથી શું સાર્થક? **જીવવું કેવી રીતે તે જે જાણે છે તેને જીવવાનો હક્ક છે અને તે જ જીવે છે. પછી તેનું આયુષ્ય ટૂંકું હો કે લાંબુ હો.** પણ તેવા પુણ્યા-ત્માના પુણ્યને લીધે જ જગત્ ટકી રહે છે. બાકી હજારો

મનુષ્યો જન્મે છે, જીવે છે અને મરે છે પણ સદ્ગતિ શું તે નહીં જાણવાથી સદાચરણી બનતા નથી અને તેથી જીવતા પણ નથી. મજુરી કરી આખો દિવસ ગડમથલ કરી પેટ ભરી સૂવું એ તો પશુઓ પણ કરે છે, તો પશુમાં અને માનવીમાં ફેર શો ? હે યમરાજ ! દીન ન બનો. ચિરજીવન તો આપનો શિષ્ય થયો છું એટલે આપની દયાથી પામીશ જ. મને મૃત્યુનો ડર નથી. પણ ઉત્તમ ફળને જાણવા છતાં અનિત્ય વરની માગણી કોણ કરે ? વર તો આત્મજ્ઞાન રૂપ જ હું પસંદ કરૂં છું. આપ કૃપા કરી દીનતા છોડી મને તે આપો.

યમરાજ––( સ્વગત ) શી આની દૃઢતા ! ( પ્રકાશ ) હે નચિકેત ! ધન્ય છે તને ! અને મને પણ ધન્ય છે કે તારા જેવો શિષ્ય મેળવવા હું ભાગ્યશાળી થયો. તું ખરેખર ! તારા આત્માના શ્રેયને જ ચહાનાર છે અને પ્રિય વસ્તુઓના ભોગને નહીં. હજારો પશુઓ, રથો હાથી, ઘોડા, સ્ત્રીઓ, પૃથ્વીનું રાજ્ય અને દીર્ઘાયુષ્ય સરખાં તારા મનને શ્રેયમાર્ગથી દૂર ન કરી શકયાં માટે આત્મજ્ઞાનને લાયક તું જ છે. આ દુનિયામાં કેટલા થોડા આ જ્ઞાનને માટે જીજ્ઞાસુ હોય છે ! ખરે લગભગ કોઇ નહીં. મારી તો એવી ઇચ્છા હોય છે કે મારાં સંતાનો પ્રિય વસ્તુઓના અતિશય ભોગથી થતા કલેશ કંકાસ સર્વ ત્યજીને એ વસ્તુઓમાં રહ્યા છતાં, એને ભોગવવા છતાં, એથી વિરકત રહીને પોતાના આત્માનું કલ્યાણ સાધે; અને વારંવાર એમની દૃષ્ટિ આગળ એવા કલ્યાણમય આત્માઓને એમને શીખવવા હું મોકલું છું પણ એમના ઉપદેશ મનુષ્યો દુનિયાના ભોગમાં મસ્ત રહી સાંભતા નથી, અને તેથી અરણ્યરૂદન જેવા નિરુપયોગી બને છે. કયારે ઓ નચિકેતા ! કયારે તારા જેવા સુપુત્રો મર્ત્યલોકમાં પાકશે અને મને સંતોષ આપશે. અહીં આવી એ પામર જીવો એમણે પોતે જ ઘડેલાં પાંજરાંમાં પૂરાઇ પોતાની મેળે રીબાઇ

રીબાઈને મરે છે. નથી એમને અન્ય મનુષ્યો કે પ્રાણીઓ પ્રત્યે પ્રીતિ કે સહાનુભૂતિ. કુવામાંનાં દેડકાંની માફક એમની નાની નાની દુનિયા રચી નજીવાં રમકડાંથી રમ્યા કરે છે અને વિશાળ અને અનન્ત મહાસાગરની લ્હેરો હેલા લેયા કરે છે તે તરફ બેદરકાર રહી મને ક્લેશ આપ્યા કરે છે. તારૂં કલ્યાણ થાઓ. હું તને આત્મતત્ત્વ કહીશ અને તું તે નક્કી પામીશ.

નચિકેતા—કહો મહારાજ ! હું સાવધ ચિત્તે સર્વ સાંભળીશ અને ધારણ કરવા યત્ન કરીશ.

યમરાજ—મનુષ્યોના બે વર્ગ છે. શ્રેયને ઈચ્છનાર અને પોતાને પ્રિય વસ્તુઓને ચહાનાર. હજારો સંસારીઓમાં કોઈક જ તારા જેવી મોક્ષની ઈચ્છા કરે છે અને તે ઇચ્છનારાઓમાં કોઇકનો જ પ્રયત્ન એટલો પ્રબળ હોય છે કે તે આનંદસ્વરૂપ પરમાત્માને જાણે છે. સાંભળ્યા છતાં ઘણા માણસોને એ આત્મા લભ્ય નથી અને સમજ્યા છતાં ઘણા નથી સમજતા. કોઇક જ મનુષ્ય તેનું ખરૂં કથન કરનાર હોય છે અને તેથી કોઇક જ તેને જાણે છે. પ્રિય વસ્તુઓનું સેવન કરનારથી તો સારો સંસાર ભરેલો છે. તેઓ જો કોઇ સત્કૃત્ય કરે છે તો તેના ફળની ઇચ્છા રાખી મારા ચોપડામાં જમા કરાવવાની ઇચ્છા રાખે છે. ઝાડ ફળ આપે છે તે વટેમાર્ગુને કહે છે કે જો! મેં તારા પર કેટલો ઉપકાર કર્યો? અથવા તો સ્વર્ગ તરફ દૃષ્ટિ ફેંકી એવું કહે છે કે હે પ્રભુ! મેં કેવું સારૂં કામ કર્યું? એટલે પાપ પુણ્યના ફળનાં સરવાયાં હમ્મેશાં નીકળતાં હોવાથી તે મુક્ત બનતા નથી. સ્વર્ગફળ ને ત્યાંના ભોગની ઇચ્છાથી કોઇ કોઇ વળી સારાં કાર્ય કરે છે, પણ તે પણ સ્વર્ગમાં સુખ ભોગવવાની ઇચ્છાથી જ કરે છે. મુક્તિને માટે નહીં. ઇચ્છાનો ત્યાગ કરે અને યોગ્ય આજીવિકાને માટે આનંદિત પ્રયત્નથી મળતા ધનાદિમાં સંતોષ રાખી આવી

પડતાં સર્વ પરહિતનાં કર્મ કરે અને ફળને માટે ચિંતા નહીં રાખતાં પરમાત્માને કાર્યોની પૂર્ણતા સોંપીને તેની પ્રીતિની ખાતર કર્મ કર્યા કરે તો મેળે મેળે જ મુક્તિ સધાય.

નચિકેતા—અને એમ સુખેચ્છાથી કર્મ કરે છે તેથી જ તેમના પુણ્યનો ક્ષય થયે પાછા ફરી જન્મ લે છે અને એમ સંસારચક્ર ચાલ્યું જ જાય છે અને માટે જ મને એમાંથી વિરામ જોઇએ છીએ.

યમરાજ—એ વિરામ અને એમાંથી મળતો આનંદ ઇચ્છનાર તારા જેવા કોઇક જ છે. ક્ષણિક આનંદમાં મોહ પામનાર અખંડ આનંદને શી રીતે મેળવી શકે? પૈસો અને પરમેશ્વર બન્ને સાથે નહીં મળી શકે. અને અજ્ઞાનથી જ મનુષ્યો બાહ્ય ઝળહળાટમાં અંજાઇ આત્માના ઝળહળાટને ખોઇ બેસે છે. હવે આત્મા સંબંધી કહું છું—આત્મા એ શરીર રૂપી રથમાં બેઠેલો રથનો સ્વામી છે. બુદ્ધિ એ એનો સારથિ છે, મન લગામ છે અને ઇંદ્રિયો ઘોડા છે. એ ઘોડા વિષયો પ્રત્યે દોડીને બ્હેકી જઇને રથને, પોતાને અને અંદર બેઠલા આત્માને અવળે માર્ગે લઇ જઇ વિનાશમાં ન દોરે તે માટે મનને યોગ્ય માર્ગ પર દોરનાર સારથિ-બુદ્ધિ સંસ્કારી જોઇએ; અને એવી સંસ્કારી બુદ્ધિથી જે વિવેકીનું મન સંયમી હોય છે તેને વશ ઇંદ્રિયો હોય છે. પૃથ્વીનાં રાજ્યો જીતનાર કરતાં મનના જેતાઓ હજાર દરજ્જે શ્રેષ્ઠ છે અને નિર્મળ અંતઃકરણવાળા તેઓ જ પરમ પદને પામે છે. એ પામવાનો માર્ગ ખાંડાની ધાર જેવો તીક્ષ્ણ ને મુશ્કેલ છે છતાં પણ ઊભો થા, જાગ્રત થા, અને જ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કર. હે નચિકેતા! તર્કો વિતર્કોમાં ન પડ. કેટલાક તો આ આત્મા-સંબંધી તર્કો જ કર્યા કરે છે તો કેટલાક પુસ્તકમાંથી ખૂબ જ્ઞાન મેળવી તેને સમજવા યત્ન કરે છે. પણ આ આત્મતત્ત્વ તર્ક

કરવાથી મળતું નથી, તેમજ બહુ જ્ઞાન અને સમજથી તેમજ બહુ પ્રકારની વિદ્યાથી પણ મળતું નથી.

નચિકેતા—ત્યારે શેનાથી અને કોણ તેને મેળવી શકે?

યમરાજ—જે પુરૂષે પોતાની ઇંદ્રિયોને શાન્ત કરી હોય છે અને જેનું મન સંકલ્પ વિકલ્પમાંથી મુકત બની સ્થિર થયું હોય છે અને બુદ્ધિ એકાગ્ર થઇ હોય છે અને જેને બ્રહ્મને જાણવાની પ્રબળ જિજ્ઞાસા હોય છે તે પુરૂષ કેવળ એકાગ્ર ચિત્તથી ધ્યાનમાં લીન બને છે અને અધ્યાત્મ યોગ સાધે છે ત્યારે બુદ્ધિની સહાયતાથી અને મનનવડે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ આત્મતત્ત્વને જાણે છે. અને એ જ આત્માને બ્રહ્માંડોમાં વિહરતો જુએ છે. જડ અને ચેતનની બહાર અને અંદર રહેલું આ આત્મતત્ત્વ નિત્ય, ચૈતન્યરૂપ, અનંત, અવિકારી અને આનંદરૂપે તેને જણાય છે. જગત્ અને પોતાનો એ પરમ તત્વમાં લય થતો જુએ છે. પરમાત્મા સિવાય સર્વ સ્થળે અને કામમાં બીજું કંઇ તે દેખતો નથી. આત્મા સત્ય, જ્ઞાન અનન્ત બ્રહ્મરૂપ છે એમ તેને જણાય છે. અને જે વસ્તુ દૂર હતી તે હવે તેને પોતાની પાસે પોતામાં લાગે છે અને તેને નવાઇ લાગે છે કે આમ પાસે હોવા છતાં તે પોતે કેમ તે સત્યવસ્તુને અત્યાર સુધી જોઇ શકેલો નહીં.

નચિકેતા—હે યમરાજ! બહાર અને અંદર ભરેલા આ આત્મતત્ત્વની આપના પ્રસાદથી હું ઝાંખી કરી શકું છું. ધૂળની એક મૂઠીમાં અનેક રોપાઓ ઉગે છે અને તે અનેક જીવોને ઉછેરે છે અને પોષે છે તે પહેલાં કોને ખબર હોય છે કે આ નકામી જણાતી ધૂળમાં આ ચેતન ભરેલું હશે? વડના એક રાઇથી ઝીણા બીમાં એક સુવિશાળ અને ગંભીર વડ રહેલો છે કે જેમાં વળી અનંત વડ રહેલા છે એ વિચારતાં કોને આનંદ ન થાય! સૂર્ય, ચન્દ્ર, તારા અને

સર્વ તેજોમય ગ્રહો અને ઉપગ્રહો તે પરમાત્માના તેજના એક અંશમાંથી જ પોતાનો પ્રકાશ ગ્રહણ કરે છે. સર્વ સૃષ્ટિમાં બહાર અને અન્દર એ તત્ત્વ ખીચોખીચ ભરેલું છે. કેળના થડના પડે પડમાં પાન સિવાય બીજું કંઇ નથી અને એક પાનની પાછળ બીજું એમ ગોઠવાએલાં છે તેમ પ્રત્યેક બ્રહ્માંડ અને લોકમાં એ પરમ તત્ત્વ સિવાય બીજું કંઇ નથી અને તેમાં રસબોળ થનાર આત્માઓ તેમાં જ છેવટે લય પામે એ સ્વાભાવિક છે. પણ હે યમરાજ! તેવી વૃત્તિ ટકાવી રાખવી બહુ કઠિન છે.

યમરાજ—અભ્યાસ અને વૈરાગ્યથી તે સાધ્ય છે. જગતમાં રહીને પણ અનાસકત ચિત્તે સોંપાયેલાં કર્તવ્યો ત્યાગ અને સન્યાસપૂર્વક કરીને તેના ધ્યાનનો અભ્યાસ રાખવાથી દિવ્યચક્ષુ ખુલી જશે અને તેનો સાક્ષાત્કાર થશે.

નચિકેતા—એમ સાક્ષાત્કાર થયા પછી શી સ્થિતિ થાય છે? અથવા એ સાક્ષાત્કારથી તેને અને જગતને શું ફળ?

યમરાજ—એમ થયા પછી એ પુરૂષ કોનો દ્વેષ કરશે? કોને ચહાશે અને કોને નહીં ચહાય? કારણ કે સર્વમાં પોતાને અને પોતામાં સર્વને જોનાર તે યોગી પારકું અને પોતાનું ગણવાનું છોડી દઇ વસુધાનેજ કુટુમ્બ ગણશે. એટલે તેના સર્વ ભંડાર સર્વને માટે બનશે અને મર્ત્ય લોકમાં પુણ્યકર્મ કરતો, સર્વજનને પુણ્યનો માર્ગ દાખવતો છેવટે મુકત બનશે. **લોકસંગ્રહાર્થ કાર્યો કરતા આ જ્ઞાનીના કરતાં મને બીજો કોઇ પ્રિય નથી** કારણ કે એના કાર્યમાંથી જગત્ કાર્યો શીખે છે અને એના વર્તનમાંથી વર્તન. અને એની માફક મનુષ્યો વર્તે તો દુનિયાના કલેશો શાન્ત થાય અને જીવનમુકિત પામે અને પરમાત્મામાં લીન બની મને આનંદ આપે. નચિકેત! આત્મા સંબંધી જ્ઞાન મેં યથામતિ કહ્યું. હવે શી આજ્ઞા?

( નચિકેતા આનંદ પામી ધ્યાનનિમગ્ન થાય છે તેવામાં એક સેવક પ્રવેશીને )

**અનુચર**—મહારાજ ! એક અગત્યના કામ માટે મંત્રીઓ આપની રાહ જુએ છે. મર્ત્યલોકમાંથી ઉદ્દાલક મુનિના શિષ્યો આવેલા છે અને આપને મળવાની ઇચ્છા રાખે છે. શી આજ્ઞા છે મહારાજ !

યમરાજ—તેમને અહીં જ મોકલો.

( શિષ્યો અને મંત્રીઓ પ્રવેશ કરે છે. યમરાજ તેમનો સત્કાર કરે છે. )

યમરાજ—હે સુશિષ્યો ! આપને નમસ્કાર છે. આપની મિત્રતા પણ ચહાવા યોગ્ય છે. મૃત્યુમાં પણ જે સાથે હોય છે તે જ સન્મિત્ર છે. આપ તે પ્રમાણે નચિકેતાના સાચા મિત્ર છો. ઉદ્દાલક મુનિનો શો સંદેશો છે ?

**સોમદેવ**—મુનિ બહુ પશ્ચાતાપથી પીડાય છે અને પુત્રશોકથી તેમની વૃદ્ધાવસ્થા અતિશય અસહ્ય થઇ પડી છે. મુનિએ જ અમને અહીં નચિકેતાને તેડી જવા મોકલ્યા છે તો આપ એમને અમારી સાથે મોકલો. ( નચિકેતાને જોઈને ) અરે ! પણ અમારા આ મિત્ર ધ્યાનનિમગ્ન છે !

યમરાજ—હા. હમણાં એ જાગશે. ઉદ્દાલક મુનિ પરમ ભાગ્યવાન્ છે. થોડા સુપુત્રોમાંય નચિકેતા પરમ જ્યોતિવાન્ એક તારો છે કે જેણે પોતે જીવન આપી પોતાના પિતાને કલ્યાણપંથે લીધા અને એમના અને પોતાના આત્માનું શ્રેય સાધ્યું.

( ધીમેથી નચિકેતા આંખ ઉઘાડે છે અને ગંભીર નેત્રે મિત્રો તરફ જોઇ કંઇક શરમથી સ્મિત કરી નીચું ઘાલે છે. )

યમરાજ—આપના પિતા ઉદ્દાલક મુનિ તરફથી આવેલા આ આપના મિત્રો છે. એમની મિત્રતાની શુદ્ધ ભાવના અને મુનિના તપના પ્રભાવથી તેઓ અહીં આવ્યા છે. મુનિએજ પુત્રસ્નેહથી વિહ્વળ થઇ એમને અહીંથી આપને તેડી જવા મોકલ્યા છે. તો હવે શી આજ્ઞા છે?

નચિકેતા—હે જગતના ઉપકારક મૃત્યો! મારી શી આજ્ઞા હોય? આપ જ મને આજ્ઞા કરો. તેમ હું કરૂં.

યમરાજ—તો હે બ્રહ્મન્! હવે આ સન્મિત્રો સાથે સિધાવો અને આપને જે કંઇ પ્રાપ્ત થયું હોય તેને છૂટથી આપના બંધુઓમાં વહેંચો અને આ યમલોકમાં પોતાના પાપે દુઃખ પામતા જનોને ઉદ્ધારો.

નચિકેતા અને શિષ્યો (પ્રણામ કરીને)—ઉપકાર થયો મહારાજ! હવે અમને રજા આપો.

યમરાજ—હે સુશિષ્યો? સિધાવો. પ્રજાનું કલ્યાણ કરો. આપનું કલ્યાણ થાઓ. (સર્વ જાય છે.)

### દર્શન ૩ઃ ઉદ્દાલક મુનિનો આશ્રમ

(મુનિની સેવામાં રહેલો અંગીરા આસપાસનો પ્રદેશ ઝળહળિત પ્રકાશથી પ્રકાશિત જોઇ ચકિત થઇ મુનિને કહે છે.)

અંગીરા—હે ગુરો! નક્કી નચિકેતા અને અન્ય મિત્રો આવતા હોવા જોઇએ. નચિકેતાને બ્રહ્મતેજ પ્રાપ્ત થયું હોવું જોઇએ. મનોહર પ્રભાત પારિજાતકનાં પુષ્પ રૂપે આનંદાશ્રુ પાડે છે. જુઓ આ હિમશિખરોપરનાં વૃક્ષો પણ નવપલ્લવ અને તાજાં પુષ્પોથી છવાયાં, ભાગીરથીનાં નીર પાછાં ફરી ખળખળ આનંદથી અવાજ કરતાં વહેવા લાગ્યાં, ફરી આ હંસનું ટોળું આકાશેથી નીચે ઉતર્યું અને આ સારસના ટહુકા ફરીથી સંભળાયા.

કોયલ અને બુલબુલો આહ્‌લાદથી ગાઇ રહ્યાં છે. આશ્રમનાં નિસ્તેજ બનેલાં વૃક્ષો પાછાં વસન્તની બ્હારમાં આવી ગયાં છે. અને સર્વ સ્થળોમાં પ્રકાશ પૂરાઇ રહ્યો છે.

( એટલામાં નચિકેતા અને અન્ય શિષ્યો ઉતરે છે. )

નચિકેતા ( મુનિની પાસે જઇ )—પ્રિય પિતાજી ! આપનો પુત્ર નચિકેતા આપને પ્રણામ કરે છે.

ઉદ્દાલક ( સ્નેહથી વિહ્‌વલ થઇ તેને ઉઠાડી આલિંગતા ) નચિકેત ! એક સુપુત્ર હજારો સામાન્ય પુત્રોથી શ્રેષ્ટ છે. તેં મારૂં કુળ તેમજ આત્મા તાર્યો છે. તારૂં કલ્યાણ થાઓ. શિષ્યો! તમે પણ આત્મજ્ઞાનને લાયક છો. તો જાઓ ભાઇ નચિકેતા પાસેથી ગંગાજીને તીરે જઇ સર્વ જ્ઞાન સાંભળો અને દુનિયાને વહેંચો.

( સર્વ જાય છે. )

" સચ્ચિદાનંદ સિંધુ નીરે પ્રેમાનન્દની લહરીઃ
મહા ભાવ રસલીલા શી માધુરી!વારી! વારી! સચ્ચિદાનંદ૦
વિવિધ વિલાસ રસ પ્રસંગ,
કેવો અભિનવ ભાવ તરંગ.
ડૂબે છે, ઉઠે છે, કરે છે રંગ
નવીન નવીન રૂપ ધરી ! સચ્ચિદાનંદ૦
મહા યોગે સમુદાય એકાકાર થઇ રહ્યોઃ
દેશકાલ વિવિધતા ભેદાભેદ દૂર થયોઃ સચ્ચિદાનંદ૦
હવે આનન્દે માતા થઇ
બે બાહુ ઉછાળી,
બોલોરે મન ! હરિ હરિઃ સચ્ચિદાનંદ સિંધુનીરે. "

( સર્વ જાય છે. )

( કઠોપનિષદ્‌માંથી ફેરફાર સાથે )

---

૭

# જ્ઞાતિબંધની બેડીઓ—એક ચિત્ર

( રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ )

## ( સ્થળઃ—કુનકુપુરની કચેરી )

કોટવાળ—ભગવન્તને નમસ્કાર કરૂં છું.

કલ્યાણકામ—કોટવાળજી ! આ માણસોનો શો અપરાધ છે ?

કોટવાળ—આ બન્ને સખસો રાજમાર્ગ ઉપર ગાળાગાળી અને મારામારી કરતા હતા. તેમની મદદે તેમના પક્ષનાં માણસો આવ્યાં, રસ્તામાં બહુ તોફાન થયું. સિપાઇઓએ તેમને રોકયા પણ માન્યું નહિ, અને ઉલટા તેઓ સિપાઇઓને મારવા ધસ્યા.

કલ્યાણકામ ( પકડાએલા માણસોને )—તમને ઘેર અણગમો થતો હોય તોપણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો ? જાત્રાએ જાઓ.

પહેલો માણસ—ભગવન્ત ! તુરંગમાં જવા જેવું મેં કાંઇ કૃત્ય કર્યું નથી.

બીજો માણસ—ભગવન્ત ! એ તુરંગમાં જવાને પાત્ર છે. હું નિર્દોષ છું.

કલ્યાણકામ—જે નિર્દોષતા દરબારમાં આવી ધારણ કરો છો તે ઘેર ધારણ કરી હોત તો કોટવાલજીને આટલી મહેનત પડત નહિ. તમારા વચ્ચે કલહ શાથી થયો ?

બીજો માણસ—ભગવન્ત ! આ માણસ મારો ગૉર છે; હું એનો જજમાન છું. મારી દીકરી માટે સારો વર ખોળી લાવવા

મેં એને પરગામ મોકલ્યો હતો. એ મારો વંશપરંપરાનો ગૉર છે. મારી તરફથી સારી રીતે દાન દક્ષિણા એને મળે છે. તે છતાં મારી નવ વર્ષની બાળકીનું વેવીશાળ એંસી વર્ષના ઘરડા ડોસા સાથે કરી આવ્યો છે. ડોસાના પૈસા ખાઇને મારી દીકરીનો ભવ બગાડયો છે.

કુલ્યાણુકામ—ભવ બગાડયો શાનો ? તું વેવીશાળ રદ કર.

બીજો માણુસ—ગૉર ચાંલ્લો કરી આવ્યા પછી વેવીશાળ કાંઇ તોડાય ?

કલ્યાયકામ—અન્યાયનાં બંધન છોડી ન નંખાય ?

બીજો માણુસ—ભગવન્ત ! નાતની રૂઢી પડી તે શું કરીએ ? આમરી નાતમાં વેવીશાળ કોઇ કારણુથી તોડાતાં નથી. કોઈ તોડે તો નાતવાળા નાત બહાર મૂકે, અને કન્યાને બીજું કોઇ લે નહિં.

કુલ્યાણુકામ—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિં કરે ?

બીજો માણુસ—**નાત તે વળી એવો વિચાર કરે,** ભગવન્ત ?

કુલ્યાણુકામ—નાત સત્ અસત્ પણુ જુએ નહિં ?

બીજો માણુસ—શી રીતે જુએ ?

કુલ્યાણુકામ ( પહેલા માણુસને )—ભૂદેવ ! તમે કન્યાના પિતા તુલ્ય અને બિચારી કન્યાને કુવામાં કેમ નાંખી આવ્યા ?

પહેલો માણુસ—ભગવન્ત ! કુવામાં નથી નાખી. વર તો શ્રીમંત છે. બીજવર છે એટલે ઉમ્મર તો સહજ વધારે હોય, પણુ કન્યા બેઠી બેઠી રોટલો ખાશે, અને પરદેશથી વૈદ્યરાજ

આવ્યા છે તે મહારાજ પર્વતરાયને ઉપચાર કરી રહે પછી એ વૈદ્યને રાખી એ જ ઉપચાર આ વર કરશે તો એ પણ જુવાન થઇ જશે.

બીજો માણસ—ભગવન્ત ! આ ગોર એવું કહ્યું તેથી જ લડાઇ થઇ. મેં ગોરને કહ્યું કે તમને ડોસાએ પૈસા આપ્યા છે તેના ચાર ભાગ કરો. એક ભાગ તમે રાખો, અને ત્રણ ભાગ મને આપો કે તેમાંથી એક ભાગ ડોસાને જુવાન કરવામાં ખરચીએ, અને બાકીના બે ભાગ મારે ઘડપણમાં ગુજરાન માટે ચાલે. મેં પૈસા માગ્યા ત્યારે ગોર સામી ગાળો દેવા લાગ્યા. એથી લોકો ભરાઇ ગયા અને હોહો થઇ ગઇ.

પહેલો માણસ—ભગવન્ત ! મારા પૈસામાંથી હું શાનો ભાગ આપું ? મેં તો કારજ કરી આપ્યું. વરને જુવાન થવું હોય તો વર પૈસા ખરચે અને કન્યાના બાપને નાણાં જોઇતાં હોય તો વર પાસે કહડાવે.

બીજો માણસ—ડોસાની પહેલી વારની બાયડીના છોકરા છે. તે હવે એક બદામ આપવા દે એમ નથી.

કલ્યાણકામ—કોટવાલજી ! અત્યારે અમારા ચિત્તને બહુ ક્ષોભ થયો છે. કાલે આ માણસોને હાજર કરજો. એમનાં બંધન કાઢી નાંખજો. એમના દુરાચરણે એમને બાંધ્યા છે તે બસ છે.

કોટવાળ—જેવી આજ્ઞા.

રાઇનો પર્વત

---

૮

# જેસળ અને તોળલ

( શ. કલાપી )

જેસળ—તોળલ, મછવો કિનારે પહોંચે એમ લાગતું નથી, તોફાન બહુ ભયંકર છે.

તોળલ—હા, જો! પવન કેવો સુસવે છે! મોજાં પર્વત જેવડાં ઉછળે છે. જેસળ, ત્હારા સ્વભાવ જેવું જ શું ત્હને આ તોફાનમાં કાંઇ દેખાતું નથી?

જેસળ—સુંદર લાગવાનું વળી શું છે અહીં? જો, જો, મછવો અરધો તો પાણીથી ભરાઇ ગયો; કેવી જબરી છાલક? કેમ પાર ઉતરાશે એ સમજાતું નથી. મછવો જરૂર ડૂબી જશે.

તોળલ—તેની તને શી ચિન્તા? પૂરમાં આવેલી નદીઓને રમતમાં તરી જાય તેને આ ખાડી શું કરવાની હતી? ડૂબશે તો પહેલી તો હું જ ડૂબીશ, અને આ બિચારાં ઘણાંને તરતાં નથી આવડતું તેને તો કાંઇ જ આશા નથી. ચાંચીઆ સાથે ત્હારૂં વહાણ ડૂબ્યું હતું અને મહાસાગરમાં સાત દિવસ અને સાત રાત્રિ માછલીની માફક તું તરી આવ્યો હતો, તો અત્યારે હવે શું છે?

જેસળ—પણ આજે ઉગરાશે નહિ એમજ જાણે લાગે છે અને મૃત્યુ પછીના વિચારોથી હૃદયમાં કોણ જાણે શું થાય છે.

તોળલ—ત્યારે સમય બારીક છે; જેસળ, પ્રભુનું સ્મરણ કર.

જેસળ—પ્રભુનું સ્મરણ! તોળલ, કયા પ્રભુનું? જીવ્યો ત્યાં સુધી પ્રભુને ઓળખ્યો નહિ, હવે કોને સંભારૂં?

તોળલ—પણ હજુ સમય પૂરો થઇ ગયો નથી. હજુ જરા વાર છે.

જેસળ—પણ આ ડૂબ્યો–ડૂબ્યો! કેવો કડાકો? સઢનો થાંભલો તૂટી પડયો!

તોળલ—શાન્ત થા, મરણ આવતું હોય તો તેને સાચવી લે, એ સમય બહુ ગંભીર છે અને એ છેલ્લી તકને ખોઇ નાંખીશ નહિ. શાન્ત થા, પ્રભુ સહાય કરશે.

જેસળ—પ્રભુનું નામ લે નહિ, તોળલ; મને વધારે ભય લાગે છે.

તોળલ—બહાદુર લુંટારા! ત્હારા મ્હોંમાં ભયની વાત સાંભળી અચંબો થાય છે. અત્યારે તો મ્હારા જેવી સ્ત્રીને ત્હારે આશ્વાસન આપવું જોઇએ; ડરે છે કેમ?

જેસળ—ડરે છે કેમ? જો, જો, આ કાળાં કાળાં મોજાં! દૃષ્ટિ પડે ત્યાં સુધી એની એ કાળી તોફાની ઉથલપાથલ! જાણે હમણાં જ પ્રલય થઇ જશે! પણ એથી વધારે કાળાં મ્હારાં પાપ, એથી વધારે મોટાં અને અસંખ્ય મ્હારાં પાપ મારી આંખ આગળ ભયંકર તોફાન મચાવી રહ્યાં છે.

તોળલ—એ વિચાર જવા દે. પ્રભુનું નામ લે, તે સહાય કરશે. સૌનો બેલી એ પિતા તુંને ઉગારશે.

જેસળ—મને પાપીને એ ઉગારશે? નહિ, નહિ; નહિ ઉગારે કોઇએ .... .... .... જો, જો, જો! આ ભેખડમાં મછવો અથડાયો. માતાઓ બાળકોને વળગી પડી ચીસેચીસ પાડે છે. કેવો કળકળાટ! હૃદય થરથરી જાય છે. .... .... .... આહા! બિચારી તે ડોશી પડી–ગઇ–ડૂબી!!

તોળલ—પ્રભુ ! પ્રભુ ! પણ જો, ત્હેનું એ ન્હાનું બાળક આનંદથી કેવું ઘુઘવે છે ! આ તોફાન તો જાણે ત્હેને નવું રમકડું મળ્યું ! પ્રભુ ત્હેને સહાય કરે છે, ત્હને પણ સહાય કરશે.

જેસળ—હાં, તે નિરપાધીનો પ્રભુ છે; મ્હારો નહિ; .... .... .... પણ ત્યાં જો ! પેલો ડોસો ચીડાઇ ચીડાઇ મ્હને ગાળો દે છે; ત્યાં ! અને ત્યાં ! અને સાંભળ ! ત્યાંથી પણ મ્હારા નામના જ અવાજ આવે છે. ખરૂં છે; આ હું એકના પાપે વ્હાણ ડૂબે છે.

તોળલ—એ બધાં ગભરાટમાં એમ લવે એ નવાઇ નથી. એ પામર છે. એને માફ કર.

જેસળ—માફ તો એ મ્હને કરે, તોળલ. હા, ગઈ કાલે તો મ્હને આંગળી ચીંધનારનાં પણ માથાં ધડથી દૂર પડયાં હોત; પણ આજે તો ગાળ દેનારાં પાસે ક્ષમા યાચવાનું મન થાય છે. તોળલ, તોળલ, એ બધાં મને ક્ષમા આપે કદાચ, પણ પ્રભુ ક્ષમા નહિ આપે.

તોળલ—તું માગશે તો આપશે; કોઇ પણ માનવી ન આપી શકે તેવી ક્ષમા પ્રભુ આપશે ... ... જો ! પેલો સુવાન પાપની ક્ષમા યાચે છે. અને ત્હેને તે મળે છે. જો ! એનાં અશ્રુમાં પણ કેવી શાન્તિ છે !

જેસળ—એ પાપ બીજાં. હું તો પાપની જ મૂર્તિ, ત્હેની શી આશા ?

તોળલ—ભોળા જેસળ, ત્હને શું એમ લાગે છે કે પ્રભુ થોડું જ માફ કરી શકતો હશે ? પ્રભુની દયા શું તું માપી શકે ? પ્રભુ દયાળુ ન હોય તો કોઇ જ ઉગરી શકે તેમ નથી. આપણાં પાપ અને આપણાં પુણ્ય પણ તે જ માફ કરે છે; તો જ આપ-

ણુને આશા છે; નહિ તો એવું કયું પુણ્ય માનવીમાં છે જે ત્હેને તારી જાય છે ?

જેસળ—પણ તોળલ, વાત કરવાનો હવે વખત નથી. પાપનો ઘડો ભરાઇ ગયો અને હવે હમણાં ફુટશે. ભૂતકાળ–હા ! ભયંકર ભૂતકાળ ! ! ત્યાં દૃષ્ટિ ફેરવતાં એક પણ બીજો રંગ નહિ. બધું કાળું કાળું ! મેઘલી રાત જેવું કાળું ! એ પાકા રંગને ધોઇ નાંખનાર કોઇ જ નથી. એક ઘડી પણ બાકી હવે નહિ રહી હોય. તેટલામાં શું થાય ?

તોળલ—ઘણું થાય, જેસળ.

જેસળ—શી રીતે ?

તોળલ—જરા શાન્ત થા, જરા બેસ. તોફાન ભલે ગડગડયા કરતું. ડૂબવાનું હશે તો ડૂબાશે, પણ આ ગભરાટથી શું થવાનું ?

જેસળ—બેસીને એ શું થવાનું હતું ત્યારે ?

તોળલ—બધું એ.

જેસળ—શું મારા ત્રાસને તું દૂર કરી શકશે ?

તોળલ—હા.

જેસળ—ત્યારે તું આજથી મ્હારી ધર્મભગિની; આ હું જુગરાની ગુરુ તું મ્હને ઉગાર. ત્હારા ચરણમાં મ્હારૂં આ શીષ. મારૂં જીવતર ઘડી બે ઘડીનું જે હોય તે ત્હારે ખોળે મૂકું છું.

તોળલ—ભાઇ, ભાઈ, મ્હને પગે લાગ નહિ. મ્હને નહિ પણ પ્રભુને જે સોંપવું હોય તે સોંપ. પુણ્યને અને પાપને તે એક જ સાચવી શકે છે.

જેસળ—મ્હારો પ્રભુ તો તું, તોળલ. મ્હને શરણ આપનાર, મ્હને આશા આપનાર.

તોળલ—એવું બોલ નહિ. આશા પ્રભુમાં રાખ. શરણ પ્રભુનું લે.

જેસળ—પ્રભુમાં આશા અને પ્રભુનું શરણ એ તો તું અપાવે ત્યારે. હું તો અન્યને મારી ખાનારો વાઘ, વરૂ જેવો લુંટારો, તે અત્યારે એક તુંને ઓળખું છું, તુંમાં આશા રાખું છું અને ત્હારૂં શરણ માગું છું; તું પાપને ધોઇ શકે તો ધોઇ નાંખ, નહિ તો પાપી માટે પાપ સિવાય બીજું કાંઇ જ નથી.

તોળલ—ત્હારાં પાપ પ્રભુ ધોશે. કાંઇ ફિકર નહિ, ભાઇ. આવ, બેસ. પાપનો રંગ કાચો છે. જો ઇચ્છા હોય તો તે એક ઘડીમાં પણ ધોવાઇ જાય. **ખોવાએલા મેંઢાને આખા ટોળાને છોડી ભરવાડ જેમ શોધે છે તેમ પાપમાં ખોવાએલાને પ્રભુનો સ્નેહ શોધી રહ્યો છે.** પ્રભુ તો સ્વીકારશે જો ત્હેના પર સ્નેહ થશે તો; તારી ઇચ્છા છે કે નહિ એટલું જ બરાબર જાણવું જોઇએ.

જેસળ—ઇચ્છા છે ! એ શું પૂછે, છે, બ્હેન ?

તોરલ—હા, એ જ પૂછું છું; કેમકે ત્હારી દ્રઢતાની તો મ્હને ખાત્રી છે. ત્હને તે રાત સાંભરે છે ? તું મારા ઘરમાં ચોરી-કરવા આવ્યો હતો તે ! પછી છુટી ગયેલી ઘોડીના ગડબડાટથી ઘાસમાં તું છુપાઇ ગયો હતો.

જેસળ—અને પછી ભૂલમાં ત્હારા સ્વામિયે મ્હારા હાથ સોંસરી જમીનમાં મેખ ખોસી દીધી હતી એ જ ત્હારે કહેવું છે. નહિ ?

તોળલ—હા, એ જ. પણ એ આખીરાત ત્હેં બધું દર્દ કેવી શાન્તિથી અને દઢતાથી સહન કર્યું હતું ! એક ઉંકારો પણ નહિ; એવી દઢતા અહિં હોય તો કહે.

જેસળ—અત્યારે તો મૃત્યુ, અને મૃત્યુ પછી કોણ જાણે કયું નરક સામે ઘુઘવી રહ્યું છે. અત્યારે દઢ નહિ રહું તો પછી ક્યારે રહીશ ? એમાંથી બચાતું હોય તો તું કહે તે વેઠી લઉં, ઇચ્છા હોય તો એવી સો મેખ ચાહે ત્યાં મારી લે.

તોળલ—ખરૂં, એવી જ; પણ કાંઇ જુદા જ પ્રકારની દઢતા અત્યારે જોઇએ; અત્યારે જોઇએ અને હમ્મેશાં જોઇએ. મછવો તો કદાચ ન—એ ડુબે અને તું કદાચ જીવતો પણ રહે. પછી કિનારા પર પહોંચી પહેલી જ રાતે લુંટ કરવાનું મન થાય, પહેલી જ રાતે પાપનો સાદ ત્હને મીઠો લાગે તો બ્હેતર છે કે અત્યારે પણ તું લુંટારો જ રહે. પાપી પુણ્યની વાત ન જાણતો હોય એ ત્હેને માટે વધારે સારૂં. પુણ્યને જાણ્યા પછી અકકેક પાપ દશ દશ ઘણું વધે છે. આંધળો કુવામાં પડે એમાં નવાઈ નથી, પણ દેખતો દીવો લઇ કુવામાં પડે એ આત્મઘાત થાય. એ આત્મહત્યા કરતાં પેલું અંધમૃત્યુ વધારે સારૂં.

જેસળ—બ્હેન, એની ફીકર તું રાખીશ નહિ. પ્રભુનો દીવો બચપણ ગયું તેની સાથે મેં મારે હાથે ખોયો. જુવાનીમાં અંધારૂં ગમ્યું, પણ આ વૃદ્ધાવસ્થામાં હવે એ દીવો કોઇ જગાવી દેશે તો ફરી ત્હેને નહિ જ બુઝાવા દઉં; ત્હેનું તો જીવથી વધારે જતન કરીશ.

તોળલ—ત્યારે એ અજવાળામાં પહેલું પગલું મૂક.

જેસળ—શી રીતે ?

તોળલ—ત્હારાં પાપ ઉઘાડાં કર, હૃદયની અંદર સેંકડો તાળાં દઇ છુપાવી રાખ્યાં હોય તે બધાં પાપ ઉઘાડાં કર. અત્યારે હું *સાંભળું છું* તો મ્હને કહે અને પછી જે સાંભળે ત્હેને કહેજે. દુનિયાને જાણવા દે કે કેવા પાપીનો પણ પ્રભુ ઉદ્ધાર કરે છે. **છુપું રાખવાનું મન થાય એ જ પાપ;** એ પાપનો પ્હેલો દોસ્ત અને તે પણ સૌથી મ્હોટો.

જેસળ—છુપું રાખવાની જરા પણ ઇચ્છા નથી. જેને ખોળે માથું મૂક્યું તે ભલે બધું જાણે, અને આ પાપી જો દુનિયાના વહાણની દીવાદાંડી બની શકતો હોય તો તે બનવાને પણ કાંઇ વાંધો નથી. પણ તોળલ મ્હારો જીવ સ્થિર નથી; પશ્ચાતાપના અગ્નિથી જાણે આ લોહીનું ટીપે ટીપું જળી જાય છે; આવી સ્થિતિમાં દિલની ઝાળો હું ત્હને શી રીતે કહી શકીશ ?

તોળલ—વળી કાળ ઝપાટાથી ચાલ્યો જાય છે તો તું બોલ અને હું સાંભળીશ.

જેસળ—છુપાવવાની ઇચ્છા નથી તો બધું કહી જ ચૂક્યો છું.

તોળલ—ભાઇ ત્હને પશ્ચાતાપ થાય, ત્હને વેદના થાય, એ તો યોગ્ય જ છે. પણ એ અગ્નિ ત્હારા લોહી સાથે ત્હારાં પાપને પણ બાળતો જ જાય છે એ નક્કી સમજજે. ત્હેં પહેલું પાપ કર્યું હશે ત્યારે શું આમજ નહિ થયું હોય ? ઘણીવાર આવી વેદના થઇ નહિ હોય ? પણ તે ત્હને ગમતી નહિ તેથી જ ફરી ફરી પાપમાં પડ્યો અને ઝેરી સાકરથી કડવા લાગતા અમૃતને ખોયું. જાણે અંધકારના ઘણા યુગો પછી નવી દેખાય છે તે જુની જ આ વેદના ફરીથી આવી હોય એમ તને નથી લાગતું ?

જેસળ—એમજ, એમજ મારા જુના રોગના વૈદ્ય, એમજ.

**તોળલ**- -અને સમય હોત તો એક પણ શબ્દ બોલવા હું ત્હને કહેત નહિ. ત્હને આ પ્રભુના દંડને સોંપી દેવામાં બહુ લાભ હતો. પણ સમય નથી; પ્રભુ જાણે એક ક્ષણપછી શું થશે? ... .... જો આ નવી કાળી વાદળી કેવી ચઢી આવી છે. દિવસમાં રાત થઇ ગઇ છે અને વળી વિજળીથી એ રાતમાં ધોળો દિવસ થઇ જાય છે.

જેસળ—એની હવે મ્હને કાંઈ જ ફીકર નથી; વિજળી પડવા-ની હોય તોય ભલે અને વહાણુ ડૂબતું હોય તોય ભલે; આ અંતર-નું દુઃખ એક સહન થઇ શકતું નથી; બીજાની કાંઇ ફીકર નહિ.

**તોળલ**—પણ ભાઇ, એ ગમે તેવું સારૂં હોય છતાં દુઃખ જ છે; અને અત્યારે ત્હારા વિચાર આડે આવવા દે નહિ; પશ્ચાતાપ પણ એક અહંકાર જ છે. **પાપની માફી તો પાપથી દૂર થવામાં મળી શકે;** એનો રસ્તો મળે તો પછી પશ્ચાતાપને શા માટે હૃદયમાં ગોટવ્યા કરવો? તું પાપને ફેંકી દેવા ઇચ્છે છે તો ભૂતકાળના પાપી લુંટારાને પણ ત્હેની સાથે જ ફેંકી દે. કર્મ માત્રની પોટલીને ફેંકી દઇ ફરી બાળક બની મ્હારી સાથે વાત કરવા આવ.

જેસળ—પણ એ શી રીતે બને? આ હાથથી ઘવાએલાં અને ચીશો પાડતાં અનેક માનવીઓ મરણ કાળના ત્રાસદાયક ડોળા ફાડી મ્હારી આંખ આગળ અત્યારે તરફડે છે! મરતાં મરતાં પાણી માગેલું, ત્હેના મ્હોંમાં મેં ધૂળ ફેંકેલી, તે મુડદાં જાણે મ્હને વિંટી વળ્યાં છે! રાક્ષસ–સેતાન–હું, પ્રભુ પાસેથી તાજુ આવતું હોય એવું બાલક હવે શી રીતે બની શકું?

**તોળલ—પાપીમાં પાપીને પણ જન્મે જન્મે પ્રભુને નિર્દોષ બાળક બનવાની તક આપે છે, એ ત્યારે તેની કેવી**

કૃપા! અરે, ઇચ્છે તો ગમે તેવો પાપી ગમે ત્યારે પણ ફરી બાળક જેવો બની શકે એ પ્રભુના રાહની કેવી કૃપા! અને ત્હારે માટે શું અસંભવિત ? પેલી મેખ એક ન્હાની ચોરીની ખાતર સહી શકયો તે શું ન કરી શકે ?

જેસળ—પણ એ તો મ્હારો ધંધો, એમાં હું ઉછરેલો અને જીવેલો. ઝેરનો જીવડો ઝેરમાં બહાદૂર, પણ અમૃતના જીવનનું ત્હેને શું ભાન ?

તોળલ—નહિ નહિ, એમ શા માટે નિરાશ બની જાય છે ? ભાઇ, પ્રભુએ ત્હને અગ્નિ તો બહું આપ્યો છે, પણ તેથી ત્હેં પુણ્યને બાળ્યાં, હવે ત્હેનાથી જ પાપને બાળ. પ્રભુ . તરફ પીઠ રાખી હતી તે હવે ત્હારૂં મોં ત્હેના તરફ રાખ. ત્હારી બળવાન્ શકિત ત્હારો સંહાર કરતી હતી તે જ ત્હારૂં રક્ષણ કરશે. ત્હેં ઘણા મામલા જોયા છે, ઘણું સહન કર્યું છે; તે અત્યારે કાયર કેમ બની જાય છે ?

જેસળ—પણ અંધારામાં રહેલું ઘુવડ કાગડાની ચાંચો સહી શકે તે ઉજાસને સહી શકતું નથી.

તોળલ—પ્રભુના તેજથી ત્હારી આંખો અંજાઈ જાય ત્હેમાં નવાઇ નથી. એ તો અજવાળામાંથી અંધારામાં તું ગયો હશે ત્યારે પણ નહિ જ જોઇ શકયો હોય; હવે ત્હને અંધારૂં ત્હારૂં ત્હારૂં પોતાનું લાગતું હશે પણ ઉજાસથી અંજાઇ ગયા છતાં દૃઢ રહીશ તો તે જ, ત્હને ત્હારૂં હતું એમ લાગ્યા વિના રહેશે નહિ.

જેસળ—પણ બ્હેન, અહીં સહન કરવા, ન કરવાની વાત જ કયાં છે ?

તોળલ—બીજું કંઇ જ નથી, જેસળ.

જેસળ—તે કેવી રીતે?

તોળલ—સિંહ જેવો જેસળ ઘેટું બની જાય એવી રીતે ત્હેં સહન કર્યું છે, પણ તે વાઘ વરૂ બનીને સહન કર્યું છે; હવે એક મેંઢું બનીને સહન કર. જખમી થયેલો વાઘ શિકારી પર ધસતી વખતે લાગેલી તરવારને ગણકારતો પણ નથી. એક ગરીબ મેંઢું ઘવાએલું તરસ્યું પડ્યું રહે છે, અને શાન્ત રહે છે. ઝનુનમાં આવીને તો કંગાળ પણ સહન કરતો દેખાય છે. પૂરાએલી હોય તો એક બિલાડી પણ ગમે તેવા શૂરાનું ગળું ચૂસી લે છે. સ્વાર્થની ખાતર તો બાયલા પણ કંઇ ચમત્કાર કરી શકે છે. **ઘાતકી થવું સ્હેલું છે, ગરીબ થવું અઘરૂં છે.** શું ત્હને નથી લાગતું કે પેલા વાઘ કરતાં ગરીબ મેંઢું વધારે બહાદુર છે?

જેસળ—ખરૂં.

તોળલ—ત્યારે, ભાઇ, સેતાન સહન કરે છે તેમ નહિ, પણ દેવ સહન કરે છે તેમ કર.

જેસળ—બરાબર, પણ તું કહે છે તેમ સહન કરી પાપ ધોવાનો કાળ કહાય મ્હને મળશે નહિ—હોડીમાં ભરતા પાણીને બિચારા ખલાસી કેટલુંક ઉલેચી શકશે? પાણી જરા વધારે ભરાયું કે આપણે સૌ તળીએ જવાનાં. પાંગરે પગ અને બ્રહ્મઉપદેશ એવું ત્હારે કરવાનું છે.

તોળલ—એ તો પ્રભુની ઇચ્છા પ્રમાણે સૌ બની રહેશે. ત્હને સમય નથી એટલું જ લાગે છે, નહિ?

જેસળ—હા.

તોળલ—પણ સમયની શી જરૂર છે? પાપ પુણ્ય હેતુથી બને છે અને બળે છે. ભાઇ, કાર્યથી નહિ. ખરું કે ઇચ્છા

પ્રસાદ્ગે કાર્ય દેખાયા વિના રહેતાં નથી; છતાં એમ બને અને ન એ બને. કાર્ય તો દેશકાળને આધીન છે, પણ હેતુ તેમ નથી. ત્હેને અત્યારની સ્થિતિથી શું એમજ સ્પષ્ટ દેખાતું નથી? પાપને જ બાળ્યાં હોય તો પુણ્ય એકઠાં કરવાં પડે છે. પણ, જેસળ, કર્મ માત્રને બાળી દે; એ તો એક ક્ષણમાં પણ બની શકે તેવી વાત છે.

જેસળ—ખૂન અને લોહીમાં ભમી ભમીને આ મગજ બ્હેરૂં બની ગયું છે. ત્હેને આ નવી વાતમાં સમજણ પડતી નથી. જરા વિસ્તારથી કહેશો તો કદાચ સમજી શકાશે.

તોળલ—પ્રભુનો ન્યાય કોઇ પણ સમજી શકે તેવો સરલ છે. બાળકો પણ સમજે છે તો તું કેમ નહિ સમજી શકે?

જેસળ—ત્યારે તું સમજાવશે તો હું સમજી શકીશ, મ્હને મ્હારામાં તો હવે શ્રદ્ધા રહી નથી. ત્હને દયા આવે છે, ત્હને શ્રદ્ધા છે. તો તું સમજાવ.

તોળલ—હા, અત્યારે તો હું સમજાવીશ, બીજો ઉપાય નથી. પણ પ્રભુને માર્ગે તું ચાલ્યો હોત તો આજે આ સમજવા આવવું પડત નહિ. બધાં જ પ્રભુનાં છે અને બધાં પ્રભુને ઓળખે છે. પરંતુ જે વગર મહેનતે મળ્યું છે ત્હેને ઘણાં જાણી જોઈને ખોઇ દે છે; અને મહેનત કરી ન મેળવવાનું મેળવે છે. પાણીનું માછલું પાણીમાં તરસથી મરી જાય એ વાત ત્હેં કયાંઇ સાંભળી? પણ માછલાંથી માણસ વધારે મૂર્ખ બની જાય છે. કરોડો બિચારાં ભોળાં એવી ગફલતમાં પડી જાય છે! કાંઇ તારો એકનો આ દોષ નથી.

જેસળ—પાપી કરોડો હશે એ વાત સાચી. પણ આ આખા વિશ્વથી જાણે હું એકલો જુદો પડી ગયો હોઉં એમ મ્હને અત્યા-

રે લાગ્યા કર છે. પાપી કરોડો હશે, પણ ક્ષમા ન મેળવી શકે, ક્ષમા ન માગી શકે એવો તો હું આ એક જ દેખાઉં છું. ત્રાસ ત્રાસ આખી દુનિયા પર વરતાવી મૂકયો; માત્ર નામ સાંભળી છોકરૂં છાનું રહી જાય; દરિયા પર મારા ભયથી મોટા ધોરી માર્ગ ઉજ્જડ થઇ ગયા અને ગામ હતાં ત્યાં જંગલ બની ગયાં; પાપી કરોડો હશે પણ કયું પાપી પ્રભુથી ધ્રૂજ્યું નહિ હોય? એક નહિ, આ ત્હારો પાપી ભાઇ.

તોળલ—અને છતાં મ્હારા આ ભાઇથી વિશેષ નિર્દોષ કોઇ પણ બાળક ન હોય એ બની શકે તેવું છે.

જેસળ—ખરૂં, પ્રભુ તો બહુ જ કૃપાળુ છે. પાપીને પણ પૃથ્વી ઝીલી રહી છે, અને પાપીનું વહાણ પણ સમુદ્ર તરી જાય છે. જરા આમ જો! તોફાન દૂર ગયું હોય એમ દેખાય છે; પવન જવા લાગ્યો અને વાદળનો કાળો રંગ ફિક્કો બનતો જાય છે. કડાકા થતા નથી પણ મેઘની ઘેરી ગર્જના હાથી જેવી દૂર રહી રહી ધીમે સાદે ગડગડે છે. ઉતારૂઓ શાન્ત થઇ ગયા છે, અને ખલાસીઓ મરામતનું કામ તડામાર ચલાવી રહ્યા છે, વધારે અને વધારે ઉમંગથી! મ્હને લાગે છે કે મછવો બચી જશે. થોડી જ વારમાં કેટલો ફેરફાર!

તોળલ—પ્રભુની રાહદારીને રક્ષણથી અધિક કંઇ જ પ્રિય નથી. મછવાને બચાવશે, અને ત્હને પણ બચાવશે.

જેસળ—હા-તું પણ કહેતી હતી તે ફરીથી કહે. તોફાન જવા લાગ્યું અને સાથે ભય પણ ગયો હોય એવો ઘડીક આનંદ થઇ આવ્યો.

તોળલ—ત્હને એ જીવવાની આશામાં આનંદ આવતો હોય તો ખુશીથી લે. આપણે કોઇ વળી બીજે વખતે મરજી હશે તો વાત કરીશું.

જેસળ—નહિ, નહિ, એ તો અટકચાળા મનની જુની ટેવ; એટલે જરા દોડી ગયું. મૃત્યુના ભય સાથે મ્હારો બધો ભય ગયો નથી. તું જે કહેતી હતી તે કહે.

તોળલ—ત્હને એકજ વાત કહેવાની છે જેસળ; કર્મ માત્રને બાળી દેવાનું હું કહેતી હતી.

જેસળ—હા એ જ. પણ બ્હેન, એ હું સમજી શકતો નથી.

તોળલ—ત્હારે કાંઇ પૂછવું છે કે મ્હારાથી કહેવાય તે હું જ કહું ? જેસળ ખાસ કંઇ જ પૂછવાનું નથી. જે કાંઇ જ જાણતો નથી તે શું પૂછી શકે ? મ્હને તું જ એ માર્ગ બતાવ કે ફરી પાપમાં પડું નહિ.

તોળલ—ત્યારે; ભાઈ, પ્રથમ જાણવા જેવી વાત એ છે કે **બુરાઇ, કોઇ પણ બુરાઇ, નિત્ય રહેતી નથી.** કોઇ વિચારથી, એક વ્હાલું મરી જવાથી કે વૃક્ષનું એક પત્ર ખરી જવાથી પાપીને પાપથી મુક્ત થવાની ઉત્કૃષ્ટ ઇચ્છા થઇ આવે છે, અને તે વખતે કાઇને કોઇ તેને માર્ગ બતાવવાને હાજર હોય છે. પ્રભુની આવી પરમ રસાળ કરુણા અત્યારે ત્હારા પર પણ વરસી રહી હોય એમ ત્હને શું નથી લાગતું ? દુઃખનાં અશ્રુ લુછી નાંખી આભારનાં અશ્રુમાં સ્નાન કરવા આવ.

જેસળ—તું જ્યાં જ્યાં દોરી જશે ત્યાં આવીશ, બ્હેન, અગાડી ચાલ, હું પાછળ ચાલ્યો આવું છું.

તોળલ—ત્યારે માનવી અંતે બુરાઇથી પરવારે છે. બુરાઈથી પરવારે ત્યારે ભલાઇ, પણ પોતાની ન હોય એમ લાગે છે. અત્યારે ત્હારામાં આ ભલાઇ, આ શુભ ઇચ્છા કયાંથી ? આ ક્ષણ શું ત્હારા

જેસળ—નહિ જ. પણ એ પ્રભુની કૃપા છે એમ હું કાં ન માનું ?

તોળલ—એમજ, અને એથી કાંઇ વિશેષ; સૌમાં છે તેમ ત્હારામાં પણ પરમાત્માનો તણખો કાયમ હતો અને છે. એ તણખો ગમે તેવા અંધારામાં ઘડીભર રહે પણ અંતે જે મહાન્ અગ્નિનો તે છે તે સિવાય તે બીજે કયે સ્થાને વિરામી શકે ? ત્હારાં પાપ પુણ્ય, ત્હારી આ ન્હાની ગડમથલ, ત્હારૂં શરીર, ત્હારી વાંછનાઓ; એમાંનું કાંઇ જ તું પોતે નથી; ત્હારામાં તુંપણું અને મ્હારામાં હુંપણું એ પેલા તણખા સિવાય બીજું કાંઇ જ નથી જે ત્હારામાં છે તેજ મ્હારામાં છે અને એમ આપણે બે નથી પણ એક જ છીએ.

જેસળ—પછી ?

તોળલ—પછી, આપણે અહંકારથી જીવીએ છીએ તે પ્રભુથી જીવવા લાગીએ તો જેમ આપણે બે જૂદાં નથી, તેમ આપણે પરમાત્માથી પણ જૂદાં નથી જ. એ સ્થિતિ સૌ માટે પ્રભુએ નિરમી રાખી છે. પ્રભુનો સ્નેહ સતત ઉભરાયા કરે છે. તે સ્નેહનાં આપણે બન્યાં છીએ. તો તે સ્નેહને આપણે કેમ વિસરી શકીએ ? તું પાપી હતો, રાક્ષસ હતો, તું ગમે તે હોય પણ તે સ્નેહની સમૃતિ, તે તણખાની ઉષ્મા જાગતી ને જાગતી જ હતી, જ્ઞાન આવે છે એ કયાંથી આવે છે ? કયાંથી આવે છે કાંઇ સમજાય છે ?

જેસળ—નહિ.

તોળલ એ બહારથી આવે છે, ઓચિંતું આવે છે એમ શું ત્હને નથી લાગતું ?

જેસળ—એમજ.

તોળલ—ભાઇ, સર્વ જ્ઞાન સ્મૃતિ છે. તું ભૂલી ગયો હતો તે મ્હને ફરી સાંભરે છે અને જ્યારે સ્મૃતિ આવે છે ત્યારે જેને સ્વપ્નામાં પણ જાણતો ન હોતો તેવી આશાઓ આવવા લાગે છે, ત્યારે પ્રભુની ઝાંખી થવા લાગે છે.

જેસળ—સત્ય, તોળલ.

તોળલ—અને જ્યારે પૂર્ણ સ્મૃતિ આવી જાય છે ત્યારે પ્રભુ-ને માત્ર અનુસરતો હોય અને પોતે કાંઇ જ કરતો ન હોય એમ દેખાવા લાગે છે. કાંઇ જ લાલસા, તૃષ્ણા, ઇચ્છા પોતાની રહેતી નથી, અને ત્યારે જ તે કર્મથી છુટો થાય છે. પોતાથી હિત થાય ત્યાં ત્હેને ખાસ વિશેષ સંતોષ મળતો નથી જે પાત્ર આનંદથી છલકાતું જાય છે તેમાં કયો વિશેષ આનંદ રેડી શકાય? અજાણતાં કદાચ આખા બ્રહ્માંડનો નાશ થઇ જાય તો ત્હેને એ ખેદનું કારણ નથી. પ્રભુ ઇચ્છે તે જ તે કરે છે. પણ એવું મુક્ત જીવન કશો નાશ કરે છે એમ તું માનતો નહિ; પ્રભુની ઇચ્છામાં ધ્વંસ હોય ખરો?

જેસળ—નહિ જ.

તોળલ—ત્યારે પ્રભુની ઇચ્છા જેણે પોતાની કરી લીધી છે તે પણ કદિ ધ્વંસનું કારણ બનતો જ નથી. પુણ્યમયતા કશું પાપ કરતી જ નથી. જાણે કે અજાણ્યે સ્નેહપૂર્ણ કરુણા હોવાથી જેમ બુરૂં ઇચ્છી શકતો નથી, તેમજ સ્નેહપૂર્ણ જ્ઞાન હોવાથી પરમાર્થમાં કદિ ચૂકી શકતો નથી.

જેસળ—બરાબર.

તોળલ—ત્યારે એ સ્નેહમાં તું આવ.

જેસળ—તોળલ તું તો કર્મથી, કર્મ માત્રથી, છુટી જવાનું કહેતી હતી. પાપને ધોવા પુણ્ય એકઠાં કરવાં પડે એ વાત પણ ત્હને ગમતી ન હતી.

તોળલ—અને એ વાત પણ હું સાચી જ કહેતી હતી. માનવી કાર્યની અને વિચારની એવી બે સૃષ્ટિમાં હમ્મેશાં વસે છે. કાર્યની સૃષ્ટી અહીં પુરી થાય છે, વિચારની સૃષ્ટિ વિશેષ સૂક્ષ્મ છે. અને તેટલી જ વધારે વિસ્તારવાળી છે જે તું હવે જાણુશે. તે જાણીને પણ ત્હારે કરવાનું તો એટલું જ છે કે " પરમાર્થે જીવવું. "

જેસળ—પણ અડચણ ન હોય તો મ્હને છેવેટનું સત્ય પણ સમજાવ. કયા કાર્યમાં જીવવું તે સમજાવવાની પણું કૃપા કર.

તોળલ—તું સાંભળે છે એ જ ભાઇ, મ્હારા પર ત્હારી કૃપા છે. ત્હારો ઉદ્ધાર થાય એ કાંઇ પ્રભુની મ્હારા પર થોડી કૃપા નથી. એક જીવ જ્યારે મુકત દશા પ્રાપ્ત કરે છે ત્યારે આખું બ્રહ્માંડ આનંદથી પ્રભુનો ઉપકાર ગાવા લાગી જાય છે. તું અમારામાંથી પ્રભુમાં જા અને પછી અમને સહાય કરવા અમારામાં આવ. એથી વિશેષ કયું હિત! અત્યારે એમ નિરધાર્યું હશે તો મ્હારાથી ત્હને એ માર્ગનું એક પગથીયું પણ જડે એ કાંઇ ન્હાનું સુનું ભાગ્ય નથી.

જેસળ—ખરૂં, બ્હેન, ત્હારી વાણીનું અમૃત હજુ વા; અગાડી બોલ.

તોળલ—ભાઇ આપણુને જન્મ મૃત્યુના ફેરામાં નાંખનાર આપણુને એ ચક્રમાં બાંધી રાખનાર, પ્રભુથી આપણુને વિખુટાં પાડનાર—કર્મ અને બીજું કોઇ જ નહિ. દુષ્કર્મના જેટલી જ નિર્દયતાથી સત્કર્મ પણ આપણુને પાછાં ખેંચી રાખે છે અને જે દોર આપણા સદ્ગુણોથી વણાય છે, તે પણ આપણા દુર્ગુણોથી વણાએલા દોરની પેઠે જ આપણુને બાંધી રાખે છે.

જેસળ—પણ ત્યારે આ જાળની ગુંથણી શી રીતે પૂરી થાય? મનુષ્ય માત્ર જીવે ત્યાં સુધી વિચાર અને લાગણી વગર એક ક્ષણ પણ રહી શકે તેમ નથી; એ જ જાણે માનવીનું જીવન હોય

એમ ભાસે છે, અને એ જ કર્મને વણવાની સાળ હોય તો છૂટવાનો આરો નથી.

તોળલ—કર્મ ગયાં તો તું પત્થર બની જશે એવી ત્હને ધાસ્તી લાગે છે નહિ ?

જેસળ—હા, એમજ.

તોળલ—પણ એમ નથી. હું ત્હને પત્થર જેવો બનવાનું કહેતી નથી. પણ હવે હમણાં વાદળમાંથી બહાર નીકળી આવી નિત્યની પેઠે પ્રકાશમય દર્શન આપણને દેશે તે સૂર્ય જેવો બનવાનું કહું છું; જે જીવનમય છે, અને કેવો પોતાનું કાર્ય અસ્ખલિત બજાવ્યે જાય છે.

જેસળ—કેવી રીતે એ ?

તોળલ—કાર્યમાંથી નહિ પણ તૃષ્ણામાંથી, કાર્યમાંથી નહિ પણ કાર્યના ફળની ઇચ્છામાંથી, કર્મ ઘડાઇ આવે છે. ફળના ભોક્તૃત્વની વાંચ્છનાથી એક કાર્ય કરવામાં આવ્યું, પરિણામના સુખ પર દૃષ્ટિ રાખી એક માર્ગ પકડયો; આત્મા આશાવાન્ બને છે અને કુદરતે તેને પ્રતિ ઉત્તર આપવું જ જોઇએ. આત્મા કાંઇ દાવો કરે છે અને કુદરતે તેનો બદલો બક્ષવો જ જોઇએ; જે માગવામાં આવે છે તે આપવામાં આવે છે; ફળ માગ્યું તો ફળ ભોગવવું પડે છે, પ્રવૃત્તિ માગી તો નિવૃત્તિ શી રીતે મળે ?

જેસળ—બરાબર છે.

તોળલ—આ જન્મમાં જે અભિલાષા છે તે આવતા જન્મમાં ધારણશક્તિ બને છે; આ ફેરે જે વિચાર વારંવાર આવે છે તે આવતે ફેરે સ્વાભાવ બને છે.

જેસળ—કાંઇ જ શંકા નથી પછી ?

તોળલ—દરેક કારણ સાથે તેનું કાર્ય, દરેક ગતિ સાથે તેનું ફળ બંધાએલું જ રહે છે, અને તૃષ્ણા એ આ યુગ્મને સાથે બાંધી રાખનારી દોરી છે, આ દંપતીની છેડાછેડી છે.

જેસળ—એમજ.

તોળલ—અને એ દોરી—એ દરેક જોડીજોડીમાં ઓતપ્રોત વિંટાઇ રહેલી દોરી—જો પ્રજાળી નાંખવામાં આવે તો પછી સંબંધ ટકી શકશે નહિ; આ તૃષ્ણા, આ દોરી, એ જ કર્મ.

જેસળ—બરાબર.

તોળલ—અને જ્યારે હૃદયની બધી જાળ તૂટી જાય ત્યારે આત્મા સ્વતંત્ર થાય છે; કર્મ પછી તેને ઝાલી શકતું નથી. કાર્ય કારણનું ચક્ર ભલે ફર્યા કરે, પણ એ આત્મા મુક્ત જીવનમાં છે, તેને ક્યાંએ કશો ભય નથી.

જેસળ—કાંઇ જ કહેવાનું નથી. મ્હારી શંકા દૂર થઇ છે. તો પણ, બ્હેન, આ વજ્રનું હૃદય સ્પર્શમણિના એટલા જ સ્પર્શથી સુવર્ણ કહાય નહિ બને, વળી અમૃતની કાંઇ તૃપ્તિ થતી નથી.

તોળલ—પ્રભુ બોલાવે છે તો હું હજુ બોલીશ, હૃદયને પૂરૂં ઠલવીશ.

જેસળ—કૃપા એ, તોળલ

તોળલ—ભાઇ, પછી ત્હારે કાંઇ જ મેળવવાનું નથી, કાંઇ જ કરવાનું નથી. છતાં તું આ સંસારના માર્ગનો પ્રભુના ઘર સુધીનો ભોમીયો બનશે. કર્તવ્ય કર, પણ તે અનાસક્ત રહીને; જે કર તે ધર્મની ખાતર; પ્રભુની મહાન્ યોજનાના મેળમાં

ત્હારો સિતાર મેળવી દે, તેનાથી જાદું તે બધું બસુરૂં જ છે. ટચલી આંગળી પર સર્વના રક્ષણાર્થે કૃષ્ણભગવાને ગોવર્ધન તોળી રાખ્યો હતો, બધા ગોવાળે તે બોજામાં ભાગ લેવા લાકડીઓ ટેકવી હતી, તેવી જ રીતે પરમાત્માની કાર્યઘટનામાં ત્હારી બધી ગતિ ભેળવી દે. ત્હારા વ્યાપાર માત્રને ત્હેને આધીન વહેવા દે. પછી ત્હારાં બધાં કાર્ય કોઇ સ્વાર્પણુયતા, કોઇ મહાન યજ્ઞ જેવા બની રહેશે; તે મહાન્ વ્યવસ્થા ચક્રના ફેરામાં ત્હેની ગતિને પોષણ આપવા હોમાયા કરશે, કાર્ય જે પોતપોતાનું ફળ લાવે ત્હેની ખાતર તું પછી કાંઇ જ કરતો નથી, કાર્ય માત્રનાં ફળ પછી ભૂત માત્રની રતિમાં આનંદથી અર્પાશે. તે ફળ ત્હારાં નહિ પણ તે મહાન્ વ્યવસ્થાનાં છે અને ત્હારા તરફથી તો વહેંચણી થવા એ બધાં તે વ્યવસ્થાને સોંપાય છે. પિતાનું પુત્રને, પ્રિયનું પ્રીયાને, સખાનું સખાને જેમ અર્પાય છે તેમ ત્હારૂં સર્વસ્વ એ વ્યવસ્થાને અર્પાશે. પવન વિનાના આવાસમાં જેમ દીવો હાલતો નથી તેવો સ્થિર આનંદ પછી કાયમ જામી રહેશે.

જેસળ—બીજુ શું કહું બ્હેન? પ્રભુનો સ્નેહ ત્હારા પર નિત્ય હોજો.

તોળલ—ભાઇ, એ મુક્ત આત્મા સત્કર્મથી કદિ જ દૂર નથી, પણ જે કાળે જેવાં સાધન પ્રાપ્ત થાય છે, તે કાળે ત્હેનો ઉપયોગ પરમાર્થે કર્યે જ જાય છે. ફળની ઇચ્છા રહી નથી છતાં કાર્યમાં કશી મંદતા આવતી નથી; ઉલટું મેલ વિનાનું વસ્ત્ર ચિત્રો વધારે સ્ફુટ ઝીલી શકે છે અને વધારે સરલતાથી સાફ કરી શકે છે. સ્વાર્થ ગયો, એટલે મેલ ગયો. જે આત્મા આ સ્થિતિએ આવ્યો છે, ત્હેને કર્મની કોટડીનું તાળું બંધ કરવાની ચાવી મળી ચૂકી છે. તાળું બંધ થાય છે, ચાવી પ્રભુ પાસે જાય છે. એ કોટડી ફરી કદિ ઉઘડતી નથી.

જે કર્મ ત્હેણે ભૂતકાળમાં ઉત્પન્ન કર્યાં ત્હેને જ્ઞાનથી, અને વર્તમાનનાં કર્મોને નિરતિથી દગ્ધ કરતો ચાલ્યો જાય છે. જેમ અગ્નિ સુકા તૃણુને બાળતો ચાલ્યો જાય તેમ પ્રભુના મંદિરમાં બહાર અને અંદર આત્મા બહુ કાળ સુધી જા આવ કરી કરી અંતે પ્રભુના મંદિરમાં એક સ્તંભ જેવો બની રહે છે. પછી તે ગમે ત્યાં હોય પણ પ્રભુના મંદિરની બહાર નથી, જે અન્ય કોઇ પણ સ્થાને જોડાએલો નથી, તે જ પ્રભુના નામ સાથે જોડાઇ શકે છે. કર્મનું બંધન એ જ દેશકાળ છે, અને કર્મથી છુટયો, ત્યાં–જેસળ, આ અહંકાર, આ સ્વાર્થપરાયણતા, આ વ્યષ્ટિ પ્રત્યેની આકાંક્ષાઓ તુટવી જોઇએ. પછી તું, પછી તું પ્રભુનું જ બાળક છે અને પ્રભુના બધા વારસાનો હકદાર છે.

જેસળ—દેવિ! દેવિ! મ્હારી વ્હાલી દેવિ! મ્હારા ઉદ્ધાર માટે તોળલ બનીને આવેલી દેવિ! એક વખત ત્હારા પગમાં પડવા દે.

તોળલ—નહિ, નહિ, ભાઇ, શરણ પ્રભુનું લે, પગે પ્રભુને પડ; કે ત્હેણે ત્હને સુબુદ્ધિ આપી. ત્હારાં બધાં પાપને દૂર ખસેડી ત્હને સુબુદ્ધિ આપી. હું તો ત્હારા જેવી જ એક પામર ગરીબ પાપી–ત્હેના પગનો સ્પર્શ કરતો ના, પ્રભુનો ઉપકાર માન કે લુંટારાની ટોળીમાંથી ત્હેણે ત્હને સ્વીકારી લીધો.

જેસળ—બ્હેન, ત્હારી કૃપાથી હું હવે પ્રભુને ગાઇ શકીશ. શંકા હજી રહી. હું એક લુંટારો તેને પણ પોતાનાં બાળકને, પોતાની સ્રીને જોઇને જે લાગણી થાય તે શું કાપી નાંખવા જેવી? ઘણીવાર ખૂની તલવારનું લોહી લૂછી નાંખતી વેળાએ પણ મ્હારા એક બાળકને જોઇ હું પશ્ચાતાપ કરતો હોઉં, હું જાણે ગળી જતો હોઉં એવું મ્હારી જુવાનીમાં મ્હને લાગી આવતું. એ લાગણી શું બાળી નાંખવા જેવી?

તોળલ—તું સમજ્યો નહિ, ભાઇ; હૃદયને ભાંગી નાંખવાથી આપણે હૃદયનાં બંધનોને ભાંગી શકતાં નથી. મુક્ત દશાની

જેમ જેમ નિકટતા પ્રાપ્ત થાય, તેમ તેમ તો હૃદય વિશેષ વિશેષ કોમળ આર્દ્ર બનતું જાય છે. આખા વિશ્વમાં દરેક કંપને એ સર્વ સ્થાને સુરીલો તાર ઉત્તર આપવા લાગે છે, એ તો દરેકનાં આંસુ લુવે છે અને દરેકના પગ ધુવે છે. એ પોતાના માટે કાંઈ જ રાખવા માગતો નથી; તેથી જ જેને જે જોઈએ તે આપી શકે છે. આવો આત્મા પ્રભુની ઈચ્છાના એક પાત્ર જેવો છે. તે એટલું જ ઇચ્છે છે કે પોતે વિશાળતા મેળવે, અને પ્રભુની પ્રીતિ વધારે ને વધારે પોતામાં ભરતી બને. પ્રભુની ઈચ્છાને વહન કરનારનો એ એક ઝરો છે અને એ જેટલો વિશાળ થવાથી પ્રાણી માત્રને પ્રભુનો સ્નેહ વિશેષ પાઇ શકે, પ્રાણી માત્રનું જીવન તેમાં વહે અને વધારે નિર્મળ થઈને પાછું જાય એથી વિશેષ કાંઈ જ તે ઈચ્છિતો નથી. પાપીનાં પાપી અશ્રુ અને પુણ્યશાળીનાં પુણ્યશાળી અશ્રુ–તેને ધોવાં અને લ્હોવાં એટલું જ તે સર્વ કાળે સર્વ સ્થાને કર્યા કરે છે. એના જેવું કરૂણામય બીજું શું હોઈ શકે? એના જેવી સ્નેહમયતા બીજી કઈ? ભાઇ, તું કોઇનાં પણ દુઃખને, અંધારાને, અજ્ઞાનને ઓછું કર અને સાચું સુખ કોઈને પણ આપ્યા કર, ત્હારો વિચાર તું કર નહિ. એ તો પ્રભુ કરશે. પછી વિશેષ અહીં કે ક્યાંએ કંઇ નથી.

જેસળ—ચોમાસાની ડોળી નદીનું જળ આછરૂં બની કચરાને પાછળ છોડી દેઈ જેમ શરદ ઋતુના સ્પર્શથી વહેવા લાગે છે તેમ ત્હારી આ વાણીથી મ્હારો આત્મા વ્હેતો જણાય છે, અને જો! આ કુદરત પણ કેવી મીઠી બની છે! ક્યાંથી ઓચિંતો બહાર નીકળી આવેલો સૂર્ય કેવો રૂપેરી ઝળકાટ રેડી રહ્યો છે! અને મછવો મંદ મંદ પવનલહરી સઢમાં ભરી કેવો શાન્ત રમતો રમતો ચાલ્યો જાય છે!

તોળલ—પ્રભુની કૃપા એ–જેસળ.

૧

# શ્રીમત્ શંકરાચાર્ય

જ્યારે વૈદિક કર્મકાંડની જાળ વધી પડી, અને વામમાર્ગીઓ ધર્મને બ્હાને કુકર્મ કરવા લાગ્યા, ત્યારે ભારતભૂમિને ધર્મપાન કરાવવા કપિલવસ્તુના રાજકુમાર ભગવાન્ ગૌતમબુદ્ધનો અવતાર થયો. એમનો " અહિંસા પરમો ધર્મઃ " સમસ્ત ભારતવર્ષમાં સ્વીકારાયો. પણ પાછળથી બૌદ્ધધર્મમાં નાસ્તિકતા દાખલ થઈ, અને સમાજનું વહાણ પુનઃ ડામાડોળ થવા લાગ્યું. ઘણાને લાગ્યું કે વેદને માન્ય ન કરવાથી બૌદ્ધ ધર્મ પડી ભાગ્યો તેથી વેદદ્વારા સત્યનું પ્રતિસ્થાપન કરવા યત્નો થવા લાગ્યા. આ યત્નોમાં મહત્તમ સાફલ્ય મળ્યું ભગવાન્ શંકરાચાર્યને.

શ્રી શંકરાચાર્ય પરમ શુદ્ધ, બુધ્ધિવાન, મહાન્ વિદ્વાન અને પ્રતિભાસમ્પન્ન હતા. એમના પ્રયાસથી વેદ સર્વમાન્ય ગણાયા એટલું જ નહીં, પણ બૌદ્ધ ધર્મની જડ ભારતવર્ષમાંથી ઉખડી ગઇ.

**બાલ્ય જીવનઃ**—કેટલાક માને છે કે તેમનો જન્મ કોચીનમાં કલાદી નામના ગામડામાં થયો હતો, ને કેટલાક કહે છે કે તેઓ ચિદમ્બરમ્‌માં જન્મ્યા હતા. એમના પિતાનું નામ શિવગુરુ અને માતાનું સતી.

વિદ્યાધિરાજ નામના વિદ્વાન્ અને ધર્મશાસ્ત્રપારદર્શી બ્રાહ્મણને ત્યાં શિવગુરુનો જન્મ થયો હતો. શિવગુરુને ઉપનયન પછી ગુરુકુળમાં અધ્યયનનો લાભ મળ્યો હતો. તેને વિદ્યાનુરાગ એટલો બધો હતો કે વિદ્યાભ્યાસ પૂરો થયા પછી ગુરુએ તેને ઘેર જઇ ગૃહસ્થ બનવા કહ્યું ત્યારે તેણે જવાબ આપેલો કે

"ગુરૂ મહારાજ, આપની આજ્ઞા સાચી છે. પણ પુરૂષે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કર્યા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો જ જોઇએ એવો કંઇ નિયમ નથી. હું ગૃહસ્થ થવા નથી માગતો તેમજ સંન્યાસી થવા પણ નથી ઇચ્છતો. મારે તો આપની સેવા કરી વિદ્યાભ્યાસમાં રત રહી બ્રહ્મચર્યાશ્રમમાં જ જીવન વ્યતીત કરવું છે."

જ્યારે ગુરૂશિષ્યની આ પ્રમાણે વાત ચાલતી હતી ત્યારે વિદ્યાધિરાજે આવી પુત્રને ઘણું સમજાવી ઘેર આણ્યો. થોડા દિવસમાં તેની કીર્તિ ચોમેર ફેલાઇ, અને અનેક જગાએથી કન્યાનાં માગાં આવવા લાગ્યાં. છેવટે તેનું લગ્ન મઘપંડિત નામના એક સુશીલ બ્રાહ્મણની કન્યા સતી સાથે કરવામાં આવ્યું બન્નેએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી વિવાહના અગ્નિની જગાએ જ અગ્નિહોત્ર કરવા માંડયો. આ યજ્ઞકુંડ આગળ બન્ને જણ સવાર સાંજ ઇશોપાસના કરતાં, અને વેદ ભણતાં. બાકીનો સમય અતિથિસત્કારમાં, અધ્યાપનમાં અને શાસ્ત્રચર્ચામાં વ્યતીત થતો.

આ રીતે પવિત્ર જીવનમાં ઘણાં વર્ષ વીત્યાં, છતાં તેમને એકે ય સંતાન થયું નહિ. તેથી તેમણે શિવજીની એકાગ્ર ચિત્તે આરાધના કરવા માંડી. એમ કહેવાય છે કે તેમની આરાધનાથી પ્રસન્ન થઇ શિવજીએ સ્વપ્નામાં કહ્યું, 'બેટા! હું તારી પૂજાથી પ્રસન્ન થયો છું. કાંઇ વર માગ!' શિવગુરૂએ માગ્યું, 'મહારાજ, આપના જેવો સદ્ગુણસમ્પન્ન પુત્ર મારે ઘેર જન્મે એ જ હું પ્રાર્થું છું.' આ પછી કેટલેક દિવસે સતીને ગર્ભ રહ્યો અને સંવત ૮૪૫માં–ઇ. સ. ૭૮૮માં શ્રી શંકરસ્વામીનો જન્મ થયો.

શિવગુરુ અને સતીનું સંતાન એટલે વિદ્વત્તા, વેદાધ્યયન, યજ્ઞયાજન, તપ, ઇશોપાસના, અને સુશીલતાનુ સંતાન: અને ખરેખર, હતું

પણ તેમજ. કહેવાય છે કે બાલક શંકરે એક વર્ષની વયમાં માતૃભાષાનો અભ્યાસ કર્યો હતો, બીજા વર્ષમાં માતા પાસેથી પુરાણોનાં આખ્યાન કંઠસ્થ કર્યાં હતાં, ને ચોથા વર્ષમાં પંડિતના જેટલું જ્ઞાન મેળવ્યું હતું. એમના પિતાએ એમને ત્રણ વર્ષના મૂકીને દેહત્યાગ કર્યો હતો. પાંચના વર્ષે તેમને જનોઈ દેવાઇ. છઠ્ઠા વર્ષે તો તેમણે ગુરૂને ઘેર સર્વ શાસ્ત્રમાં અને વિદ્યામાં પાંડિત્ય મેળવ્યુ. એ વખતે એ વેદમાં બ્રહ્મસમાન, તાત્પર્ય સમજવામાં બૃહસ્પતિ સમાન, અને સિદ્ધાન્તમાં વ્યાસ સમાન હતા.

**બ્રહ્મચર્યમાં સ્થિતિ**—પાંચ વર્ષની વયે ઉપનયન મેળવી બટુક શંકર ગુરુને ત્યાં અધ્યયન કરતા હતા, તે વખતનો એક પ્રસંગ જાણવા જેવો છે. એક દિવસ આશ્રમના બીજા બ્રહ્મચારીઓ સાથે તે પણ ભિક્ષા માગવા નીકળી પડયા. માગતા માગતા તે એક ગરીબ બ્રાહ્મણને ઘેર જઇ ચડયા. એ સમયે એ દારિદ્ર-પીડિત બ્રાહ્મણ ગામમાં ભિક્ષા માગવા ગયો હતો, ને તેની સુશીલ પત્ની ઘેર હતી. તેણે ખેદપૂર્વક બ્રહ્મચારી શંકરને કહ્યું, " બેટા ! અમે ઘણાં હીનભાગી છીએ. અમારા જેવાં કંગાલ માણસ ઘણાં થોડાં હશે. તમને ભિક્ષા આપવા જેટલી શક્તિ પણ અમારામાં નથી. અતિથિને ખાલી હાથે જવા દેવો એ ધર્મ વિરુદ્ધ હોવાથી આમળાનું આ એક ફળ આપું છું તે લઇ જાઓ. " બ્રાહ્મણપત્નીની એ ખરા અંતઃકરણની ભિક્ષા લઇ શંકર ગુરુના આશ્રમમાં પાછા આવ્યા, પણ એ બ્રાહ્મણની કરુણ વાણીએ અને ધર્મ પરની તેની શ્રદ્ધાએ તેમના મન પર સચોટ અસર કરી. સંસારમાં કેવા પ્રકારનાં દુઃખ છે, તેનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયો, અને વૈરાગ્યનાં બીજ એ સમયથી તેમના હૃદયમાં ઉંડાં રોપાયાં.

**સમાવર્તન**—ગુરુ પાસે વિદ્યોપાર્જન કરી લઇ શંકર પાછા આવી માતા પાસે રહી તેમની સેવા કરતા હતા. કેટલા-

કનો મત છે કે સાતમા વર્ષે તેઓ ગુરુને ત્યાંથી પાછા આવ્યા, અને કેટલાક માને છે કે તેઓ ગુરુને ત્યાંથી યુવાવસ્થામાં ઘેર પાછા આવ્યા. ગમે તેમ હો, પણ એટલું તો નિશ્ચિત છે કે બ્રહ્મચર્યાશ્રમમાંથી ઉત્પન્ન થયેલા વિરાગને લીધે તેમણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ ન કરતાં માતા પાસે રહી સ્નાતક બ્રહ્મચારીનું જીવન ગાળવા માંડયું હતું. એ સમયમાં તે પોતાના ગામના વિદ્યાર્થીઓને ભણાવતા હતા, ને કાળા હરિણનું ચામડું પહેરતા હતા. અધ્યાપન પછી જે વખત મળતો તેમાં તે સત્શાસ્ત્રોનું અધ્યયન કરતા, ને બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તોની સત્યાસત્યતાનો વિચાર કરતા.

ઘેર આવ્યા પછી તેમની ખ્યાતિ મલબારમાં એટલી ફેલાઇ કે તેના રાજાને તેમનાં દર્શનની ઇચ્છા થવાથી તેનો પ્રધાન તેમને બોલાવવા આવ્યો. તેણે શંકરની સેવામાં હાજર થઈ રાજા તરફથી એક હાથી તથા કેટલીક મહોરોની ભેટ તેમના આગળ મૂકીને કહ્યું, “ જેની સભામાં મોટા મોટા વિદ્વાનો વિદ્યમાન્ છે તેવા મલબારના રાજા આપનાં દર્શનની અભિલાષા રાખે છે, માટે મારી સાથે પધારીને રાજસભાને વિભૂષિત કરશો. ” શંકરે ઉત્તર આપ્યો, “ વેદમાં આજ્ઞા છે કે બ્રહ્મચારીએ મૃગચર્મ પહેરવું, ભિક્ષા માગીને ખાવું. હું એ ધર્મ છોડીને બાહ્યાડમ્બરમાં ફસાઇ જાઉં તો મને કદિ સુખ થાય નહીં. શાસ્ત્રોમાં જે જે કામોનો નિષેધ છે તે તે કાર્યથી મને કદિ લાભ થઇ શકે નહીં. આપ મારા તરફથી રાજા સાહેબને નિવેદન કરજો કે આપ આપની પ્રજાના પિતા છો. આપનો ધર્મ છે કે આપે આપની પ્રજાને ધર્મપથ પર ચલાવવી. મને મારા બ્રહ્મચારી ધર્મનો ત્યાગ કરવાની લાલચ બતાવવી એ આપને યોગ્ય નથી. આપે મોકલેલી બધી વસ્તુઓ ગૃહસ્થાશ્રમીને માટે ઉપયોગી છે, મારા જેવા બ્રહ્મચારી માટે નહીં. ” આમ કહી તેમણે બધી કીંમતી ભેટો સ્વીકારવાની સાફ ના પાડી.

રાજાના મંત્રીને આથી ઉંડી છાપ પડી, ને તે તેમને માનપૂર્વક નમન કરી રાજા પાસે ગયો. પ્રધાનને મ્હોંએ તેમની પ્રશંસા સાંભળીને તેમને મળવાની તેને તીવ્ર ઉત્કંઠા થવાથી તે જાતે તેમને મળવા ગયો. શંકરે ઘણા આદરથી તેનું આતિથ્ય કર્યું, ને કુશળ–સમાચાર પૂછ્યા. બન્ને જણ એકજ આસન પર બેઠા. પછી રાજાએ તેમને દશ હજાર સોના મહોર અને પોતાનાં રચેલ ત્રણ નાટક ભેટ કર્યાં. શંકરે નાટકો રાખી સોના મહોરો પાછી આપતાં કહ્યું, " નૈષ્ઠિક બ્રહ્મચારીને પાસે ધન રાખવામાં હાનિ છે. એમ કર્યાથી એ દોષમાં પડે છે. ધન ગૃહસ્થોને ઉપયોગી છે. આપ એ ધન અન્ય અધિકારીઓને આપી દેજો કે જેથી એ પોતાના કુટુમ્બનું ભરણ પોષણ કરીને આપને આશીર્વાદ દેશે. "

આ પ્રમાણે નૈષ્ઠિક બ્રહ્મચર્યના પાલનમાં અને અધ્યયન અધ્યાપનમાં, તથા માતાની સેવામાં તેમનો સમય જતો હતો. પુત્ર અને માતા વચ્ચે પ્રેમની એવી મજબૂત ગાંઠ બંધાઇ હતી કે બધાંને લાગતું કે બ્રહ્મચારી શંકર લૌકિક કામનાઓથી મુક્ત હોવા છતાં માતાનો સ્નેહ તેમને સંસારની બહાર નહીં જવા દે. એવામાં તેમનાં સગાંસમ્બન્ધીઓને તેમને વિવાહિત કરવાનો વિચાર થયો. પણ શંકરના વિચાર તો કંઇ જૂદા જ હતા. એમના મનમાં ઘોળાયા કરતું હતું કે " હું બ્રાહ્મણ છું. મારા પિતા મને નાની વયનો મૂકીને દેવલોક પામ્યા છે, તોપણ મારી માતાની કૃપાથી મેં બ્રાહ્મણના પ્રથમ આશ્રમનું–બ્રહ્મચર્યાશ્રમનું–યથાવિધિ પાલણ કર્યું છે. મેં એવી માતાનું દૂધ પીધું છે કે જેનામાં આદર્શ બ્રાહ્મણપત્નીના સર્વ ગુણ વિદ્યમાન્ છે. ધર્મની સેવા કરવા માટે એ માતા જરૂર પોતાના એકના એક પુત્રને પોતાથી વિખૂટો પાડવાની રજા આપશે. માતા કરતાં પણ હજાર ગણી પ્રિય, સત્ય ધર્મનો ઉપદેશ કરનારી શ્રુતિ આજકાલ

ઘણી ખરાબ દશામાં છે. બૌદ્ધ અને જૈન ધર્મીઓ દ્વારા તેનો ઉદ્ધાર કરવાની આવશ્યક્તા છે. હું બ્રાહ્મણ છું, ને મારી આંખ આગળ વેદધર્મ પર મિથ્યા કલંક લગાડવામાં આવે તો મારા જીવતરમાં ધૂળ પડી. જગત્ સાચા ધર્મથી અજાણ્યું રહીને અંધકારના ઉંડા ખાડામાં પડયું રહે ને હું બ્રાહ્મણનો પુત્ર થઈને તેને પ્રકાશ બતાવવાનો યત્ન ન કરૂં તો મારા બ્રાહ્મણત્વને કલંક લાગશે. ”

**સંન્યાસ**—એમને લગ્નજાળથી બાંધી લેવાના સમ્બન્ધીઓના વિચાર નિષ્ફળ ગયા. માતાનો એમના પર ઘણો જ સ્નેહ હતો, અને એ સ્નેહને લીધે જ શંકરની સંન્યાસી થવાથી હઠને તે ઉવેખી શકયાં નહીં. આખરે ન છૂટકે કચવાતે મને તેમણે તેમને સંન્યાસી થવાની રજા આપી, પણ એ શરતે કે શંકરે માતાના મરણ પ્રસંગે હાજર રહેવું અને જાતે જ તેમને અગ્નિદાહ દેવો.

હવે સંસારનો ત્યાગ કરી, હાથમાં દંડ લઈ, શરીરે ભગવાં વસ્ત્ર ધારણ કરી શંકર યોગ્ય ગુરુની શોધમાં ફરવા લાગ્યા. છેવટે તેમણે નર્મદાતટ પરનું શારદાપીઠ પસંદ પડયું. આ આશ્રમના અધિષ્ઠાતા ગોવિન્દનાથ પાસેથી તેમણે અદ્વૈત મતનું શિક્ષણ મેળવ્યું. જ્યારે તેમણે બ્રહ્મવિદ્યારહસ્ય જાણી લીધું ત્યારે ગુરુએ તેમને આજ્ઞા કરી, “ વેદાન્તના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવા સારૂ અને પાખંડ મતનું ખંડન કરવા સારૂ તમે સત્વર કાશી શહેરમાં જાઓ. ”

કાશીમાં પંડિતો અને સંન્યાસીઓના સમાગમથી તેમને ઘણો લાભ થયો. તેમની વિદ્વત્તા પર મુગ્ધ થઇ દેશાવરથી તત્વજિજ્ઞાસુઓ આવવા લાગ્યા. એક દિવસ એક બ્રાહ્મણના છોકરાએ તેમની પાસે આવી દંડવત્ કર્યા એટલે તેમણે સપ્રેમ પૂછ્યું, “ તું કોણ છે, અને કયાંનો રહીશ છે? ” યુવકે ઉત્તર આપ્યો,

" હું બ્રાહ્મણ છું, ચોલ દેશમાં કાવેરીનદીને કિનારે મારૂં ઘર છે, હજુ સુધી મારૂં લગ્ન થયું નથી, અને ભવિષ્યમાં લગ્ન કરવાની ઇચ્છા પણ નથી, સંસારના સુખ પર મને વૈરાગ ઉપજ્યો છે. વારંઘડીએ બીક લાગે છે કે રખે આ સંસાર સાગરમાં કાંઇ ડૂબી તો નહીં જાઉં ? એ સંસાર સાગરમાંથી પાર ઉતરવાનો ઉપાય શોધવા સારૂ અનેક સાધુસન્તોનાં દર્શન કરતો કરતો આપની સેવામાં હાજર થયો છું. આશા છે કે આપની કૃપાદૃષ્ટિથી હું સંસાર સાગર તરી જઇશ " તેને અધિકારી જાણી શંકરસ્વામીએ દીક્ષા આપી. તેનું નામ સનંદન હતું, પણ પાછળથી તે પદ્મનાભ નામથી પ્રસિદ્ધ થયો છે. એ શંકરાચાર્યના મુખ્ય શિષ્યોમાંનો એક છે.

## અદ્વૈતની પુષ્ટિ

એક દિવસ શંકરસ્વમી શિષ્યો સાથે ગંગાસ્નાને જતા હતા, તેવામાં રસ્તામાં તેમને એક ચાંડાળ મળ્યો. તેમણે તેને દૂર ખસવા કહ્યું ત્યારે તે બોલ્યો, " મહારાજ! આત્મા એક છે. તો પછી આપ એમાં ભેદભાવ શા સારૂ રાખો છો અને મારી પાસે આવતાં ડરો છો? એક હાથમાં દંડ છે. બીજામાં કમંડળ છે, જ્ઞાનની ગંધ પણ નથી છતાં જ્ઞાની હોવાનો ડોળ ઘાલી તમે લોકો સંસારને છેતરો છો. કહો તો ખરા કે તમે મને ખસી જવાનું તો કહ્યું, પણ એમ કહીને તમે કોને દૂર ખસેડવા માગતા હતા? મારા દેહને કે આત્માને? જો તમે મારા દેહને દૂર કરવા ઇચ્છતા હો તો તે તમારા દેહની પેઠે અન્નમય છે. તો શું તમારા દેહ કરતાં મારો દેહ જૂદો છે? વળી એના સાક્ષીરૂપ આત્માને દૂર ખસેડવા માગતા હો તો તમારા દેહમાં સાક્ષીરૂપ જે આત્મા છે તે તેનાથી ભિન્ન છે કે શું? આ બ્રાહ્મણ છે ને આ ચાંડાલ છે એવો ભેદભાવ તમારા જેવા જ્ઞાનીને ઉત્પન્ન જ કેમ થયો? "

ચાંડાલનો આ ધર્મોપદેશ સાંભળીને શંકર ઘણા જ પ્રસન્ન થયા. તેમણે તેને સાબાશી આપી કહ્યું, "હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! તેં જે કહ્યું તે સત્ય છે, તારા જેવા આત્મજ્ઞાનીના ઉપદેશથી 'આ ચાંડાલ છે' એવી ભેદબુદ્ધિનો હું ત્યાગ કરૂં છું. તું બ્રાહ્મણ હો કે ચાંડાલ હો' પણ તું નમસ્કાર કરવા યોગ્ય છે."

આ મેળાપની અસર શંકરસ્વામી પર ઘણી થઇ. તેનાથી પ્રેરાઇને તેમણે અદ્વૈત મતની પુષ્ટિમાં પ્રાચીન પુસ્તકોનાં ભાષ્ય કરવા માંડયાં. બદરિકાશ્રમના એકાન્ત વાસમાં તેમણે વેદાન્ત સૂત્રનું ભાષ્ય લખ્યું. પછી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પર પણ ભાષ્ય રચાયું. વળી તેમણે બીજાં કેટલાંક ગદ્ય પુસ્તક પણ લખ્યાં જેવાં કે સનત્સુજાત ભાષ્ય, ઉપદેશ સહસ્રી અને હરિમીડે ઇત્યાદિ. આમાંનાં પહેલાં ત્રણ ભાષ્ય ઘણાં પ્રસિદ્ધ છે, ને તે પ્રસ્થાનત્રયને નામે ઓળખાય છે.

## શાસ્ત્રાર્થ માટે દેશાટન

**કુમારીલ ભટ્ટ**—હવે શંકરાચાર્યને પોતાની શક્તિમાં વિશ્વાસ બેસવાથી અને કેટલાક વિદ્વાનો તેમના કામમાં સામેલ હોવાથી તેમણે વેદ વિરુદ્ધના મતોનું ખંડન કરવા દેશાટન કરવાનો નિશ્ચય કર્યો. એ વખતે દક્ષિણમાં કુમારિલ ભટ્ટ નામે વિદ્વાન ને સદાચારી સંન્યાસી હતા. તેમણે વેદસ્થાપનાર્થે યથાશક્તિ મહેનત કરી હતી. તેથી તેમનાં દર્શનની ઇચ્છા શંકરસ્વામીને થઇ.

કુમારિલ ભટ્ટે બ્રહ્મચર્યાશ્રમનું યથાવિધિ પાલન કરી શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વિદ્યામાં ને કર્મકાંડમાં તે એટલા પ્રવીણ હતા કે લોક તેમને ભટ્ટપાદ અને સુબ્રહ્મણ્યના નામથી ઓળ-

ખતા. એ વખતે બૌદ્ધ અને જૈન ધર્મ વેદને છેક ઉતારી પાડતા હતા. વેદની આમ અપ્રતિષ્ઠા થતી તેમનાથી જોઇ શકાઇ નહીં. તેમણે તેની પ્રતિષ્ઠા પુનઃ સ્થાપવાનો અને એ બન્ને મતોનું ખંડન કરવાનો સંકલ્પ કર્યો, પણ તેમ કરવા માટે તેમને એ બન્ને મતોનો અભ્યાસ હોવો જોઇએ. તેથી તે બૌદ્ધ વિદ્યાલયના શિષ્ય થયા. એક દિવસ વેદની નિન્દા ગુરુને મુખે થતી સાંભળી તેમની આંખમાં આંસુ આવ્યાં. આથી અન્ય શિષ્યોને લાગ્યું કે કુમારિલ કપટી અને પ્રતિપક્ષી છે. માટે તેમનું કાસળ કહાડવાનો તેમણે વિચાર કર્યો. એક દિવસ જ્યારે તે મન્દિરની દિવાલ પર વિચારમાં બેઠા હતા, ત્યારે અહિંસામાં માનનારા આ બૌદ્ધ શિષ્યોએ તેમને જોરથી એવો ધક્કો માર્યો કે તે પડયા. પણ પડતાં પડતાં તે બોલ્યા, “ શ્રુતિ પોતાનાં શરણાગતનાં કયાં દુઃખ નથી નિવારતી ? જો વેદ પ્રમાણરૂપ છે તો હું જીવીશ જ. ” દિવાલ પરથી પાડવાને લીધે તેમની એક આંખ ફૂટી ગઇ. ત્યાંથી નાસી છૂટી તેમણે બન્ને મતનું ખંડન કરવા માંડયુ, ને સુધન્વા નામના બૌદ્ધ રાજાએ તેમનો મત સ્વીકાર્યો.

જે સમયે શંકરાચાર્ય તેમનાં દર્શનાર્થે જતા હતા, તે સમયે તેઓ ડાંગરનાં છોડાંની ભસ્મમાં બળી મરી પોતાનો દેહ પાડવાનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થયા હતા. છોડાંના ઢગમાં અગ્નિ મૂકાયો હતો ને કુમારીલ તેમાં પેસવાની તૈયારી કરતા હતા, તેવામાં શંકરસ્વામી દોડતે પગલે તેમની પાસે આવી પહોંચ્યા. એમણે તેમને પોતાનું ભાષ્ય આપ્યું, ને આવવાનો હેતુ જણાવ્યો. એ ભાષ્ય જોઇ ભટ્ટે પ્રસન્ન થઇ તેમને શત્રુઓની ટીકા તથા ઉપહાસની દરકાર કર્યા વિના પોતાના કાર્યમાં ખંતથી મંડયા રહેવાની સલાહ આપી.

શંકરસ્વામીએ આવા કઠિન પ્રાયશ્ચિતનું કારણ પૂછયું, ત્યારે તેમણે જણાવ્યું, “ બૌદ્ધધર્મીઓ વૈદિક ધર્મ પર જૂઠા

આક્ષેપ કરતા હતા, અને મને તેમના ધર્મનું યથાર્થ જ્ઞાન નહીં હોવાથી હું તેમના ધર્મના દોષ બતાવી શકતો નહીં. એ ખામી પૂરી કરવા સારૂ હું તેમના મતમાં રહીને તેમના જ આચાર્યો પાસેથી તે ધર્મનું રહસ્ય શિખ્યો છું. તેમના આપેલા જ્ઞાનદ્વારા તેમનાજ ધર્મનું ખંડન કર્યું છે, એટલે કે મેં ગુરુકુલનો દ્રોહ કર્યો છે. અને એ દ્રોહનું પ્રાયશ્ચિત ડાંગરનાં છોડાંની ભસ્મમાં બળી મરવા સિવાય બીજું કાંઇ નથી. એ પ્રાયશ્ચિત્ત કરવા અત્યારે હું તત્પર છું, અને આપના જેવા વિદ્વાન્ વેદધર્મની રક્ષા કરવા તૈયાર છે એ જાણી મને મરણ સમયે ઘણો જ આનન્દ થાય છે. જો તમારે વેદધર્મનો પ્રચાર કરવો હોય અને બૌદ્ધધર્મનો પરાજય કરવો હેય તો તમે મંડનમિશ્રને મળી, તેને તમારો સાથી બનાવો. એ શાસ્ત્રપ્રવીણ છે ને મારો પ્રિય શિષ્ય છે." આમ કહી તે આગમાં સ્વસ્થ બેઠા. જોતજોતામાં તેમનો દેહ ભસ્મ થઇ ગયો !

**મંડનમિશ્ર**—બાદ ભટ્ટના કહેવા મુજબ નર્મદા તટે માહિષ્મતી નગરીમાં જઇ શંકરસ્વામીએ બપોરે મંડનમિશ્રના ઘરની તપાસ કરવા માંડી. એવામાં તેમના જ ઘરની પાણી ભરવા જતી દાસીઓને તેમણે ઘરનો પત્તો પૂછયો, એટલે જવાબ મળ્યો, "જે ઘરના બારણામાં પાંજરામાંની મેનાઓ 'વેદ સ્વતઃ પ્રમાણ છે કે પરતઃ' એમ બોલી રહી હોય તે ઘર મંડનમિશ્રનું છે એમ જાણજો. જે ઘરમાં મેનાઓ 'કર્મ ફળ આપે છે કે ઇશ્વર ફળ આપે છે?' એમ બોલી રહી હોય તે ઘર મંડનમિશ્રનું છે એમ જાણજો. જે ઘરમાં મેનાઓ 'જગત્ નિત્ય છે કે અનિત્ય?' એવા પ્રશ્નોની ચર્ચા કરતી હોય તે ઘર મંડનમિશ્રનું છે એમ જાણજો !"

દાસીના ઉત્તરથી પ્રસન્ન થઇ શંકરાચાર્ય મંડનમિશ્રને ઘેર ગયા. તેમનો સત્કાર કરી મંડનમિશ્રે પૂછયું, 'મહારાજ, આપને શી ભિક્ષા જોઇએ છે?' જવાબ મળ્યો, 'હું શાસ્ત્રાર્થની

ભિક્ષા લેવા આવ્યો છું. એ ભિક્ષા મને એવી શરતે આપો કે જો હું હારૂં તો ગૃહસ્થાશ્રમી થઈ આપનો શિષ્ય બનું, ને આપ હારો તો આપ સંન્યાસી બની મારા શિષ્ય થાવ. '

મંડનમિશ્રે ઘણી પ્રસન્નતાપૂર્વક શાસ્રાર્થ કરવાનું કબૂલ્યું, ને પૂછયું કે આપણા શાસ્રાર્થનો ન્યાય તોળનાર મધ્યસ્થ કોણ થશે? ત્યારે શંકરાચાર્યે જવાબ આપ્યો, " આપણા શાસ્રાર્થમાં નિર્ણય આપવાનું કામ આપનાં પરમ વિદુષી ધર્મપત્ની ઉભયભારતી કરશે. એ જે નિર્ણય આપશે તે નિષ્પક્ષપાત હશે એવી મારી ખાત્રી છે. "

પછી ઉભયભારતીએ બન્નેને તિલક કર્યું ને પુષ્પમાળા પહેરાવી. શાસ્રાર્થ લાગલાગટ ૭ દિવસ સુધી ચાલ્યા કર્યો. દિનાન્તે તે શંકરને કહેતી ' મહારાજ, ચાલો ભિક્ષા કરો, ' ને મંડનમિશ્રને કહેતી ' પ્રાણનાથ, ચાલો ભોજન કરો. ' માત્ર એ શબ્દોથી જ એ પરમ વિદુષી પોતાનો નિર્ણય આપતી કે તે દિવસના શાસ્રાર્થમાં બન્ને સમાન ઉતર્યા છે. છેલ્લે દિવસ હાથ જોડીને તેણે બન્નેને કહ્યું, " મહારાજ! ચાલો ભિક્ષા કરો. " તેનો નિર્ણય જણાઇ ચૂકયો!

હવે જ્યારે શંકરે મિશ્રને પોતાના શિષ્ય થવાનું કહ્યું ત્યારે ઉભયભારતીએ વિનંતિ કરી, " નિઃસંદેહ આપે મારા પતિ ઉપર વિજય મેળવ્યો છે, ને પ્રતિજ્ઞાનુસાર તેમણે આપના શિષ્ય બનવું જોઇએ. પરન્તુ, આપે મારા પર સમ્પૂર્ણ વિજય પ્રાપ્ત નથી કર્યો. શાસ્રમાં સ્રીને અર્ધાંગના કહી છે. આપે તેથી અર્ધું અંગ જીત્યું છે અને અર્ધું અંગ જીતવાનું બાકી છે—હજી મારા પર વિજય મેળવવાનો રહ્યો છે. "

શંકરે તેની સાથે શાસ્રાર્થ કર્યો, ને તે સત્તર દિવસ ચાલ્યો; ફક્ત સન્ધ્યાવન્દન ને ભોજનના સમય જેટલો તે બંધ

રહેતો. આમાં ઉભયભારતીએ પોતાની વિદ્વત્તાનો અપૂર્વ પરિચય આપ્યો, પણ શંકરસ્વામીની અગાધ વિદ્વત્તા આગળ તેને પરાજય સ્વીકારવો પડયો. હવે બન્ને જણે–પતિપત્નીએ–પોતાનું સર્વસ્વ દાન દઇ, યજ્ઞ કરી, સંન્યાસની દીક્ષા લીધી. મંડનમિશ્ર ત્યારે સૂરેશ્વરાચાર્ય કહેવાયા. પાછળથી જ્યારે શંકરાચાર્યે શૃંગેરી મઠની સ્થાપના કરી ત્યારે સૂરેશ્વરાચાર્યને તેના અધિષ્ઠાતા નિમવામાં આવ્યા હતા. સંન્યાસિની ઉભયભારતી પણ ત્યાં જ રહેતી હતી. તે ત્યાંના સમાજમાં એટલી લોકપ્રિય થઇ પડી હતી કે તેના સ્મારકમાં લોકોએ શૃંગેરીમાં એક મંદિર બંધાવ્યું હતું. તે હજી હયાત છે.

**હસ્તામલક**—બાદ નર્મદાતટે થોડો સમય વ્યતીત કરી શંકરાચાર્યે તીર્થાટન શરૂ કર્યું. ફરતા ફરતા તેઓ શ્રીવલિ નામના એક બ્રાહ્મણ ગામમાં જઇ ચડયા. ત્યાં રહેતા પ્રભાકર નામે એક પ્રસિદ્ધ પંડિતનો એક છોકરો દુનિયાના કામધંધામાં કે રમતગમતમાં કંઇ પણ ધ્યાન ન દેતાં ચુપચુપ બેસી રહેતો હતો. એના ચહેરા પરથી લાગતું કે તે કોઇ ઉંડા ધ્યાનમાં ઉતરી પડયો છે. ઘણા વૈદ્યોની દવા કરવા છતાં પણ તે તો તેવોને તેવો જ રહ્યો. આખરે પ્રભાકર તેને શંકરાચાર્ય પાસે લાવીને પૂછવા લાગ્યો, " મહારાજ ! આ છોકરામાં જડતા કેમ છે ? તેની ઉમ્મર લગભગ તેર વર્ષની થઇ છે, તોપણ તે નથી ભણતો ગણતો, કે નથી રમતો ફ્દતો. મહા મુશ્કેલીએ તેને જનોઇ દીધું છે. બીજા છોકરા રમવા બોલાવે છે તો તે જતો નથી; છોકરા એને મારે છે પણ તે ગુસ્સે થતો નથી; ને મરજીમાં આવે ત્યારે ખાય છે. "

શંકરાચાર્યે બાળકને પૂછયું, " કેમ બેટા ! તું જડ શા માટે છે ? " બાળકે ઉત્તર દીધો, " જડ હું નથી, પણ આ

શરીર છે, જે મારી દ્વારા ચેષ્ટા કરે છે." આ ઉત્તર સાંભળીને તેમણે પ્રભાકરને કહ્યું; "આ છોકરો તમારા કામનો નથી, એને મારી પાસે રાખી જાઓ. એનામાં વૈરાગ્ય છે; તમારી પાસે રહેશે તો તમારા ક્લેશનું કારણ થઇ પડશે." આથી તે પુત્રને તેમની પાસે મૂકી ગયો. શંકરે તેને શિક્ષણ આપ્યું. તેનું નામ હસ્તામલક પાડવામાં આવ્યું. આ શિષ્ય પણ શંકરાચાર્યના પ્રિય શિષ્યોમાંનો એક છે. એમને અત્યાર સુધીમાં ચાર શિષ્ય મળી આવ્યા હતા–સૂરેશ્વરાચાર્ય, હસ્તામલક, પદ્મનાભ, અને તોટકાચાર્ય.

## રોગ અને અવસાન

પછી થોડા સમયમાં માતાની માંદગીના સમાચાર મળવાથી તેઓ તેમની પાસે ગયા. માતાના મરણ પ્રસંગે ન્યાતવાળાઓએ વાંધો લીધો કે શંકર સંન્યાસી હોવાથી તે માતાને અગ્નિદાહ દઇ શકે નહીં. પણ તેમણે તો પોતાને જ હાથે માતાનો અગ્નિ સંસ્કાર કરવાનો સંકલ્પ કર્યો હતો, તેથી કોઇની મદદ ન મળતાં તેમણે તેમને ઘર આગળ જ દાહ દીધો.

હવે એક રીતે છૂટા થવાથી શિષ્યોને સાથે લઇ ધર્મપ્રચારનું કામ નિયમિત રીતે કરવાની તેમને સરળતા થઇ. તેમણે કાંચીમાં એક મઠની સ્થાપના કરી. ઘણા ઘણા મતમતાન્તરવાળાઓ સાથે શાસ્ત્રાર્થ કરી તેમણે તેમને પોતાના અનુયાયી બનાવ્યા. તેઓ લગભગ સમસ્ત ભારતવર્ષ ફરી વળ્યા. તે જ્યારે ગૌડ દેશમાં ગયા ત્યારે તેમને ભગંદરનો રોગ થયો. તેના ઘણા ઘણા ઇલાજ કરવા છતાં તે ન જ મટયો. આવી માંદગીમાં પણ ધર્મ પ્રચારનું કામ તો તેમણે ચાલુ જ રાખ્યું હતું.

કાશ્મીરમાં શારદા નિવાસ નામે આશ્રમ હતો. તેની પ્રશંસા દેશ વિદેશ થતી હતી. તેથી તેનાં દર્શનની શંકરાચાર્યને ઇચ્છા

થવાથી તે કાશ્મીર ગયા. શારદા નિવાસને ચારે દિશામાં દ્વાર હતાં. પૂર્વના વિદ્વાનો પૂર્વના દ્વારથી, પશ્ચિમના વિદ્વાનો પશ્ચિમ દ્વારથી, ઉત્તરનાં ઉત્તર દ્વારથી, ને દક્ષિણના દક્ષિણ દ્વારથી પ્રવેશ કરતા. પણ તેમ કરતા પહેલાં અમુક પ્રશ્નો પૂછવામાં આવતા. જો તેના સન્તોષકારક ઉત્તર તે આપે તો તેમને પેસવાની રજા મળતી. શંકરસ્વામી દક્ષિણના હોવાથી પ્રશ્નોના ઉત્તર આપી તે દક્ષિણ દ્વારથી આશ્રમમાં દાખલ થયા. ત્યાં તેમણે ધર્મ પ્રચારનું કામ કરવા માંડયું. બધા તેમના જ્ઞાન પર એટલા મુગ્ધ થઇ ગયા કે શારદાનિવાસ તેમને સોંપવામાં આવ્યો.

શારદાનિવાસમાં મઠ સ્થાપી તે બદરિકાશ્રમ ગયા. ત્યાં તેમણે નશ્વર દેહનો ત્યાગ કરી સંવત ૮૭૭ માં બત્રીશ વર્ષની વયે પરમપદ પ્રાપ્ત કર્યું.

---

૨

## બાબા નાનક

શિખોના નામથી કોણ અજાણ્યું છે ? એ પ્રજાનાં વીરત્વ, શ્રદ્ધા અને ધર્મપરાયણતા મશહુર છે. તેણે જગત્‌ને वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि । અને क्षमा वीरस्य भूषणम् । પોતાના આચારમાં પ્રત્યક્ષ કરી બતાવ્યાં છે. આવી ઉમદા, ધાર્મિક અને પરમવીર જાતિને ઘડનાર મહાન્ પુરુષ ગુરુ સાહેબ શ્રી નાનક હતા.

હિન્દમાં મુસલમાનો આવ્યા હતા. તેમનાં અને હિન્દુઓનાં સભ્યતા તથા ધર્મઝનુનોની અથડાઅથડી પૂર્ણ જોશમાં હતી. બન્ને

જાતિમાં સખત વિસંવાદ હતો, ને ભારતવર્ષ તેમાં પિંખાઇ જતો હતો. કોઇ રીતે બન્ને વચ્ચે સ્નેહની ગાંઠ બંધાય એ ઇચ્છવા જોગ હતું. અને તેથી જ જાણે કબીર અને નાનકનો જન્મ થયો હતો. વળી હિન્દુઓમાં વર્ણ ભેદે સખ્ત તિરસ્કારની લાગણી ઉત્પન્ન કરી હતી. બ્રાહ્મણો પોતાને શ્રેષ્ઠ માની ઇતર વર્ણને ધિક્કારતા. શૂદ્ર અને સ્ત્રી બન્ને પતિત ગણાતાં, તે એટલે સુધી કે તેમને અધ્યયનનો અધિકાર જ ન મળે. પણ ઇ.સ. ના ૧૫મા શતકમાં એવા ભક્તો નીકળ્યા કે જેમણે ભક્તિરસામૃતપાન વર્ણ કે જાતિના ભેદ સિવાય સર્વને કરાવ્યું. પંદરમા શતકનો ધર્મયુગ કંઇક અજબ હતો. પ્રભુના દરબારમાં સહુ કોઇને સ્થાન છે એ તેમણે મદમત્ત હિન્દુ ઉચ્ચ વર્ણોને શિખવ્યું.

આપણા દેશ પર પ્રભુની કૃપા છે કે જ્યારે જ્યારે એનાં રસકસ સૂકાઇ ગયાં છે, ત્યારે ત્યારે તેના સિંચનાર નીકળી આવ્યા છે. હિન્દુમુસલમાનોના ઝગડાથી, વર્ણોના પરસ્પરના તિરસ્કારથી ને જુલમથી ભારતવર્ષ દોહળો થઇ ગયો હતો, ને તેના એ જર્જરિત દેહમાંથી ચેતન પ્રાયશઃ જતું રહ્યું હતું. તેથી તેમાં નવજીવન સિંચવા, ને તેને રસાળ બનાવવા એકાએક એવું પૂર આવ્યું. બંગાળમાં શ્રી ગૌરાંગપ્રભુ, પંજાબમાં સદ્ગુરુ શ્રી કબીર ને બાબા નાનક, ગુજરાતમાં નરસિંહ મહેતા ને દક્ષિણમાં શ્રી નામદેવે ભારતોદ્યાનને ભક્તિરસામૃતથી પુનઃ નવચેતનાન્વિત કર્યો. આજે આપણે ભજનોની ધૂન, ભક્તિની ઝાંખી, ને પ્રેમની છોળો કયાંક કયાંક જોવા પામીએ છીએ તે એ પુણ્યાત્માઓની પ્રસાદી છે. વિદેશીઓની સભ્યતાના નિર્દય આક્રમણ સામે હજી પણ આપણે આપણી સભ્યતા થોડે ઘણે અંશે પણ સાચવી શક્યા છીએ તે એ મહાત્માઓને પ્રતાપે. એમને આપણા વારંવાર વન્દન હો!

## જન્મ ને બાલ્યકાલ

વિ. સવંત ૧૫૨૬ ( ઇ. સ. ૧૪૬૯ ) ના કાર્તિક માસનો પૂર્ણ ચન્દ્ર જગત્ પર પોતાનાં કિરણુદ્વારા અમૃત વરસાવી રહ્યો હતો, ને જગત્ નિદ્રાની શાન્તિમાં હતું, ને પ્રાતઃકાલ થવાને ચાર ઘટિકાનો વિલમ્બ હતો, ત્યારે હિન્દુમુસલમાન પર સત્યજ્ઞાનની કૌમુદી વરસાવી તેમને ગાઢ શાન્તિ પ્રદાન કરનાર બાબા નાનક આ દુનિયામાં આવ્યા. એમનાં માતા તૃપ્તાજી અને પિતા કલ્યાણચન્દ્ર ભગવાન્ શ્રી રામચન્દ્રજીનાં વંશજ હતાં. તેઓ પંજાબમાં રાવિ નદીને કિનારે આવેલા તલબંડી નામે ગામમાં રહેતાં હતાં. કલ્યાણચન્દ્ર રામદુલાર નામે મુસલમાન હાકેમના મહેસુલ કારકુન હતા.

ભક્તિભર્યા હૃદયવાળા, કાલાન્તે પણ સત્યવ્રતમાં સ્થિત, ને શૌર્યાન્વિત તથા અતિ શુદ્રને પણ જ્ઞાનવાન કરનાર ભક્તાત્માનાં માતા થવાનું જેના ભાગ્યમાં હતું તેવાં માતા તૃપ્તાજીને પણ ધન્ય છે.

પંડિત હરિદયાળ પાસે તેમની જન્મ કુંડળી કરાવવામાં આવી. જોષીએ બાળકનાં ગ્રહયોગ તથા ચક્રચિહ્ન જોઇ આશ્ચર્યથી કહ્યું, " તમે નશીબદાર છો. તમારે ઘેર કોઈ અવતારી પુરુષે જન્મ લીધો છે. સઘળા સંજોગ જોતાં હું કહી શકું છું કે આ બાળક એક મહાન્ પુરુષ થશે, દુનિયા એના ચરણે મસ્તક નમાવશે, અને હિન્દુમુસલમાન એના ઉપર પરમ વિશ્વાસ રાખશે. "

આ ભવિષ્ય વાણીની સત્યતાનાં લક્ષણ બાલ્યકાલથી જ જણાવા લાગ્યાં હતાં. કહે છે કે જ્યારથી તે બોલવા શિખ્યા ત્યારથી માત્ર પ્રભુના નામનો ઉચ્ચાર તે કરતા. પાંચ વર્ષની વયે તો તેમણે નાનાં છોકરાંને નીતિને રસ્તે વાળનાર વાતો કહેવા

માંડી. તેમનામાં વિચક્ષણતા તો એ હતી કે જે ઉમ્મરે બાળકોને એકલપેટાપણું હોય, તે ઉમ્મરે તેઓ પોતાનાં રમકડાં, ખાવાનું વગેરે બધું ગોઠીઆઓને આપી દેતા. જ્યારે તેઓ સાત વર્ષના થયા ત્યારે તૃપ્તાજીનાં બેન તેમને ઘેર આવ્યાં હતાં. તેમણે નાનકની વિલક્ષણ પ્રકૃતિ જોઇને કહ્યું, “ આ છોકરો તો કંઇ પાગલ જેવો જણાય છે; ઘરમાંથી હરકોઇ ચીજ ઉઠાવી જઇને બહાર ગમે તેને આપી દઇ ખાલી હાથે ચાલ્યો આવે છે ! ”

માસીના શબ્દ સાંભળી બાબાજીએ જવાબ દીધો, “ અરે માસી ! મારા જેવો એક પાગલ તારા ઘરમાં પણ થશે. ” આગળ પર માસીને પુત્ર થયો. તે રામરત્નના નામથી ઓળખાય છે. એ મહા પુરુષના નામમાં કેસુરમાં હજી પણ મેળો ભરાય છે.

## શિક્ષણ

છ વરસની વયે ગોપાળ પંડયાની ગામઠી શાળામાં હિન્દી ભાષાનું પ્રાથમિક શિક્ષણ લેવા તેમને મૂકવામાં આવ્યા. ત્યાં જતાં જ તેમણે ગુરુજીને સવાલ કર્યો, “ તમે મને ભણાવી શકશો ? ”

“ અલબત્ત. મારો ધંધો જ એ છે. હું કેટલાંએ વર્ષથી એ ધંધો કરતો આવ્યો છું, ને તે સારી પેઠે જાણું છું. આવા સવાલ પૂછવાનું તારૂં કામ નહીં. ચાલ, અક્ષર ઘુંટવા માંડ. ”

“ સાહેબ, તમે મને સારી રીતે ભણાવી શકવાનું કહો છો, તો મારે શું ભણવું છે તે હું જણાવું છું. આ સંસારના હિસાબ–કિતાબ ભણનારાંની અંતકાળે દુર્દશા થઇ છે. તેથી હું તો અહીં પરમેશ્વરનું નામ ભણવા આવ્યો છું. સંસાર બંધનમાંથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો. ”

આ સાંભળી પંડયાજીનો મિજાજ ગયો. "'બંધ' અને 'મોક્ષ' માં તું શું સમજે ?" મહેતાજી બોલ્યા. આ પછી બન્ને વચ્ચે લાંબી ચર્ચા ચાલી. છેવટે નાનકે જણાવ્યું કે "મોહને બાળી નાંખી તેની સાહી બનાવો, ને ગુરુને પૂછી પ્રેમની કલમથી બુદ્ધિના કાગળ પર ઇશ્વરનું નામ લખો. લેખ તો એવા લખીએ કે જેની પાસે લેખું માગીએ તેના પર સચોટ છાપ પડે." આ શાળામાં તેમનો અભ્યાસ ત્રણ વર્ષ ચાલ્યો.

પછી સંસ્કૃતના અભ્યાસ માટે તેમને પંડિત બ્રજનાથ શર્મા પાસે મૂકવામાં આવ્યા. પંડિતજીએ પાટી પર ॐ नमः सिद्धम् । લખી આપી તે મ્હોંડે કરવાનું તેમને કહ્યું.

નાનકે સવાલ કર્યો, "આનો અર્થ પણ કહી સંભળાવશો ?"

પંડિતજી—"હમણાં તારે અર્થનું કંઇ પ્રયોજન નથી, એનો મુખ પાટ જ કર."

નાનક—"ત્યારે અર્થ વિના માત્ર શબ્દોચ્ચારનું પણ શું પ્રયોજન ?

પંડિતજી—"એ રીતે ધીમે ધીમે મોટા ગ્રંથો પણ કંઠસ્થ થઇ જશે."

નાનક—"તાત્પર્ય જાણ્યા વિના ગ્રંથો ગોખવામાં શો લાભ? જે વેદને માત્ર ભણી જ જાણે છે, ને તેના અર્થ સમજતો નથી તે સૂકા લાકડાના ઠુંઠા જેવો છે."

આથી પંડિતજીએ સાનન્દાશ્ચર્ય પામી લક્ષપૂર્વક તેમને શિક્ષણ આપવા માંડયું.

હવે નાનકને અગિયાર વરસની ઉમ્મરે મૌલવી કુતુબુદ્દીન પાસે ફારસી શિખવા મૂકવામાં આવ્યા. ત્યાં તેમણે ગણિતનો ને ફારસીનો સારો અભ્યાસ કર્યો.

પંડયાજી સાથે વિવાદ થયો તે જ સાંજે નાનકે ઘેર આવી એકાન્ત ઓરડામાં દાખલ થઈ બારણાં દઇ દીધાં. ‘ જમવાનો વખત થયો પણ નાનક ન આવ્યો કેમ ? ’ એમ વિચારી માતા તેમને ઘરમાં, બારણે ને મહોલ્લામાં ખોળી વળ્યાં. પણ ક્યાંય તેમનો પત્તો ખાધો નહીં. છેવટે તે ઉદાસ થઇને બેઠાં હતાં, તેવામાં તેમની નજર બંધ ઓરડા તરફ ગઈ. બારણું હડસેલતાં તે ઉઘડયું નહીં તેથી માતાને ખાત્રી થઇ કે નાનક જ એમાં ભરાએલો. એમણે બૂમ મારી, “ ભાઇ, એ વીરા! બારણું ઉઘાડ તો. ” પણ સાંભળે જ કોણ ? મહા મહેનતે માબાપે બારણાં ઉઘાડાવ્યાં. અત્યાર સુધી નાનક ધ્યાનસ્થ હતા, તેથી તેમણે બૂમો સાંભળી ન હોતી. પછી તેમને ભોજન આપવામાં આવ્યું, પણ તેમણે ખાધું નહીં. આથી કાલુને ( કલ્યાણ ચંદ્રને ) થયું કે નાનકને કોઇ રોગ થયો છે, તેથી તેણે વૈદ્ય બોલાવ્યો.

વૈદ્યે નાનકની નાડી તપાસવા હાથ લંબાવ્યો, એટલે તે હાથ સંકોચી બોલ્યા, “ તમારે શું કામ છે ? ” વૈદ્યે સુખદ મધુર સ્વરે કહ્યું, “ તમારો રોગ જાણવા તમારી નાડી જોવાની મારે જરૂર છે. હું વૈદ્ય છું, ને ભયંકર રોગ પણ મારી દવાથી પ્રભુ-કૃપાએ મટયા છે; તો આ રોગના શા ભાર છે ? હું તમને એવી તો મીઠી દવા આપીશ કે તમારા ચહેરા પરની ફીકાશ જતી રહેશે, ને તમે તંદુરસ્ત બની જશો. ”

ત્યારે નાનકે કહ્યું,

“ वैद्य बुलाया वैदगी पकड टटोवे बाँह,
भोला वैद्य न जान ही दर्द कलेजे माँह ।
जाहु वैद्य घर आपने मेरी थाह न लहु,
हमरते राह आपने तू किस दारु देहु । ”

“ હજારો મનુષ્યોને અજ્ઞાનથી નાશ પામતા હું જોઉં છું, ને તેનાથી મને જે દર્દ થાય છે તેમાંથી તમે મને શી રીતે બચાવી શકશો ? હે વૈદ્ય ! તમારા માથા પર જ્યારે મરણ ભમે છે, ત્યારે તમે નિરાંતે કેવી રીતે ઉંઘી શકો છો ? પૈસાની ખાતર તમે બીજાંના રોગ સારા કરવાનો દાવો કરો છો, ત્યારે જે ઝેર તમારા હૃદયનો ક્ષય કરતું જાય છે તેનો વિચાર કેમ કરતા નથી ? ”

નાનકના પિતા તરફ જોઇ વૈદ્યે કહ્યું, “ તમારો છોકરો કોઇ પણ પ્રકારના શારીરિક રોગથી પીડાતો નથી. એનું દર્દ તો જુદું જ છે. એ કોઇ સામાન્ય માણસ નથી, પણ મનુષ્ય જાતિનું કલ્યાણ કરવા સારૂ પ્રભુએ મોકલેલો કોઇ ફિરસ્તો કે પયગમ્બર છે. તમે એને એકાન્તસેવન કરવા દેજો. ગભરાવાનું કંઇ પણ કારણ નથી. ” न खलु वयस्तेजसां हेतुः ।

## ઉપનયન

નાનક નવ વર્ષના થયા એટલે તેમને રિવાજ મુજબ જનોઇ દેવાની તૈયારીઓ થઇ. બ્રાહ્મણો ને સગાંવહાલાં ભેગાં થયાં, ચોખાના લોટના સાથીઆ પૂરાયા, ને થાળમાં ઉપવીત મૂકાયું. બાદ કેટલાક શ્લોક બોલી જઇ પુરોહિત બાબા નાનકને ગળે જનોઇ નાંખવા જતા હતા કે તેમણે પ્રશ્ન કર્યો, “ મહારાજ, આ તાંતણો શા ખપનો છે ? એને ગળામાં નાંખવાનો શો ઉદ્દેશ છે ? ને તે પહેરનારે શી શી ફરજો બજાવવાની છે ? ”

પુરોહિત ગ્રામ્ય પંડિત હતા, ને યજ્ઞોપવીતનું રહસ્ય જરા પણ જાણતા નહોતા; તેમણે જવાબ આપ્યો, “ આ ઉપવીત પહેર્યાં સિવાય કોઇ પણ માણસ યજ્ઞક્રિયામાં ભાગ લઇ શકતો નથી. ”

નાનક—" ધારો કે આવી જનોઇ પહેરનારો માણસ એ સંસ્કાર પામ્યા પછી પણ પોતાની રીતભાત બદલે નહીં અને સદાચરણી થાય નહીં તો શું આ તાંતણો તેને પવિત્ર રાખી શકે છે ? "

પુરોહિત—" એ બધું હું જાણતો નથી, પણ આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે, અને આપણા બાપદાદા તે પ્રમાણે કરતા આવ્યા છે, માટે આપણે પણ તે પ્રમાણે વર્તવું જોઇએ. "

નાનક—" એમ કેમ બની શકે ? હું રૂઢિનો ગુલામ થવા માગતો જ નથી.

दया कपास सन्तोष सूत जत गंढी सत वट
एह जनेउ जीवका है इतो पाण्डे घट;
ना एह तूटे न मल लगे न वह जले न जाय,
धन्य सो मस नामका ज गल चले पाय । "

પુરોહિત—" તમે કહ્યું તે ઠીક છે. પણ તમારા બાપે આજે જે મહેનત ને ખર્ચ કર્યું છે, તે તરફ તો તમારે જોવું જોઇએ. તમારાં માતાપિતા અને સગાંવહાલાં આજે કેટલાં ઉદાસ થશે ? "

નાનક—"મને માફ કરજો. અમુક માણસોને રાજી કરવા કે આજના ખર્ચને સફળ કરવા હું રૂઢિનો ગુલામ થઇ શકતો નથી."

બધાંને આથી ઘણું લાગી આવ્યું. નાનક જનોઇ ન લે તો તેમને ન્યાત બહાર રહેવું પડે. આખરે માતાએ સજલ નયને પુત્રને વિનવ્યો, " બેટા, આમ ઘેલો થા નહીં. આપણા કુળ ને જાતિ તરફ તો નજર કર. તારા આચરણથી અમે પતિત ગણાઇશું, ને લોક મહેણાંટુણાંથી અમને ટુંપી ખાશે; તે જોવા તું

રાજી છે ? તારૂ કહેવું ખરૂ હોય તોય બેટા, તારી આ માતાની દયા લાવી તું જનોઇ પહેરી લે. ”

નાનકે માતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કર્યું. જે કામ ભય, ધર્મબન્ધન કે લોકનિન્દાથી ન થયું, તે માતાનાં સ્નેહાશ્રુએ કરાવ્યું. નાનકે તરતજ ઉપવીત ધારણ કરી લીધું.

## ધંધો

વિદ્યાર્થી અવસ્થામાં ભણવા કરતાં ઈશ્વરમાં નાનકનું મન વિશેષ હતું. લોકો ગામમાં જ્યાં ત્યાં તેમની વાત કરતા. કોઇ તેમને પાગલ, કોઇ ભક્ત, કોઇ હરામ હાડકાંના, તો કોઇ એદી કહેતા. કોઇ કહેતા કે એ અમારાં છોકરાંને રખડેલ બનાવે છે. કલ્યાણચન્દ્રને આથી ઘણું લાગી આવતાં તેણે એક દિવસ નાનકને કહ્યું, “ બેટા, લોક તને ગાંડો કહે છે. મારાથી સાંભળી શકાતું નથી. જો તું આપણું ખેતર સંભાળે તો કેવું સારૂં ? તને હરવા ફરવાનું મળશે ને લોક નિન્દા કરતા અટકશે. આમ આળસ કર્યે કેમ પાલવે ? તું ખેતીનો ધંધા કરીશ ? ”

નાનક—“ પિતાજી, હું કાલથી ખેતરે જઇશ. ” નાનકે બીજા જ દિવસથી ખેતરનું રખોપુ કરવા માંડયું

ખેતર સુવર્ણ પાકથી લચી રહ્યું છે, કદિ પણ જોવામાં ન આવેલ તેટલો પાક ઉતરવાની વાતો ચાલી રહી છે. આસપાસના રખોપીઆ ગોફણના ગોળાથી, બુમ બરાડાથી ને થાળીઓ પીટીને પંખીઓને ઉરાડે છે; તેથી બધાં ટોળે ટોળાં થઇ નાનકના ખેતર પર ભમે છે. નાનક રખવાળું કરે છે. તે બોલ્યા, “ ગોફણ તો પ્રેમની કર ને પ્રેમના ગોળા ફેંકાડ. ” તેમણે પંખીઓ પર પ્રેમ વરસાવવા માંડયો. જેમ જેમ તે ટોળા બંધ આવવા માંડયાં

તેમ તેમ તેમનો પ્રેમ વિશેષ ઉભરાવા લાગ્યો. બબ્બે હાથ ઉંચા કરી પોકારી પોકારીને તેમણે પંખીઓને બોલાવવા માંડયાં—

रामकी चिडियां रामका खेत ।
खा लो चिडियां भर भर पेट ॥

આખું ખેતર ઉજ્જડ થઇ ગયું. સમ ખાવાનો પણ દાણો બચી શકયો નહીં. આથી બાપે નિરાશ થઇ નાનકને કહ્યું, " તેં આળસમાં આખી ફસલ ધૂળધાણી કરી દીધી ! "

નાનકે જવાબ આપ્યો, "પિતાજી હું કદિ આળસુ થઇ બેસી રહેતો નથી. આ જગતના કોઇના અન્નભંડારો તેની સાથે જતા નથી. પણ હું તો એવું અનાજ એકત્ર કરૂં છું કે તે સર્વદા મારી સાથે રહેશે, ને તેમાંથી કોઇ કશું પણ ખુંચવી શકશે નહીં."

બિચારા કલ્યાણચન્દ્રને આ તત્ત્વજ્ઞાન કેમ રૂચે? તેણે કહ્યું, " બસ કર, હું સમજ્યો. તને મહેનતનો, ટાઢ તડકો વેઠવાનો ધંધો કરવાનું મન જ નથી. "

ખેતીના ધંધાના સાફલ્યથી તેમને તેમાંથી નિવૃત્ત થવાનો હક્ક પ્રાપ્ત થયો. હવે તે સંતસાધુઓ તથા ફકીરોમાં ફરવા લાગ્યા. વળી પાછો પિતાને ઉચ્ચાટ થતાં તેમણે કહ્યું, " બેટા, તને જો ખેતીનો ધંધો નથી ગમતો તો પરચુરણ માલની એકાદ દુકાન માંડીને બેસ. "

નાનક—" પિતાજી હું આપની આજ્ઞા પ્રમાણે ચાલવા તૈયાર છું. પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે. " પિતાએ પ્રસન્ન થઇ વીસ રૂપિયા આપી કહ્યું, " બેટા એવો વેપાર કરજે કે જેમાં સારો નફો હોય. "

નાનક—" પિતાજી, એવો વેપાર કયો છે ? "

પિતા—ખૂબ વિચારપૂર્વક કસી કસીને સાચો સોદો કરવો જેથી અંતે જરા પણ ખોટ આવે નહીં. બસ, આટલું ધ્યાનમાં રાખશે તો તને નફો જ મળશે. ”

નાનક—“ હું તે બરાબર કરીશ, અને મારી ખાત્રી છે કે મારા સોદાથી આપ પસન્ન થશો. ”

પછી બાલા નામના એક જાટને સાથે લઇ તેઓ પાસેના શહેરમાંથી માલ ખરીદવા ચાલ્યા. રસ્તામાં તેમણે સાધુઓની જમાત ઉતરેલી જોઇ. નાનકને તેમનાં દર્શનથી ઘણો આનન્દ થયો. તેમને કોઇએ કહ્યું કે આ સાધુઓ ત્રણ ત્રણ દિવસથી અહીં પડયા છે, છતાં કોઇ પાણીનો એ ભાવ પૂછતું નથી. આથી સ-ખેદાશ્ચર્ય પામી તેમણે બાલાને કહ્યું, “ આ માણસો સાથે સોદો કરવાથી આપણને ઘણો લાભ થવાનો સમ્ભવ છે. આપણે આવી ઉમદા તક ગુમાવવી જોઇએ નહીં. આ રૂપિયાનું રોકાણ તેમને ભોજન આપવામાં થવું જોઇએ. ”

બાલાએ કહ્યું, “ આવી બાબતમાં તમારા પિતા ઘણા સખત છે, માટે પૂર્ણ વિચાર કરજો. ”

નાનકે મહન્તને પૂછયું, “ શું આપ જમતા નથી ? ”

મહન્ત—“ જે કાંઇ અનાયાસે આવી મળે છે તે અમે ગ્રહણ કરીએ છીએ. તેને માટે ખાસ પરવા રાખતા નથી. ”

નાનક—“ તો કૃપા કરીને આ નજીવી રકમનો સ્વીકાર કરો અને જોઇતી સામગ્રી મંગાવી લો. ”

મહન્ત—“ ભાઇ, તું હજી બાળક છે. આ પૈસા તારા પિતાના છે, અને તને તેણે તે કશા કામ માટે આપ્યા હશે. અમારાથી એ ગ્રહણ કરી શકાય નહીં. ”

નાનક—" મારા પિતાએ મને આ રૂપિયા આપતાં કહ્યું હતું કે તું આનો સાચો સોદો કરજે; અને આપના જેવા સન્તોની સેવાના જેવો સાચો સોદો બીજો કયો છે ? "

મહન્ત—" જ્યારે તમારી ઇચ્છા જ છે, ત્યારે બજારમાં જઈને અમારે માટે એનું ખાવાનું જ લઇ આપો. અમે ત્રણ દિવસથી કશું પણ ખાધું નથી. "

નાનકે તેમને એ વિસે રૂપિયાનું ભોજન આણી આપ્યું.

પછી તે અને બાલો પાછા ફર્યા. ગામને પાદરે આવી પીલુડાના ઝાડ નીચે નાનક તો ધ્યાનમાં બેસી ગયા. બાલુએ ઘેર જઇ કાલુવેદીને બધી હકીકત કહી. આમ વારંવાર વિવાહની વરસી થવાથી કંટાળીને તે તેમને રાયદુલાર પાસે લઇ ગયો કે તેથી એ કંઇક ઠેકાણે આવે. ત્યાં તેમણે પિતાને કહ્યું, " પિતાજી, આપની આજ્ઞાનું મેં પાલન કર્યું છે. આપે મને નફાકારક વેપાર કરવા કહ્યું હતું, પણ અમુક જ વેપાર કરજે એમ કહ્યું નહોતું; તેથી મને આ સોદો જ સાચો અને નફાકારક લાગ્યો એમાં મેં ખોટું શું કર્યું ? "

આ સાંભળી રાયદુલારે મૂછમાં હસી કાલુને કહ્યું, " મહેતાજી, તમે ક્યાં સુધી આ ચીંથરે વિંટયા રત્નથી અજ્ઞાત રહેશો ? હું તમને આગળ કહી ચૂકયો છું અને આજે ફરીથી કહું છું કે એ જે રીતે રૂપિયા ખરચે તે રીતે ખરચવા દો અને મારે નામે તે લખ્યા કરો, ને ખજાનામાંથી લો, પણ એના દિલને ખોટું લાગે એવું કંઇ પણ કરશો નહીં. "

નાનકજીની ' ઘર બાળીને તીર્થ કરવાની ' ઉદારતાથી તેમના પિતાને સદા કલેશ રહ્યા કરતો, પરન્તુ ગુરુજીનો ઉદાર ભાવ કેમ જાય? પિંડ અને પ્રકૃતિ તો સાથે જ છૂટે.

## ગૃહસ્થાશ્રમ

હવે નાનકનું મન પ્રભુભકિતમાં વિશેષ રહેવા લાગ્યું. ગમે તે સંપ્રદાયનો સાધુ મળે તો પોતે આનન્દ પામી યથાશકિત તેની સેવા ઉઠાવવામાં કૃતાર્થ થતા. આથી પિતાનો ઉચ્ચાટ વધતો ગયો. આખરે તેમને સુધારવા માટે સંવત ૧૫૪૧ માં તેમની બ્હેન નાનકીને ઘેર સુલતાનપુરમાં તેમને મૂકવામાં આવ્યા. તેમના બનેવી અને નવાબ દોલતખાનના દિવાન જયરામદાસે તેમને નવાબના મોદીખાનાના કોઠારી નિમ્યા. નાનકે અહીં પણ ગરીબ ગુરબાંને સદાવ્રત છુટે હાથે આપવા માંડયું. કહેવાય છે કે તેના આ ઉડાઉપણાથી નવાબે હિસાબ તપાસી જોવરાવ્યો તો મોદીખાનામાં ઉલટા નાનકના રૂપિયા જમા નીકળ્યા.

નાનક તો આથી ય ઠેકાણે ન આવ્યા. આખરે જયરામદાસે બાબુને ઉપાય બતાવ્યો, “ અંધકારને દૂર કરવા માટે દીવો જેટલો ચોક્કસ ઇલાજ છે તેટલો જ ચોક્કસ અને આબાદ ઇલાજ વિરાગીને અનુરાગી બનાવવા માટે સ્ત્રી છે. ” આથી ગુરુદાસપુર જીલ્લાના પખોગામનિવાસી મૂલચન્દ્રની સુલક્ષણી નામની કન્યાને સંવત ૧૫૪૫ માં નાનકની જીવનસખી બનાવવામાં આવી.

હવે તેમનો ગૃહસ્થાશ્રમ શરૂ થયો. સંવત ૧૫૫૧ માં તેમને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. એનું નામ શ્રીચન્દ્ર રખાયું. વળી સંવત ૧૫૫૩ માં લક્ષ્મીચન્દ્ર નામના પુત્રનો જન્મ થયો. આમ ગડમથલમાં છ વર્ષ વિતી ગયાં. લોકોએ માન્યું કે હવે નાનક કુટુમ્બપ્રેમમાં ડૂબીને ઠેકાણે પડી ગયો. પણ એ એમની ભૂલ હતી. તે તો વિશ્વપ્રેમના ધારક હતા.

ત્યાગઃ—તક મળતાં તેમણે નોકરી છોડી દીધી. બાદ એક દિવસ જ્યારે તે નદીએ સ્નાન કરતા હતા ત્યારે એક સાધુએ તેમને કહ્યું, " બાબા, તું કયા કામ માટે સંસારમાં આવ્યો છે, તારે માટે તે સાચા દરબારનું શું ફરમાન છે, અને તું આ શી ગડમથલમાં મચી રહ્યો છે ? " આ સાધુની સાથે તેમણે ત્રણ દિવસ ગાળ્યા. લોકોએ જાણ્યું કે નાનક નદીમાં ડૂબી ગયા. આ ત્રણ દિવસાં તેમનામાં અજબ પરિવર્તન થઇ ગયું. ચોથે દિવસે ઘેર ન જતાં ગામ બહાર અમરાઇમાં તેમણે આસન વાળ્યું ! બ્હેન, બનેવી, અને પત્નીએ તેમને ઘેર લઇ જવા કરેલા યત્નો વ્યર્થ ગયા. તેમણે હવે ભેખ લીધો, અને સગાંવહાલાં નિરાશ થઇ પાછાં ફર્યાં. વળી સસરાએ ફરિયાદ કરી કે જમાઇને તો ભૂત વળગ્યું છે. એક મૌલવી ભૂત કહાડવા આવ્યા. ધૂપધાપ કરીને તેમણે પૂછ્યું, ' તું કોણ છે ? આ માણસના શરીરમાં કેમ આવ્યો છે? ' નાનકે કહ્યું, ' કોઇ કહે છે ઝંદ છે, ને કોઇ કહે છે નાનક છે. મારામાં પ્રભુભકિત જાગૃત થઇ છે, ને તેથી સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી છે. ' આથી મૌલવી પાછા ગયા, ને નાનકનું ભૂત નાનકની સાથે જ રહ્યું !

## સમાનતા

નાનક હિન્દુ અને મુસલમાનને સરખા ગણતા હતા. કોઇએ નવાબને કહ્યું કે એ એનો ઢાંગ છે. આથી તેમને બોલાવી નવાબે કહ્યું, " તું ખરો મુસલમાન હોય, તો ચાલ અમારી સાથે મસીદમાં નમાજ પઢવા. તે ગયા. કાજી અને નવાબ તો બૂમો પાડી નમાજ પઢવા લાગ્યા, પણ નાનક તો અક્કડ જ ઉભા રહ્યા. આથી કાજીએ કહ્યું, ' તું ઢાંગી છે. જો તું દીનને ચહાતો હોય તો નમાજ પઢયા વિના રહે જ નહીં. '

નાનકે જવાબ દીધો, ' જે એકચિત્તે અન્તઃકરણપૂર્વક ખુદાની પ્રાર્થના કરે છે તેની સાથે હું શામિલ થાઉં છું, પછી

તે હિંદુ હોય કે મુસલમાન હોય. પણ જેનું ચિત્ત ભમે છે, ને જે ઇશ્વરભક્તિનો ઢોંગ કરે છે, તેનો સાથી હું થઇ શકતો નથી. નવાબ સાહેબનું મસ્તક જ્યારે જમીનને અડકતું હતું, ત્યારે મન તો કન્દહારમાં ઘોડા ખરીદવામાં ભમતું હતું. કાજી સાહેબ નમાજ પઢતા હતા, પણ પરમ દિવસે વિઆયલી ઘોડીનો વેછેરો કૂદાકૂદ કરી કુવામાં તો નહીં પડી જાય તેના જ વિચારમાં તેમનું મન હતું! આથી જ હું નમાજ પઢયો નહીં." પછી નવાબ તેમનો અનુયાયી થયો.

## દેશાટન

નાનક હવે દેશ પરદેશ ભ્રમણ કરવા લાગ્યા. તેમણે બધા મળીને ચાર પ્રવાસ કર્યા, ને તે દરમ્યાન સમ્પૂર્ણ ભારતવર્ષની તેમજ મક્કા મદિનાની પણ જાત્રા કરી. તે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે લોકને ઉપદેશામૃતનું પાન કરાવ્યું. ભ્રમણમાં એમને એક શિષ્ય મળી આવ્યો. તેનું નામ મર્દાના હતું.

૧. એક વખત ગુરુજી શિયાલકોટ જઇ ચડયા. ત્યાં એક ફકીર એ શહેરનો નાશ કરવા એકાન્તમાં અનુષ્ઠાન કરતો હતો. તેને ગુરુજીએ પૂછયું, " હઝરત, આપ આ શહેરનો નાશ કરવાનું શા માટે ઇચ્છો છો?"

ફકીર—" અહીંના લોક ઘણા જ મિથ્યાવાદી છે-જૂઠા છે. આથી મારા મનમાં આવ્યું કે આવું પાપી શહેર ખુદાની દુનિયામાં ન રહે તે જ મુનાસિબ છે."

ગુરુજી—" હઝરત, આખું શહેર જ જૂઠું છે?

ફકીર—" હા સઘળા જ લોક જૂઠા છે."

પછી નાનકે મર્દાનાને બે પૈસા આપીને શહેરમાં મોકલ્યો એવું કહીને કે 'જો, એક પૈસાનું જૂઠ ને એક પૈસાનું સત્ય લઇ આવ.'

મર્દાના દુકાને દુકાને ને ઘેરે ઘેર રખડયો, પણ કોઇએ તેને એ ચીજો આપી નહીં. છેવટે એક ક્ષત્રીય ભકતે બે પૈસા લઇ લખી આપ્યું–'**મરવું સત્ય છે ને જીવવું જૂઠ છે.**'

પછી એ ભકતને બોલાવી મગાવી ગુરુજીએ ફકીરને કહ્યું, "જુઓ, હઝરત, સારી દુનિયા એક સરખી હોતી નથી. કોઇ એકાદના અપરાધ માટે અનેક જણનું અહિત કરનાર ખુદાની ખફગીમાં આવી પડે છે."

ફકીરે કહ્યું, "બાબાજી! આ લોક વાતોમાં તો શૂરા છે, પણ આચરણમાં શૂન્ય છે. તમે નવા આવ્યા તે શું જાણો?"

આથી ગુરુજીએ પેલા ભકતને કહ્યું, "ભાઇ મરવું સત્ય ને જીવવું જૂઠ એ જાણો છો, છતાં તમે સંસારમાં કેમ લપટાઇ રહ્યા છો?" તેણે તરત જ સંસાર ત્યજી નાનકનો માર્ગ સ્વીકાર્યો. ફકીર ચાલ્યો ગયો. હવે નાનપણનો મૂર્ખ, ગાંડો, એદી નાનક સિદ્ધ ગણાવા લાગ્યો.

૨. એક દિવસ નાનકે ગંગાના શીતલ જલમાં પ્રવેશ કર્યો. ત્યાં હજારો લોક ગંગાસ્નાન કરતા હતા. પાસે ઉભેલા પંડયા મંત્રોચ્ચાર કરી જલાંજલિ આપતા હતા. ને દક્ષિણા માટે માથું પકવતા હતા. આ જોઇ સર્વથી ઉલટી જ દિશામાં તેમણે ખોબા ભરી પાણી ફેંકવા માંડયું. આથી એક પંડયાએ પૂછયું, "તું કોણ છે? કયાંથી આવે છે? ને શી નાતનો છે?"

નાનક—"મારી કોઇ નાત નથી, ને જે શહેરમાં દિવસ કે રાત્રિ છે જ નહીં તે શહેરમાંથી આવું છું."

પંડયાજી–"તું આ શું કરે છે?"

નાનક—" હું પરદેશી છું. મને કહેશો કે લોકો પૂર્વ તરફ જલ શા માટે ફેંકે છે ? "

પંડયાજી—" કેવો મૂર્ખ! આ લોક તર્પણ કરી પિતૃઓને જળ પહોંચાડે છે. "

નાનક—" ત્યારે તો હું કરૂં છું તે પણ બરાબર જ છે. હું આ રીતે મારા ખેતરમાં પાણી મોકલું છું ? "

પંડયાજી—" તારૂં ગામ કેટલે દૂર છે ? "

નાનક—" સો કોશથી પણ વધારે. "

પંડયાજી—" ત્યારે કેવો મૂર્ખ ! એટલે દૂર આ પાણી શી રીતે જશે ? "

નાનક—" જેવી રીતે આ લોકોનું પાણી તેમના પિતૃઓને પહોંચી શકશે તેવી જ રીતે મારૂં પાણી પણ મારા ખેતરમાં પહોંચશે. "

૩. પ્રથમ ત્રણ પ્રયાણુમાં ગુરુજી સમસ્ત ભારતવર્ષમાં ફરી વળ્યા. ચોથા પ્રયાણુમાં તે સંવત ૧૫૭૫માં મર્દાનાને લઈ મક્કા શરીફની જાત્રાએ ગયા. ત્યાં રાત્રે મસીદના ચોગાનમાં તે સૂઇ ગયા. બનાવ એવો બન્યો કે ઉંઘમાં ગુરુજીના પગ અજાણતાં કાબા તરફ થઇ ગયા. એટલે ઝાડુ કહાડનાર માણસે સવારમાં આ જોતાં બૂમ મારી ' અરે તું કોણ છે ? ખુદાના ઘર તરફ પગ રાખીને કેમ સૂતો છે ? '

ગુરુજીએ જવાબ આપ્યો, " ભાઇ, અમે થાકયા પાકયા અજાણ્યા મુસાફર છીએ; તેથી આમ પડયા છીએ. પણ હવે જે તરફ ખુદાનું ઘર ન હોય, તે તરફ મારા પગ જરા ફેરવી દો. "

ઘણાં માણસ ભેગાં થઇ ગયાં હતાં. તેમના પગ જે તરફ ફેરવવામાં આવતા તે તરફ સામે જ કાબાનો પવિત્ર પત્થર જોવામાં આવતો. આથી ઘણા આશ્ચર્યચકિત થયા.

આ વાત મકકામાં ફેલાવતાં કાજી રૂકનુદ્દીને અને મૌલવી અબ્દુલ રહેમાને આવી તેમને પ્રશ્ન કર્યો, " સાંઇ બાવા, આપ કોણ છો ? "

ગુરુજી—" હું માણસ છું. " આથી બધા હસી પડયા. કાજીએ પુનઃ પૂછયું, " મારો પ્રશ્ન એવો છે કે આપ હિન્દુ છો કે મુસલમાન ? "

ગુરુજી—" હું નથી હિન્દુ કે નથી મુસલમાન. આ નશ્વર પુતળામાં હિન્દુપણાનું કે મુસલમાનપણાનું અભિમાન મિથ્યા છે. કેટલાક યજ્ઞોપવીત તથા શિખાથી પોતાને હિન્દુ માની બેસે છે, ત્યારે કેટલાક દાઢી રખાવીને, સુન્નત કરાવી પોતાને મુસલમાન માને છે. બાકી ઇશ્વરે તો તેવો કશોય ભેદ પાડયો નથી. "

૪. બાદ ગુરુશિષ્ય બગદાદ ગયા. ત્યાં ગુરુજીના સાંભળવામાં આવ્યું કે ત્યાંનો ખલિફ઼ ઘણો અત્યાચારી છે. તેણે જુલમથી દ્રવ્યનો સંચય કર્યો છે. તેથી જ્યારે તે તેમનાં દર્શને આવ્યો ત્યારે તેમણે પોતાની પાસે પાંચસો કાંકરાની ઢગલી કરાવી રાખી હતી. ખલિફે પૂછયું, " હજરત ! આ કાંકરા શા માટે ભેગા કરી રાખ્યા છે ? "

ગુરુજી—" આપની પાસે અનામત મૂકવા માટે. "

ખલિફે હસીને પૂછયું, " એ આપણ પાછી કયારે લઇ જશો ? "

ગુરુજી—" પાછી લેવાની ઇચ્છા બહુ વહેલી થાય એમ તો નથી. "

ખલિફ—" તો પણ ? "

ગુરુજી—" કયામતને દિવસે હું ત્યાં જ હોઇશ. આપ તે વખતે એને ત્યાં લઇ આવજો. "

ખલિફ—" અરે બાબા ! શું કયામતને દિવસે તે કાંઇ એને સાથે લઈ જવાય છે ?

ગુરુજી—" પહેલાં તો કોઇ લઇ ગયું હોય એવું તો મારી જાણમાં પણ નથી. પરન્તુ આપે આટલી મહેનતથી જે પૈસો એકત્ર કર્યો છે તે કંઈ અહીં ઓછો જ છોડી દેવાનો છે ? માટે એટલું બધું સાથે લાવો તો આટલા કાંકરા પણ સાથે લેતા આવવાની તસ્દી લેશો. "

આની અસર ખલિફ પર એટલી થઇ કે તેણે અન્યાયી કર માફ કરી દીધા, એકઠું કરેલું દ્રવ્ય ગરીબોને વહેંચી દીધું. બગદાદમાં નાનકજીનું મકાન હજી પણ છે. ફકીરો તેને નાનકપીરના નામથી ઓળખે છે.

## ચિરસમાધિ

ગુરુજી વૃદ્ધ થયા, ને પ્રભુકૃપાએ તેમને લાયક શિષ્ય પણ મળી ગયો. પોતાના પુત્રોને પોતાનું કામ પાર પાડવા માટે અયોગ્ય ધારી લહ નામના શિષ્યને તેમણે અંગદના નામથી પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો. બાદ વિક્રમ સંવત ૧૫૯૫ના આશ્વિન માસમાં ' ૐ સત્ય શ્રી અકાલ, ૐ સત્ય શ્રી અકાલ, ૐ સત્ય શ્રી અકાલ 'નું રટણ કરતાં કરતાં ગુરુ નાનકનો પવિત્ર આત્મા પરમધામમાં જઇ વિરાજયો.

શી વિચિત્રતા ! હિન્દુ અને મુસલમાનને લડતા અટકાવી તેમને ઐકયની ગાંઠથી બાંધવાનો ગુરુજીનો જીવન્ત પર્યન્ત-

નો યત્ન એળે ગયો ! તેમના શબ માટે બન્ને કોમનાં શિષ્યોમાં ઝગડો ઉઠયો. હિન્દુઓએ તેમના શબને બાળવા ઇચ્છયું, ને મુસલમાનોએ દાટવા. તકરાર એટલી વધી પડી કે બન્ને પક્ષ તલવાર પર હાથ નાંખવા તૈયાર થયા. થોડો વિલમ્બ થયો હોત તો તેઓ લોહીની નીક વહેવડાવત. પણ એક વૃદ્ધની સૂચનાથી બધાએ ગુરુજીના દેહનાં છેલ્લાં દર્શન કરવા ઉપરનું કફન ઉઘાડયું. સહુ તાજુબ થયા! કહેવાય છે કે શબને બદલે ગુલાબનાં સુન્દર ફૂલનો ઢગ તેમની નજરે પડયો. આથી તેમને ગુરુજીના ઉપદેશોનું, મહત્તાનું, ને પ્રેમના આદર્શનું ભાન થઇ આવ્યું. બધાએ પશ્ચાત્તાપ કર્યો. ફૂલના બે ભાગ કરી હિન્દુઓએ એક ભાગને અગ્નિસંસ્કાર કર્યો, ને મુસલમાનોએ એક ભાગને દફન કર્યો.

---

૩

# સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતી

દીવા નીચે અંધારૂં, એ કહેવત સ્વામીજીની બાબતમાં અક્ષરશઃ સત્ય ઠરી છે. જે દેશમાં એ મહાપુરુષનો ઉદય થયો, જે દેશે તેમને બાલપણમાં હુલાવ્યા ઝુલાવ્યા, તે અભાગી દેશ આજે પણ તેમને પિછાનતો નથી એ ઓછું શોચનીય છે?

વિક્રમ સંવત ૧૮૮૧માં કાઠીઆવાડના મચ્છુ નદી પર આવેલા મોરબી ગામમાં અંબાશંકર નામે બ્રાહ્મણ જમીનદારને ઘેર એક બાળકનો જન્મ થયો. તેના જન્મ સમયે દુનિયામાં ચમત્કારો નહોતા થયા, સાધારણ માણસને ઘેર જેમ બાળક જન્મે તેમજ તેનો પણ જન્મ થયો હતો. તેનું નામ મૂળશંકર

રાખવામાં આવ્યું હતું. આ બ્રાહ્મણ કુટુમ્બ જમીનદાર હોઈ આર્થિક બાબતમાં ઠીક ગણાતું હતું. કાઠીઆવાડના નાના ગામડામાં અજ્ઞાન બ્રાહ્મણને ઘેર જન્મેલ આ મૂળશંકર તે જ ભવિષ્યના સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતી.

## બાલપણ

ભગવાન્ બુદ્ધ, શ્રીમચ્છંકરાચાર્ય, કે બાબા નાનકની જેમ આ બાળકે અદ્ભૂત શક્તિ પોતાના બાલપણમાં બતાવી નહોતી. આઠ વર્ષની ઉમ્મરે રિવાજ મુજબ તેમને યજ્ઞોપવીત દેવામાં આવ્યું, ને ગાયત્રી, સન્ધ્યા તથા ઉપાસનાની રીત શિખવાઇ. સામવેદી અને શૈવમાર્ગી પિતાએ છોકરાને બચપણમાં જ શિવ-મતના સંસ્કારથી અંકિત કરવા માંડયો. તેમણે તેને શુકલ યજુર્વેદ સંહિતા અને રુદ્રીનો પાઠ શિખવાડયો, વ્યાકરણનો અભ્યાસ કરાવવા માંડયો, ને કોઇ કોઇ વાર શિવપુરાણની કથા પણ સંભળાવવા માંડી. આમ છ વર્ષ વહી ગયાં, દરમ્યાન મૂળશંકરે યજુર્વેદસંહિતા કંઠસ્થ કરી લીધી, ને બીજા વેદોનો પણ પરિચય મેળવ્યો.

ઉપનયનસંસ્કારથી મનુષ્ય દ્વિજ બને છે એમ કહેવાય છે, પણ આ બાળકને જ્યારે ઉપવીત દેવાયલું ત્યારે તેના આત્માને દ્વિજત્વ પ્રાપ્ત નહોતું થયું; એને તો ચૌદમે વર્ષ એક વિચિત્ર છતાં સર્વસાધારણ ઘટનાથી નવા જન્મની પ્રાપ્તિ થઇ. મહા-શિવરાત્રિના દિવસે બાલક મૂળશંકરને ગામ બહારના શિવાલયમાં જાગરણના કરવાનું થયું; પિતાની નિષ્ઠુર આજ્ઞા થઇ કે તેણે ઉપવાસ કરી આખી રાત જાગી શિવપૂજન કરવું. પરન્તુ ઘડી ઘડીમાં ભૂખ્યા થઈ જતા છોકરાથી ઉપવાસ નહીં થઇ શકે એવું માતાએ કહ્યું ત્યારે પિતાએ બળાત્કારે અને ઉપવાસથી મહા-

દેવજીનાં દર્શન થવાની લાલચથી પુત્રને ઉપવાસ માટે તથા જાગરણ કરવા સારૂ ઉદ્યુક્ત કર્યો.

## મંગલરાત્રિ

ભાવિક ભક્તો મહાશિવરાત્રિની રાતે શિવાલયમાં એકત્ર થયા. પહેલો પહોર ઉપાસના ધામધૂમથી થઈ. બીજા પહોરે થાકયા પાકયા ભક્તો એક પછી એક ઉંઘવા લાગ્યા. મૂળશંકરના પિતા પણ બહાર ઓસરીમાં સૂતા. બધાંને ઉંઘતા જોઇ પૂજારીએ પણ નિદ્રાદેવીનું શરણ લીધું. રાત્રિના અંધકારમાં બધા ઉંઘ્યા, પણ ન ઉંઘ્યો બાળકનો જિજ્ઞાસુ આત્મા. તે તો શિવમાહાત્મ્યમાં સાંભળી ચૂકયો હતો કે એક નિષ્ઠાથી ઉપાસના કરનારને સાક્ષાત્ મહાદેવજી મળ્યા વિના રહે નહીં. મહાદેવદર્શનોત્સુક બાળક આંખમાં પાણી છાંટી છાંટી નિદ્રાદેવીના સૈન્યને ભગાવવા લાગ્યો. એટલામાં શિવલિંગ પર ચડાવેલી પૂજાસામગ્રી ઉંદરે ખાવા માંડી એટલું જ નહીં પણ લિંગને મળમૂત્રથી અપવિત્ર કર્યું. આ જોતાં જ આ બાળકનાં હૃદયદ્વાર અનેરા પ્રકાશમાં ઉઘડયાં. તેને એકાએક સ્ફુર્યું કે એ લિંગમાં કૈલાસપતિ શ્રી-શંકર હોઇ શકે નહીં; હોય તો ઉંદર તેમની સાથે આવો અનુચિત વ્યવહાર કરે કેમ? તેની શ્રદ્ધા મૂર્તિ પરથી ઉઠી ગઈ. ખરે, આપણા આ ચરિત્રનાયકનો આત્મા મહાશિવરાત્રિના ઘોર અન્ધકારમાંથી પ્રકાશમાં આવ્યો. તેને ધ્વનિ સંભળાયો કે “ આ આર્યાવર્તના મનુષ્યો મારા નામની નિન્દા કરે છે—મારાં ગુણ, કર્મ, ને સ્વભાવને ભૂલી જઇ મારા લિંગની પૂજા કરે છે. ઓ મૂળશંકર, તું ઉઠ, વિદ્યા મેળવ, વેદનો બરાબર વિચાર કર, અને મારા જ્ઞાનથી પ્રજ્વલિત થઈ મનુષ્ય માત્રને ઉપદેશ દે કે સંસારનું પાલન કરનાર ઇશ્વરની શક્તિને શિવ કહેવામાં આવે છે, ને જે કોઇ સ્વાર્થનો ત્યાગ કરી પરહિતમાં

જોડાય તે જ શિવનો પરમ ભક્ત છે." આજથી મૂળશંકરને દ્વિજત્વ પ્રાપ્ત થયું. તેણે ઘેર જઇ ઉપવાસ ભાગ્યો.

આ દિવસથી વ્રત, જપાદિક છોડી દઇ મૂળશંકરે એક પંડિત પાસે નિઘંટ, નિરુક્ત, પૂર્વમીમાંસા અને કર્મકાંડના ગ્રન્થોનો સયત્ન અભ્યાસ કરવા માંડયો. અભ્યાસમાં બે વર્ષ વીત્યાં કે વળી એવી ઘટના બની કે જેથી તેના હૃદયમાં વૈરાગ્યનો અંકુર ફૂટયો.

## વિરક્તિ

એક દિવસ બધાં કુટુમ્બજનો કોઇ સંબંધીને ત્યાં વિવાહોત્સવમાં ભાગ લેતાં હતાં, એવામાં ખબર આવી કે સ્વામીજીની ચૌદ વર્ષની નાની બ્હેનને કૉલેરા થઇ ગયો છે. સર્વે ઘેર દોડી ગયાં. ચાર કલાકમાં તો એ બાલાએ આ ફાની જગત્ છોડયું. આજ સુધી બાલક મૂળશંકરે કોઇને મરતાં જોયું નહોતું. આજે તેણે જોયું કે વહાલામાં વહાલી ચીજ એકાએક અદૃશ્ય થઈ જાય છે. સર્વેએ પોકેપોકે રોવા માંડયું, પણ આ સોળ વર્ષની ઉમ્મરના બાળકની આંખમાંથી આંસુનું ટીપું સરખું ન પડયું. તે તો ઉંડા વિચારમાં હતો. તેના હૃદયમાં મન્થન ચાલી રહ્યું હતું—શું ત્યારે માણસો જે જીવન જીવે છે તે આમ ઉડી જવાનું ? શું મરણને નિવારવાનો કોઇ માર્ગ દુનિયામાં નથી ? લોકોએ–સગાંએ, સંબંધીઓએ–ને માતાએ પણ તેને નિષ્ઠુર, નિર્દય કહ્યો. પણ તે ક્ષણથી તેના જીવનનો પ્રવાહ બદલાયો. તેને રાત્રિદિવસ એકજ પ્રશ્ન ઉઠવા લાગ્યો:—મરણને કેમ જીતાય ? જે કોઇ તેને મળતું તેને તે એ જ પ્રશ્ન કરતો. આજ વર્ષમાં વળી તેના કાકાનું મરણ થયું. આ વખતે તેના હૃદયને સખત આઘાત થયો. હવે તો સંસારચક્રમાંથી તેનું મન ઉઠી ગયું. તે તો જેને તેને જન્મમરણના દુઃખમાંથી બચી અમર થવાનો ઉપાય પૂછવા લાગ્યો. સત્યમાર્ગની શોધમાં તેને ઘરનો ત્યાગ કરવાનો વિચાર

પણ થયો. આ વાત મિત્રોએ માબાપને કહી તેથી તેનાં માબાપે તેને સંસારમાં બાંધી રાખવા માટે ગળે ગાળીઉં નાંખી ખીલે વળગાડી દેવાની તજવીજ કરી. આ વાતની ખબર પડતાં મૂળશંકરે મિત્રોદ્વારા માતાપિતાને વિનંતિ કરી કે આમ એકાએક તેમને બાંધી દેવામાં ન આવે. વિશ વર્ષ પૂરાં થતા સુધી તેમને બન્ધનમુકત રાખવાની પિતાએ હા કહી. બાદ કાશીએ ભણવા જવાની તેમની અભિલાષા સમ્બન્ધીઓ તરફથી અમાન્ય થઇ, એવા ભયથી કે વધારે ભણવાથી તેનું મન વધારે વિરાગી બને. આખરે એ ત્રણ ગાઉ પરના ગામડામાં રહેતા એક પંડિતને ત્યાં ભણવા જવાની તેમને છૂટ મળી.

### ત્યાગ

એક દિવસ વિદ્યાધ્યયન કરતાં મૂળશંકરથી બોલી જવાયું કે મને લગ્ન પર ઘણો તિરસ્કાર છે. આ વાત તેના આચાર્યે તેના પિતાને કરી, એટલે ઘેર લગ્નની તૈયારીઓ થવા લાગી. આ વખતે તેના મનમાં પૂર્ણ વૈરાગ્યની લહેરો ઉઠતી હતી. વિશ વર્ષના જ્ઞાનપિપાસુ મૂળશંકરે છેવટે નિશ્ચય કર્યો કે સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો ખેર, પણ લગ્નની બેડીથી બંધાઇ સંસારચક્રમાં અત્યારે તો ન જ પડવું. જ્યારે કંઈ ઉપાય ન રહ્યો ત્યારે જેઠ માસની એક રાતે તેણે ચૂપચાપ ઘરનો ત્યાગ કર્યો. રખેને પકડાઇ જવાય, એવી બીકથી રાજમાર્ગ છોડીને તે આડે અવળે રસ્તે મુસાફરી કરવા લાગ્યા. તેઓ રખડતા રખડતા, રસ્તામાં સાધુસન્તોનાં દર્શન કરતા ને પોતાની અભિલાષા જણાવતા અમદાવાદ થઇ સિદ્ધપુર તરફ ચાલ્યા. રસ્તામાં તેમને એક બ્રહ્મચારીનો મેળાપ થયો. તેની પસેથી તેમણે નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા લઇ પોતાનું નામ શુદ્ધચેતન બ્રહ્મચારી રાખ્યું. વળી રસ્તામાં પિછાનવાળા એક વિરાગીનો મેળાપ થયો. તેણે તેમના પિતાને લખી જણાવ્યું કે તમારો મૂળશંકર સાધુ થયો છે, ને હાલ સિદ્ધપુરમાં છે.

અહીં મૂળશંકરની ઉપરા ઉપરી તપાસ ચાલી રહી હતી. વિરાગીનો પત્ર મળતાં જ અંબાશંકર બે ચાર સિપાઈઓને લઇ સિદ્ધપુર ગયા. મહાદેવના મંદિરમાં સાધુઓમાં તેને જોઇ પિતાનો મિજાજ ગયો. તેમણે તુમ્બું ભાગી નાંખ્યું, કાષાય વસ્ત્ર બાળી દીધાં, ને સિપાઇઓના પહેરા નીચે મૂળશંકરને—આપણા આ નૈષ્ઠિક બ્રહ્મચારીને—સંસારની બેડીઓમાં જકડી દેવા માટે મૂકયો. છટકવાનો એક પણ ઉપાય ન જડતાં દીર્ઘશંકાનું બહાનું કહાડી, હાથમાં લોટો લઇ, અંધારી રાત્રે તે નાઠા. પિતાએ લાંબો વખત રાહ જોઇ, પણ કોઇ ન આવ્યું એટલે માણસોને શોધમાં મોકલ્યા. મૂળશંકર એક ખંડિયેર દેવાલયના ઝાડ પર સંતાઇ રહ્યો હતો. નોકરોએ ઘણીય તપાસ કરી, પણ તેનો પત્તો લાગ્યો નહીં. છેવટે નિરાશ થઇ બાપ પાછા ફર્યા. આખી રાત ને બીજો આખો દિવસ સ્વામીજી ઝાડ ઉપર જ બેસી રહ્યા. બીજે દિવસે રાતે ઉપરથી ઉતરી પાસેના ગામમાં જઇ કંઇક આહાર કર્યો. હવે તેમણે અમદાવાદ થઇ વડોદરાના સંન્યાસીઓ તથા બ્રહ્મચારીઓનો સમાગમ કરી નર્મદા તરફ પ્રયાણ કર્યું.

સંન્યાસઃ—નર્મદા કિનારે ભ્રમણ કરતાં પરમહંસ સચ્ચિદાનન્દજીનો તેમને યોગ થયો. તેમની પાસે થોડો વખત રહી તે સ્વામી શ્રી પૂર્ણાનન્દજી પાસે ગયા. આ વખતે આ બાલ બ્રહ્મચારીને માત્ર એકજ લગની લાગેલી હતી—જ્ઞાનપ્રાપ્તિ, અને મૃત્યુ પર વિજય તેમણે પૂર્ણાનન્દજી પાસેથી સંન્યાસ ધારણ કર્યો અને ત્યારથી તે સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતીના નામે ઓળખાવા લાગ્યા. કેટલોક વખત અહીં બ્રહ્મવિદ્યામાં ગાળ્યા બાદ યોગાનન્દ નામે એક યોગી તેમને આવી મળ્યા. તેમની પાસેથી તેમણે યોગનાં ઘણાં ખરાં અંગ જાણી લીધાં. જ્ઞાનપિપાસુ સ્વામીજીએ કોઇ પૂર્ણ યોગીના સમાગમની આશાએ અનેક સ્થળે ભ્રમણ કર્યું. તેમણે હિમાદ્રિમાં ગુપ્ત

સ્થાનોમાં અનેક વિટંબનાઓ સહી ગમન કર્યું. એક વાર તો તેમને એક મઠના મહન્ત મળ્યા કે જે તેમનું ઘાટીલું શરીર જોઇ ખુશ થઇ ગયા. તેમણે સ્વામીજીને કહ્યું. " તું મારો શિષ્ય બની જા. એમ કરવાથી તને મારા મઠનું સ્વામીત્વ પ્રાપ્ત થશે, અને અઢળક ધન સંમ્પત્તિનો તું માલિક બનશે. " સ્વામીજીએ કહ્યું કે " જેને ખોળવા માટે હું આવ્યો છું તે મને ધનસમ્પત્તિમાં કયાંથી લાધે ? મારે પૈસો હતો, સગાં સમ્બન્ધી હતાં, અને એ બધાંનો મેં જેને માટે ત્યાગ કર્યો છે, તેને પ્રાપ્ત કર્યા વિના મારાથી કેમ રહી શકાય? તમારા આ ઢોંગ તમને મુબારક હો! "

સ્વામીજીને ખબર મળતી કે અમુક જગાએ કોઇ સિદ્ધ પુરુષ છે, કે સંન્યાસી છે તો તે તેના સમાગમનો લાભ લેવાનું ચૂકતા નહીં. આમ રખડપટ્ટીમાં તેમણે યોગસાધના પૂરેપૂરી મેળવી લીધી. એક વખત ફરતાં ફરતાં તે વિન્ધ્ય પર્વતમાં ગયા. ત્યાંથી તેમને નર્મદાના મૂળ આગળ જવું હતું, એવી આશાથી કે કદાચ ત્યાં કોઇ મહાત્મા મળી આવે. રસ્તામાં ગાઢ જંગલ આવ્યું; કાંટામાં પડતા આખડતા, શરીરે લોહી લુહાણ થયેલા, પગનાં તળીઆંમાં ચીરા પડેલા એવા તે થાકયા પાકયા આગળ માર્ગ કાપતા હતા. રસ્તામાં તેમને રીંછો સાથે મલ્લયુદ્ધ કરવું પડયું. પણ એટલામાં અણધારી સાહાય્ય આવી મળવાથી તે બચી ગયા. ભૂખ્યા તરસ્યા તે નર્મદાના મૂળે પહોંચી શકયા. ત્યાંથી તેમને ખબર મળી કે મથુરામાં આર્ષજ્ઞાની સંન્યાસી વાસ કરે છે. પુનઃ રખડતા રખડતા તે મથુરા ગયા.

## વિદ્યાસમાપ્તિ

મથુરામાં સ્વામીશ્રી વિરજાનન્દજી રહેતા હતા. એ પંજાબના રહીશ હતા. બાલ્યાવસ્થામાં રોગે તેમની આંખો લીધી હતી,

અને કાળે માબાપ પણ ઉપાડયાં હતાં. તેથી તેઓ બાલ્યકાળમાં જ ભાઇ ભાભીને પાલે પડયા. ભાઇ કઠોર નીકળ્યો. વડીલ ભાઇનો નાના ભાઇ પર પિતા તુલ્ય સ્નેહ હોવો જોઇએ તે તો બાજુએ રહ્યું, પણ આ બાપડા અન્ધ બાળકને તે બહુ જ કષ્ટ દેવા લાગ્યો. આથી તેણે ઘર છોડ્યું, ને બાલ્યાવસ્થામાં જ સંન્યાસ લીધો.

વિરજાનન્દજીએ વેદ વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. તેમની સ્મરણશકિત અદ્ભુત હતી. તેઓ આર્યવિદ્યાના ભંડાર ગણાતા હતા. પરન્તુ તેમના બુદ્ધિતેજે તેમને પ્રતીત કરાવ્યું હતું કે પુરાણો વગેરે ગ્રંથો મનુષ્યકૃતિ છે, અને મનુષ્યકૃતિને અનુસરવાથી જ ભારતની અધોગતિ થઇ છે. તેથી તેઓ મનુષ્યકૃતિનો ઉચ્છેદ કરવા અને ઋષિપ્રણીત ગ્રંથોની પુનઃ સ્થાપના કરવા કટિબદ્ધ થયા. આ કામને માટે યોગ્ય શિષ્યની તાલાશમાં તે હતા, અને જે કોઇ ઋષિ ગ્રંથોનો અભ્યાસ કરવા તેમની પાસે આવતું તેને તે અભ્યાસ કરાવતા. આ અરસામાં અચાનક દયાનન્દજીએ તેમનાં દ્વાર પર જઇ બારણું ખખડાવ્યું. અન્દરથી અવાજ આવ્યોઃ—કોણ છે?

દયા૦—એક સંન્યાસી.

વિર૦—નામ શું?

દયા૦—દયાનન્દ સરસ્વતી.

વિર૦—કંઇ વ્યાકરણ ભણ્યા છો?

દયા૦—સારસ્વતાદિક પુસ્તકો ભણ્યો છું.

દંડીજીએ દ્વાર ખોલી દઇ, સ્વામીજીને અંદર લઇ કહ્યું, “ ઋષિકૃત ને મનુષ્યકૃત ગ્રંથોમાં ભેદ છે. તું જો મનુષ્યકૃત ગ્રંથો

છોડી દે તો હું તને ઋષિકૃત ગ્રંથો ભણાવી શકું. ” એ જ વખતે દયાનન્દ સરસ્વતીએ માત્ર ઋષિકૃત ગ્રંથોને અનુસરવાનો સંકલ્પ કર્યો.

ઋષિકૃત ગ્રંથોનું અધ્યયન શરૂ થયું. સ્વામીજી પ્રાતઃકાલમાં વહેલા ઉઠી, સ્નાન સન્ધ્યાથી પરવારી ગુરુજી માટે દશ પંદર ઘડા પાણી યમુનાજીમાંથી ભરી લાવતા. એકાદ બે ધનિકોની ઉદારતાથી તેમને ભોજન મળી રહેતું, તથા પુસ્તકો પણ મળી આવતાં.

રાતદિવસ અધ્યયનમાં પસાર થવા લાગ્યાં. નૈષ્ઠિક બ્રહ્મચારી જે રીતે રહે, બરાબર તે જ રીતે તેમણે વિશુદ્ધ વિદ્યાર્થીજીવન ગાળવા માંડયું. વિરજાનન્દ સ્વામી સ્વભાવે ઉગ્ર હતા. તેઓ વાત-વાતમાં ચીડાઇ જતા. અનેક વખત સ્વામીજી પર ગાલિપ્રદાનની પુષ્પવૃષ્ટિ થતી, ને સાથે સાથે લાઠીના પ્રયોગ પણ થતા. એક વખત તો દંડીજીએ તેમને બરાબર ઠોકયા. મારપીટ પૂરી થયા પછી સ્વામીજીએ ગુરુજીને કહ્યું, “ મારી કાયા કઠોર છે, તેથી આપના કોમળ હાથને આઘાત તો નથી થયો ને ? ” દયાનન્દજી મારની દરકાર કરતા નહીં, પણ ગુરુજીના હાથને આઘાત થતો તેથી તે ઘણા દુઃખી થતા. આમ અનેક કષ્ટ સહી તેમણે ગુરુજી પાસેથી સમ્પૂર્ણ આર્યવિદ્યાની પ્રાપ્તિ કરી.

## ગુરુદક્ષિણા

વિદ્યાની સમાપ્તિ થતાં તેમણે દંડીજી પાસેથી જવાની અનુજ્ઞા માગી. દંડીજીએ ઘણી પ્રસન્નતાથી તેમને આશીર્વાદ દઇ વિદ્યાનું સાફલ્ય ઇચ્છી દક્ષિણા માગી. દયાનન્દજીએ કહ્યું, “ મારી પાસે કંઇ નથી કે જેની હું આપને ભેટ ધરી શકું.” દંડીજીએ કહ્યું, “ શું હું એવી ચીજ માગીશ કે જે તારી પાસે ન હોય ? ”

એટલે સ્વામીએ નિવેદન કર્યું કે મારાથી બની શકે તેવી ભેટ હું જરૂર આપીશ. એટલે વિરજાનન્દજી બોલ્યા, "સત્ શાસ્ત્રોનો ઉદ્ધાર, મતમતાન્તરોની અવિદ્યાનો નાશ, અને સંસારમાં વૈદિક ધર્મનો પ્રચાર કરી દેશોપકાર કર. બસ, આટલું હું ગુરુદક્ષિણામાં માગું છું;"

સ્વામીજીએ સહર્ષ ગુરુઆજ્ઞા માથા પર ચડાવી, ને તે પાર પાડવા ભારતવર્ષનું ભ્રમણ શરૂ કર્યું. મથુરાથી આગ્રા, ગ્વાલિયર, જયપુર, અજમેર વગેરે જગાએ ફરી ફરી સર્વ જનોને તે માત્ર વેદોને આધારે જ વ્યાખ્યાન કરતા. એક વખત આગ્રામાં કોઇએ કહ્યું કે સ્વામીજી, પંચદશીની કથા કરો. સ્વામીજીએ ઉત્તર આપ્યો કે હું તો માત્ર ઋષિગ્રંથોનો પાઠ કરૂં છું, ને કરાવું છું, મનુષ્યકૃત ગ્રંથોનો નહીં. ત્યારે કોઇએ કહ્યું કે સ્વામીજી, એ ગ્રંથ સ્વામી શ્રી શંકરાચાર્યના શિષ્ય વિદ્યારણ્યનો બનાવેલો છે; તેથી તે ઋષિગ્રંથ છે. આથી તેમણે પંચદશીની કથા શરૂ કરી. તેમાં એક દિવસ આવ્યું કે ઇશ્વરને પણ ભ્રમ થાય છે, આ વાંચી સ્વામીજીએ કહ્યું કે જેને ભ્રમ થયો તે ઇશ્વર નહીં, માટે આ ગ્રંથ મનુષ્યકૃત છે. એની કથા ત્યાંથી જ અટકી પડી, ને તેને બદલે ગીતાનો પાઠ શરૂ થયો.

## ભીષણ ત્યાગ

બે પહાડ વચ્ચે થઇને ગંગાના સ્વચ્છ શીતલ ગંભીર સ્રોતને વહેતો જોઇ કોના હૃદયને ઉલ્લાસ ન થાય? હરિદ્વાર એ એવું રમણીય સ્થળ છે, કે ત્યાં મહાત્માઓ ઇશ્વરચિન્તવન કરતા. હાલ તો ત્યાં મતમતાન્તરીઓના ડેરા છે. અત્યારે તો હરકી પેડીના સ્નાનની મારામારી કુમ્ભના મેળા સમયે થાય છે.

સંવત્ ૧૯૨૪ નો કુમ્ભનો મેળો હતો. તે વખતે હરિદ્વાર જાણે શૈવ, શાક્ત, વૈષ્ણવ, કબીરપંથી, નાનકપંથી, સંન્યાસીઓ

ઉદાસીઓ, વગેરે મતમતાન્તરીઓનો સાગર હતું. દયાનન્દજીને લાગ્યું કે આવા માનવસમુદ્રમાં સત્ય ધર્મનો ઉપદેશ કરવાનું ઠીક પડશે. તેથી તે હરિદ્વાર ગયા. ત્યાં ધર્મની અવદશા, ને ધર્મને નામે ચાલતી પોલંપોલ જોઇ તેમને તીવ્ર લાગણી થઇ. તેમને લાગ્યું કે પતિત ભારતનો ઉદ્ધાર માત્ર વેદપ્રચારથી જ છે. તેથી તેમણે એક દિવસ પોતાના વ્યાખ્યાનની સમાપ્તિ વખતે પોતાનાં કપડાં, પુસ્તક, વાસણકુસણ વગેરે એકઠાં કરી ગુરૂજીને મથુરા મોકલાવી દીધાં, ને પોતે માત્ર લંગોટભેર, શરીરે ભસ્મ લગાવી, અવધૂત બની, ગંગાના કિનારે કિનારે યાત્રા શરૂ કરી.

હવે સ્વામીજીનું અખિલ ભારતવર્ષમાં ભ્રમણ શરૂ થયું. તેમણે કાનપુર, બનારસ, પટના, કલકત્તા, અલાહાબાદ, અલીગઢ, મથુરા, વગેરે નાનાં મોટાં સ્થળોએ વેદોપદેશ કર્યો. બાદ તે મુંબઇ, પૂના વગેરે શહેરોમાં ફરી ગુજરાતમાં પણ ફરી વળ્યા. એમના ઉપદેશથી મુંબઇમાં આર્યસમાજની સ્થાપના પણ થઇ.

આ પછી તેમણે સમસ્ત પંજાબમાં ઉપદેશ કર્યો. અને એમના ઉપદેશની સહુથી સારી અસર પંજાબ પર થઇ. સ્વામીજીને પંજાબ જેટલું સમજી શક્યું છે, તેટલું બીજું કોઈ સમજી શક્યું નથી. લાહોર આર્યસમાજની સ્થાપના પણ ત્યારે જ થઈ; તેના નિયમો પણ ચોક્કસ રૂપે ત્યાં જ ઘડાયા. વળી શ્રી દયાનન્દ એ. વી. કૉલેજનાં બીજ પણ ત્યારે જ વવાયાં. લાહોરની આર્યસમાજના સભ્યોએ સ્વામીજીને એક વખત રક્ષક અને શિક્ષકનું પદ ધારણ કરવા આગ્રહ કર્યો. ત્યારે તેમણે કહેલું કે "ગુરુપદની જડ ઉખાડવાનું તો મારૂં કામ છે, ને હું જાતે જ ગુરુ બની બેસું ? એનાથી શા અનર્થ નથી થયા ? " ત્યારે વળી દરખાસ્ત આવી કે આર્યસમાજના પરમ સહાયકની ઉપાધિ આપ ધારણ કરો. સ્વામીજીએ પૂછ્યું, " હું પરમ સહાયક થાઉં, તો પછી તમે સર્વશકિતમાન્, જગદીશ્વર, જગદ્‌ગુરુને શું

કહેશો ? પરમ સહાયક તો વિશ્વમાં માત્ર ઇશ્વર જ છે, અન્ય કોઇ નથી."

## મૃત્યુ

પંજાબમાં ફરી વળ્યા પછી સ્વામીજીએ રાજપૂતાનામાં ફરવાનું શરૂ કર્યું. રાજારજવાડાંની વિલાસિતા અને કર્તવ્યોન્મુખતા જોઇ સ્વામીજીને ઘણું લાગી આવતું. ભગવાન્ શ્રી રામચન્દ્રજીના વંશજો હેવાનીયતભરી જીંદગી જીવે એ તેમનાથી કેમ જીરવાય ? કડવાં વાગ્બાણથી તેમણે રજવાડાંને ઠેકાણે લાવવાના યત્ન કર્યો. ભરતપૂર, મસૌદા, રામપુર, ચિતોડ, ઉદેપુર વગેરે સ્થળોએ તેમણે રાજાઓને તેમજ પ્રજાજનોને વેદધર્મનો ઉપદેશ કર્યો. આ વખતે અજમેરમાં આર્યસમાજ સ્થપાઇ ચૂકી હતી.

એક દિવસ સ્વામીજીને જોધપુરના રાજાનું નિમન્ત્રણ આવ્યું. તેમણે એ સ્વીકાર્યું, ત્યારે અજમેરના સભાસદોએ તેમને વિનવ્યા કે મહારાજ, આપ ત્યાં ન જશો. મારવાડીઓ કપટી હોય છે. ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો કે એ લોક મારી આંગળીઓની બત્તી કરીને સળગાવશે તોપણ વાંધો નથી પરન્તુ વૈદિક ધર્મના પ્રચાર માટે મારે ત્યાં જવું એ મારૂં મુખ્ય કર્તવ્ય છે. ત્યારે એક જણે કહ્યું કે મહારાજ, આપ ત્યાં જાઓ છો તો ખરા, પણ ઘણી નમ્રતાથી ઉપદેશ કરજો, કારણ કે ત્યાંના લોક કઠોર, નિર્દય ને કપટી પણ છે. ત્યારે સ્વામીજી તરફથી ઉત્તર મળ્યો કે પાપનાં વૃક્ષને કાપવા હું કુહાડો જ વાપરવાનો કે જેથી તેમનો જલદી ઉચ્છેદ થાય; તેમને જલસેચન તો ન જ કરૂં.

સ્વામીજીને જોધપુર જતાં માર્ગમાં જ અનેક વિટમ્બનાઓ પડી. જોધપુર જઇ તેમણે હરરોજ વૈદિક ઉપદેશ કરવા માંડયો.

ખુદ મહારાજા પણ દરરોજ તે ઉપદેશ સાંભળતા. રાજ્યમાં જે જે અનિષ્ટો હતાં, તે સર્વ ઉપર તે સખ્ત ટીકા કરતા.

એક દિવસ સ્વામીજીને વિદિત થયું કે મહારાજા એક બાઈ સાથે સમ્બન્ધ રાખે છે, ને તેને એટલી ચડાવી છે કે રાજ્યનો હરેક અમલદાર તેનાથી ડરે છે. પ્રસંગ એવો બન્યો કે એક દિવસ દયાનન્દજી દરબારમાં ખાસ આમન્ત્રણને લીધે ઉપદેશ આપવા જતા હતા. જેવા તેમણે મહેલના દરવાજામાં પ્રવેશ કર્યો, કે તરત જ પેલી બાઈની પાલખી બહાર નીકળી. પછી દરબાર ભરાયો. શા વિષય પર બોલવું તે તો ખોળવા જવું પડે તેમ નહોતું. તેમણે ભર દરબારમાં સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે રાજપુરુષ સિંહ જેવા છે, ને વેશ્યા કુતરી જેવી છે. સિંહે કુતરી સાથે કદાપિ સમ્બન્ધ રાખવો જોઈએ નહીં. કુતરી પર તો કુતરા જ આસક્ત થાય, નહીં કે સિંહ. એવા જીવનને સહસ્રવાર ધિક્કાર છે. તેમણે એ પણ જણાવ્યું કે રજવાડાં નષ્ટપ્રાય થઈ ગયાં છે. જે કંઈ સુરક્ષિત રહ્યું છે, તે રાજરાણીઓના પાતિવ્રત્યને લીધે; એમ ન હોત તો રાજાઓ તો એટલા ધર્મભ્રષ્ટ થઇ ગયા છે કે બેડો કયારનો ય ડૂબી ગયો હોત.

આટલાથી પણ સ્વામીજીને સન્તોષ ન થયો, ને તેમણે એક પત્ર લખી મહારાજાને ખરા માર્ગ પર લાવવા યત્ન કર્યો.

* * * * *

આ બનાવ પછી એકાએક સ્વામીજીની તબિયત બગડી. એમને સખ્ત દસ્ત થવા લાગ્યા. વૈદ્યો, અને ડાકતરોનો ઉપાય ચાલ્યો નહીં. એટલે હવાફેર માટે સ્વમીજી આબુ ગયા. ત્યાં સારૂં થવાની આશા કંઈક આવી. એટલામાં અજમેરના આર્યસમાજીઓને સમાચાર મળવાથી તેઓ તાબડતોબ આવીને સ્વામીજીને અજમેર લઇ ગયા. અનેક ઉપાયો કરવા છતાં, ને

ડાકતરોની સેવા અખંડિત હોવા છતાં કંઇ ટાંકી લાગી નહીં. આખા અંગમાં સખ્ત પીડા થતી હતી છતાં સ્વામીજી ઉંહ સરખું ય કરતા ન હોતા.

ત્રિંશમી ઑક્ટોબરના ૧૧ વાગ્યાથી શ્વાસ વધવા લાગ્યો. સ્નાન કરી લઇ સ્વામીજી એટલા દુઃખમાં પણ ઇશ્વરના ધ્યાનમાં લાગ્યા. કોઇએ પૂછયું, "આપની તબિયત કેવી છે?" જવાબ મળ્યો કે આખા મહિનામાં આજનો દિવસ આરામનો છે.

સ્વામીજીની બિમારીના સામાચાર લાહોર, અલીગઢ, મેરઠ, ફરૂખાબાદ કાનપુર વગેરે સ્થળોએ પહોંચી ગયા હતા, તેથી ત્યાંથી તેમનાં દર્શનાર્થે ભાવિકજનો આવ્યા હતા. કોઇએ કહ્યું, "આપનું શરીર સારૂં થઇ જાય એવું અમે ઇચ્છીએ છીએ." સ્વામીજીએ ઉત્તર દીધો કે શરીરનું શું સારૂં થવાનું? જે સારો છે તે તો હમ્મેશાં સારો જ છે. શરીરનો તો સુધરવા બગડવાનો ધર્મ છે, એનો તમે કોઇ કંઇ શોક ના કરો અને આનન્દમાં રહો. બાદ તેમના મુખ ઉપર ગભરાટ કે શોકનાં ચિહ્ન બિલકુલ જણાતાં નહોતાં. ઘણી શૂરવીરતાથી પ્રાચીન ઋષિઓની જેમ તે આ દુઃસહ દુઃખ સહી રહ્યા હતા. કોઇએ કહ્યું કે આપના ચિત્તની દશા કેવી છે? તેમણે જવાબ દીધો કે ઠીક છે, પરન્તુ તેજનો તેમજ અંધકારનો અભાવ છે. બાદ સાડા પાંચ વાગ્યે સ્વામીજીએ બધાંને ઓરડામાં બોલાવ્યા. બધા આવ્યા એટલે તેમણે વેદમંત્ર બોલી ઇશ્વરની ઉપાસના કરી, પછી પ્રસન્નતાપૂર્વક ગાયત્રીમન્ત્રનો પાઠ કર્યો, બાદ પ્રફુલ્લ ચિત્તે સમાધિમાં થોડો વખત રહી નેત્ર ખોલી કહ્યું, "હે દયામય! હે સર્વશક્તિમાન્! ઇશ્વર, તારી ઇચ્છા એવી જ છે તો તે પૂર્ણ થાઓ! અહા, તેં ઠીક લીલા કરી!" બસ, આટલું કહી સ્વામીજીએ સીધા સૂઇ જઈ શ્વાસ રોકી એક અંતિમ દીર્ઘ શ્વાસ લીધો!

એ દિવસ ૩૦મી ઑક્ટોબર, વિક્રમ સંવત ૧૯૪૦ની દિવાળીનો હતો.

સ્વામીજીનો અન્ત્યેષ્ટી સંસ્કાર વૈદિક વિધિ પ્રમાણે કરવામાં આવ્યો. એમણે સ્થાપેલી આર્યસમાજ એ જ એમનું મહાન્ સ્મારક છે. હિન્દુધર્મમાં પેઠેલા સડાને ધોવાનું, અને તેના શુદ્ધ સ્વરૂપમાં તેને પ્રકાશવાનું કામ તેણે ઓછું નથી કર્યું. વિચાર-સ્વાતન્ત્ર્ય, સ્ત્રીશિક્ષા, ગુરુકુલોની સ્થાપના, બ્રહ્મચર્યનો મહિમા, આર્ષ સચ્છાસ્ત્રોનું અધ્યયન,—એકંદરે પ્રાચીન તપોવનની પ્રણાલિનો પુનરુદ્ધાર કરવામાં આર્યસમાજે નાનો સૂનો ભાગ નથી ભજવ્યો. એ બધું સ્વામીજીને આભારી છે.

( સ્વામીજીએ નિમ્નલિખિત ગ્રંથો રચ્યા છેઃ– ૧. સત્યાર્થ-પ્રકાશ, ૨. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા, ૩. વેદ ભાષ્ય, ૪. વેદાંગપ્રકાશ, ૫. પાખંડખંડન, ૬. અદ્વૈતમતખંડન, ૭. પંચમહાયજ્ઞવિધિ, ૮. આર્યાભિવિનય, ૯. વલ્લભાચાર્યમતખંડન, ૧૦. સ્વામી-નારાયણમતખંડન, ૧૧. વેદાન્તધ્વાન્તનિવારણ, ૧૨. સંસ્કારવિધિ, ૧૩. ભ્રમોચ્છેદન, ૧૪. ભ્રાન્તિનિવારણ, ૧૫. ગોકરુણાનિધિ, ૧૬. આર્યઉદ્દેશ્યરત્નમાલા, ૧૭. વ્યવહારભાનુ, ૧૮. સંસ્કૃતવાક્ય-પ્રબોધ, ૧૯. સદ્ધર્મવિચાર. )

૪

# શ્રીસમર્થ રામદાસ

મહારાષ્ટ્રમાં, ' મહારાષ્ટ્ર-ધર્મ ' ની સ્થાપના કરી રાષ્ટ્રીય સ્વાતન્ત્ર્યના બીજારોપણને માટે જમીન તૈયાર કરવાનું કાર્ય જે સન્તમંડળે કર્યું, તેમાં શ્રીસમર્થ રામદાસ સ્વામીનું નામ અગ્રેસર છે. માત્ર ખેતી અને લશ્કરમાં સૈનિકની નોકરી કરી જાણનારા મરાઠાઓને રાષ્ટ્રીય વૈભવને છેલ્લે પગથીએ લઇ જવાનું દુર્ઘટ કાર્ય કરવાનું શ્રેય બીજા, સંતમંડળને ન આપતાં. માત્ર શ્રીસમર્થને જ આપવું યોગ્ય છે, એવું પ્રતિપાદન કરનારા મહારાષ્ટ્રીય ઇતિહાસકાર આપણને મળી આવશે. આ પ્રશ્ન વિવાદ-વિષયક હોવાથી તે તરફ દુર્લક્ષ કરી આવું મહત્કૃત્ય કરનાર આ મહાપુરૂષ કોણ હતા, તે તેમનાં જીવનવૃત્તાન્ત ઉપરથી જાણવા પ્રયત્ન કરીએ.

ઔરંગાબાદ જીલ્લામાં જાંબગાવ નામનું એક ગામ છે, તે જ તેમના વડીલોનું નિવાસસ્થાન. તે ગામમાં રહેતા સદાચરણશીલ અને ઇશ્વરભક્ત કુળકર્ણી ( મુખી ) સૂર્યાજીપંત એ શ્રીસમર્થના જનક હતા. તેમની માતાનું નામ રાણુબાઇ હતું. આ ઇશ્વરભક્ત દંપતીને ઘેર કથાનાયકે ઇ. સ. ૧૬૦૮માં જન્મ લીધો. નારાયણ એવું તેમનું નામ પાડવામાં આવ્યું. નારાયણના જન્મ પછી ટુંકી જ મુદતમાં તેના પિતા સ્વર્ગવાસી થયા, અને કુટુંબનો સર્વ ભાર તેના મોટાભાઇ ગંગાધરપંત અને રાણુબાઇ ઉપર પડયો. આ કુટુંબની ગૃહસ્થિતિ ઘણી સારી હતી. તે કુટુંબમાં બાર ગામનું કુળકર્ણીપણું ચાલતું આવેલું હતું. તેમની ખેતીવાડી પણ ઘણી જ મોટી હતી; એટલે તેમનું કુટુંબ સારા પૈસાદાર લોકોમાં ગણાતું હતું.

મહારાષ્ટ્રમાં તે વખતે ભક્તિમાર્ગ વિશેષ પ્રમાણમાં પ્રચલિત હતો તેથી કહો, કે નારાયણની વૃત્તિ મૂળથી જ ભક્તિપ્રધાન હતી તેથી કહો, નારાયણ પોતાનો બાલપણનો સમય ઈશ્વર-ભક્તિમાં જ ગાળતો હતો. જેને કમાવા કરવાની પંચાત ન હોય તે ઘણુંખરૂં દેવદેવતાર્ચન, કથાકીર્તન વગેરેમાં જ મશગુલ રહીને પોતાનું મન રંજન કરતો. નારાયણના કુટુંબમાં પણ આ જ રિવાજ હતો. તેનાં પિતા, માતા અને મોટાભાઇ પણ આ જ રીતે ભક્તિમાર્ગનાં અનુચર બનેલાં હતાં. આવા સંસ્કારી કુટુંબમાં અને ભક્તિપ્રધાનયુગમાં નારાયણ ઉપર તેવા સંસ્કાર પડે તો તેમાં કંઇ નવાઇ નથી. તેની બુદ્ધિ શ્રેષ્ઠ પ્રકારની હતી. તેથી જે કાર્ય તરફ તેની વૃત્તિ વળતી તે કામ તેની ઉત્તમોત્તમ પરિસીમાએ પહોંચાડવાનો તેનો સ્વભાવ બની ગયો હતો. " સંસારત્યાગ અને મોક્ષમાર્ગાનુગામી પરમાર્થનું ગ્રહણ " આ ભક્તિમાર્ગનું ધ્યેય તેની ધ્યાનમાં આવી ગયું. અને સંસારી કાર્યો વિષે તેને સહજ તિરસ્કાર થવા લાગ્યો. ઇશ્વરચિન્તન કરી ઇશ્વરની શોધ કરવા તે ઘડીની ઘડી સુધી બેસી રહેતો. આ સ્થિતિમાં ખાવાપીવાનું પણ તેને સ્મરણ રહેતું નહિ.

પણ ઉદાસીને સુખમય લાગતી વસ્તુ સંસારીને દુઃખમય લાગે છે. પોતે ભક્તિપ્રધાન હોવા છતાં નારાયણનું આ ઉદાસીનતાભર્યું વર્તન તેની માતા અને ભાઇને પસંદ પડયું નહિ. તેનો ઉત્તાન ભક્તિભાવ મર્યાદિત કરવાને માટે તેમણે ઘણા પ્રયત્નો કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા.

યોગ્ય વખતે નારાયણનો ઉપનયનવિધિ કરાવી તેને યજ્ઞોપવીત પહેરાવવામાં આવ્યું. આ પછીનો વખત તે ઘણુંખરૂં ઇશ્વરચિન્તન અને શરીરસામર્થ્ય મેળવવાના કામમાં ગાળતો. સરખી વયના છોકરાઓને લઇ તે જંગલમાં ફરતો, જલાશયોમાં તરવા પડતો અથવા બીજી રમતો રમી શરીરને દૃઢ અને તાકાતવાળું બનાવવા

તે પ્રયત્ન કરતો. માત્ર આ બધી કૃતિઓમાં તેની લોકોત્તરતા દરેક પ્રસંગે દગ્ગોચર થયા વિના રહેતી નહિ. જેમ મોટમોટા સત્પુરુષો ભગવત્પ્રાપ્તિ કરી જગદુદ્ધારનું કાર્ય કરી ગયા, તેમ પોતે પણ કરવું, આવી મહત્વાકાંક્ષા નારાયણના મનમાં ઉદ્ભવી, અને તે પ્રમાણે વર્તવા તે પ્રયત્ન કરવા લાગ્યો.

દિનપ્રતિદિન નારાયણ વધારે ને વધારે ઉદાસીન વૃત્તિવાળો થતો જાય છે, આ વાત કોઇથી છાની રહી શકી નહિ. તેની આ વૃત્તિને રોકવા તેમણે અવનવા ઉપાયો શોધ્યા અને છેવટે શૃંખલાબદ્ધ કરી તેને સંસામાં પુરી રાખવા નિશ્ચય કર્યો. લગ્ન-શૃંખલા જેવી ભારે બેડીથી બંધાયા પછી નારાયણ પોતાના તરંગો મૂકી દેશે એમ ધારી તેમણે તેના લગ્નનો ઘાટ તેની ઇચ્છા વિરુદ્ધ ઘડયો. આ સમયે નારાયણની ઉંમર માત્ર બાર વર્ષની હતી.

લગ્નસમારંભ શરૂ થયો; પુણ્યાહવાચનાદિ ધાર્મિક વિધિ પુરા થઇ ગયા, લગ્નદિન આવી પહોંચ્યો; વધૂ વરને સામસામે પાટલે ઉભાં કર્યાં; બ્રાહ્મણો અન્તર્પટ ધરી શિવપાર્વતીનું સ્મરણ કરાવનારાં મંગલાષ્ટકો ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યા. નારાયણ શાન્ત મનથી, સ્થિર પગે ઉભો હતો. ' शुभ लग्न सावधान, सावधान, ' આ શબ્દો સાંભળી, તે ચમકયો, તેની અંદર રહેલો નારાયણ જાગૃત થયો, તે સાવધાન થઇ ગયો. ' સંસાર મિથ્યા છે, તેની મોહજાળમાં જકડાઇશ નહિ, સાવધાન થઇ જા ' એવો ઉપદેશ તેને કોઇ અન્દરથી કરી રહ્યું હતું અને બ્રાહ્મણો તેને ઉચ્ચ સ્વરે सावधान, सावधान કહી सावधान થઇ જવાની સલાહ આપતા ઉભા હતા. આવો ઉપદેશ તે કેમ ચૂકે ? એકદમ તેણે પગ ઉપાડયા, અને બને એટલી ત્વરાથી તે ત્યાંથી પલાયન કરી ગયો. લોકો તેની પાછળ પડયા. તે નદીતીરે આવ્યો અને તેણે

ડૂબકી મારી. ક્ષણ માત્રમાં આડો તરી ઘણે દૂર સામે પાર જઈ ઉભો.

આ તરફ લોકો "એ ડૂબી ગયો, રે ડૂબી ગયો," કરતા આક્રંદ કરતા ઉભા. પાણીમાં તપાસ કરાવી; કાંઇ પત્તો ન લાગવાથી તે નિરાશ થઇ પાછા ફર્યા.

નારાયણે સામે કિનારે ઉભા રહી સંસારની ઉપાધિમાંથી મુક્ત રાખવા માટે ઇશ્વરનો ઉપકાર માન્યો અને તે આગળ ચાલ્યો. શ્રીરામના એક મંદિરમાં સાત દિવસ સુધી અન્નપાણીનો ત્યાગ કરી શ્રીરામની પ્રાર્થના કરી, અને શ્રીરામે તેને દર્શન દીધું. આ પછી તે ટાંકળી ગામે આવ્યો અને ત્યાં બાર વર્ષ સુધી પુરશ્ચરણ કર્યું. ત્યાં અદ્દ્ભુત યૌગિક સામર્થ્ય મેળવી બાર વર્ષ સુધી તીર્થાટન કર્યું. ચારે તીર્થો કરી આખા ભરતખંડની મુસાફરી કરી. આ વખતમાં પ્રચલિત શાસ્ત્રોનો અભ્યાસ અને લોકસ્થિતિના અવલોકનનું કાર્ય તેમણે કર્યું. આ વખતે તેમની ઉમ્મર છત્રીસ વર્ષની હતી. ઇ. સ. ૧૬૪૪ને સુમારે તે ચાફળ ગામ પાસેની ગુફામાં આવ્યા અને ત્યાં જ નિવાસ કરી તેમણે દાસબોધ નામનો ગ્રંથ લખ્યો. આ પછી તે શ્રીસમર્થ રામદાસ સ્વામી એ નામથી પ્રખ્યાત થયા અને અનેક ઠેકાણે હનુમાનની સ્થાપના કરવામાં અને લોકસંગ્રહ કરવામાં તેમણે લગભગ પાંત્રીસ વર્ષો ગાળ્યાં.

૨

નારાયણ ( હવે આપણે તેને શ્રીસમર્થ એ જ નામથી ઓળખીશું ) ના તીર્થાટનનો કાળ તેમના જીવનક્રમમાં સૌથી વિશેષ મહત્વનો છે. આ ભાગની ઉપર આ પછીના જીવનક્રમની ઉંચી ઇમારત રચાએલી છે. જો શ્રીસમર્થને આ તીર્થાટનના અનુભવથી લોકસ્થિતિનું જે સમ્યગ્ દર્શન થયું તે થયું ન

હોત તો, રાષ્ટ્રોદ્ધારનું જે મહત્કૃત્ય તેમણે કર્યું તે તેઓ કરી શકત નહિ, એમ કહેવું જરા યે અયોગ્ય નથી. ટાંકળી ગામે યૌગિક શક્તિની પ્રાપ્તિ પછી ભારતવર્ષની જનતાને પરમાર્થ પ્રવણ કરી જીવન્મુકત કરવાનો તેમનો હેતુ હતો; અને એ જ હેતુથી તેમણે તીર્થાટન શરૂ કર્યું હતું. પરન્તુ યાવની રાજ્યના ભાર તળે પ્રજા એટલી બધી દબાઇ ગઇ હતી, કે ફરીથી તેના વ્યકિતત્વને જીવન્ત રાખવું, એ દુષ્કર લાગતું હતું. ધાર્મિક દૃષ્ટિથી, રાજકીય દૃષ્ટિથી અને નૈતિક દૃષ્ટિથી હિન્દુ સમાજનું તે વખતે કેવું ક અધઃપતન થયું હતું, સામાન્ય જનતાને અન્નના કેવા સાંસા પડતા હતા, પતિવ્રતાઓનું પાતિવ્રત્ય ટકવું કેટલું મુશ્કેલ થઇ પડયું હતું, વગેરે બાબતોનો તાદૃશ ચિતાર શ્રી સમર્થ પોતાના दासबोधમાં આપે છે. સમાજની આવી નિકૃષ્ટાવસ્થા જોઇને શ્રીસમર્થ ઘણા જ દિલગીર થયા. તેમનો ઉત્સાહ ભંગ થઇ ગયો અને ઉદાસીનતાથી પોતે વ્યગ્ર થઇ જતા હોય એમ દેખાયું. તે વખતે તેઓ કહે છેઃ—

उदासीन हा काळ कोठे न कंठे, અને उदास वाटते जिवीं आतां जावें कुणीकडे, हे भक्तवत्सला रामा ! बुद्धि दे रघुनायकाः

આવી દુર્દશાગત જનતાને મોક્ષનો ઉપદેશ આપીને શો લાભ થવાનો હતો? સર્વતઃ બદ્ધ અને પંગુ થયેલી એ જનતા મોક્ષ ગ્રહણ પણ કેવી રીતે કરી શકે? જ્યાં ક્ષણે ક્ષણે અધર્માચરણ જ પ્રવૃત્ત છે, ત્યાં ધર્મની સંસ્થાપના પણ કેવી રીતે થઇ શકે ? આવા આવા પ્રશ્નોથી તેઓ એકાદ વાર હતાશ પણ થયા હશે.

समर्थ—प्रताप માં એક ઠેકાણે એવું વર્ણન છે કે “એકવાર વૈરાગ્યનો અતિરેક થયા પછી તેમણે પોતાનો દેહ હિમાલય કુંડમાં ફેંકી દીધો. પણ શ્રીરામચંદ્રજીએ તેમને અદ્ધર ને અદ્ધર

પકડી રાખ્યા. શ્રીસમર્થે તે વખતે પૂછ્યું, "મને કેમ પકડી રાખ્યો?"

શ્રીરામે જવાબ દીધો,

तुम्हांसी जगोद्धार करणें आहे । तुमची तनु ती आमुची तनु पाहें । येन्हीं तपें तुमची रक्षिली काया हे । धर्मस्थापने कारणें ।

"તમારે જગતનો ઉદ્ધાર કરવાનો છે. તમારો દેહ એ કાંઇ તમારો નથી, પણ અમારો જ છે; તેથી તો ચોવીસ વર્ષ સુધી તેનું રક્ષણ કર્યું. અમારો એમ કરવામાં હેતુ એટલો જ હતો કે તમે ધર્મસ્થાપના કરી શકો." આમ કહી શ્રીરામચંદ્રજીએ પોતાનો ફેંટો તેમને આપીને પાછા વિદાય કર્યા. આ વર્ણનનો ઇત્યર્થ એટલો જ હશે કે ઉપર કહ્યા મુજબ જ્યારે સમર્થને તીવ્ર ઔદાસીન્યે વ્યગ્ર કરી દીધા, ત્યારે હિમાલયનિવાસી કોઈ અધિકારી સાધુએ તેમને સમજાવી પાછા વાળેલા; અને આ રીતે તેમનું મન પાછું સ્થિર થયું. ફરીથી શ્રીસમર્થે ભારતખંડમાં પ્રવેશ કર્યો અને કૃષ્ણાતીરે આવેલી પોતાની ગુફામાં નિવાસ કરીને જગદુદ્ધારના કાર્યનો વિચાર કરવા લાગ્યા. વિચાર અન્તે એમને એમ માલમ પડયું કે તત્કાલિન જનતાનું ઐહિક કલ્યાણ સધાયા વિના પારમાર્થિક કલ્યાણ સાધવું મુશ્કેલ પડે એમ છે. તેમણે મન સાથે એક નિર્ણય કરી લીધો; અને સ્થાને સ્થાને મઠ સ્થાપના કરી લોકસંગ્રહના કાર્યનો આરંભ કર્યો. તે વખતે ધાર્મિક દૃષ્ટિથી શ્રીસમર્થ જેટલા જ શ્રેષ્ઠ સન્તો હતા; તેમને દેશનું કલ્યાણ કરવાના ઘણા વિચાર આવતા, પણ માત્ર વિચારોથી જ કાંઇ કલ્યાણ થવાનું નહોતું. તે વિચારોને કૃતિમાં મૂકી તે વખતની સ્થિતિ ફેરવીને મહારાષ્ટ્રને ખરેખરૂં મહા-રાષ્ટ્ર કરવાનું કાર્ય માત્ર શ્રીસમર્થ જ કરી શકયા. બીજા સન્તપુરુષોની પ્રવૃત્તિ માત્ર નિવૃત્તિ પર હતી; ત્યારે શ્રીસમર્થની પ્રવૃત્તિમાં નિવૃત્તિપ્રવૃત્તિનો કોઈ અજબ પ્રકારનો મિલાપ હતો. આ રીતે

પ્રવૃત્તિનિવૃત્તિનો અજબ મિલાપ કરી તેને ' મહારાષ્ટ્ર-ધર્મ ' એ નામ આપી એક વિશિષ્ટ પ્રકારનું શિક્ષણ તત્કાલિન જનતાને આપ્યું. અને શિવાજી જેવા પરાક્રમી ક્ષત્રિયની મદદથી તે શિક્ષણ ટુંક મુદતમાં જ ફલપ્રદ નિવડ્યું.

મહારાષ્ટ્રમાં આવી તેમણે અનેક અલૌકિક કૃત્યો કર્યાં, તેથી તેમનો શિષ્યસમુદાય દિનપ્રતિદિન વધવા લાગ્યો. તેમણે ઠેકઠેકાણે હનુમાનની સ્થાપના કરી; જેથી હનુમાનની ઉપાસના વધવા લાગી. હનુમાન એ શારીરિક સામર્થ્યની વિભૂતિ હોવાથી લોકોમાં શારીરિક સામર્થ્યની વૃદ્ધિ કરવાની અભિરૂચિ વધી. શારીરિક બળ વધે માટે જ શ્રીસમર્થે આ યોજના કરી કાઢી હતી, એમ કેમ ન કહી શકાય ?

ચાફળ ગામે મુકામ કર્યા પછી તેમણે લોકસંગ્રહનું કાર્ય શરૂ કર્યું. લોકસંગ્રહ એટલે સંઘટના. જેમ આજે ઠેકઠેકાણે સમિતિઓ સ્થાપીને મહાસભાના ઠરાવો લોકો પાસે પળાવવામાં આવે છે, તે જ પ્રમાણે ઠેકઠેકાણે મઠો ખોલીને મહારાષ્ટ્ર-ધર્મ વિષે લોકોમાં જાગૃતિ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી ભારતખંડમાં તેમણે અગીઆરસો શિષ્ય ઉર્ફે મહન્તો મોકલ્યા હતા. ભારતખંડના ઘણાખરા ભાગોમાં તેમણે પોતાના સંપ્રદાયના મઠોની સ્થાપના કરી હતી. આ મઠ કેટલા હતા, એ વિષેની નક્કી સંખ્યા હજી બહાર આવી નથી, પણ ૧૫૦ મઠોની શોધ થઇ છે. શ્રીસમર્થ કહેતા કે ' सामर्थ्य आहे चळवळी चें. ' તેમની આ ઉક્તિને કૃતિમાં ઉતારવાનું કામ તેમણે ચાફળની ગુફામાંથી જ શરૂ કર્યું હતું. ચાફળ એ બધી હિલચાલોનું કેન્દ્રસ્થાન હતું. અહિંથી જ મહન્તો મોકલીને સાંપ્રદાયિક મઠોની સ્થાપના કરવાનું કામ શ્રીસમર્થ કરતા. આ ઉપરથી દેશની રાજકીય, ધાર્મિક અને નૈતિક ઉન્નતિ માટે કેવું સંઘટનાત્મક યંત્ર શ્રીસમર્થે યોજી કાઢ્યું હતું, તેનો કાંઇક ખ્યાલ આવશે.

શ્રીસમર્થે યોજેલા કાર્યમાં શ્રીશિવાજી મહારાજનો ઘણો ઉપયોગ થયો. તે બન્નેનો પ્રથમ મેળાપ ઈ. સ. ૧૬૪૭ માં જ્યારે શ્રીશિવાજી મહારાજની ઉમ્મર માત્ર ૧૯–૨૦ વર્ષની હતી, તે વખતે થયો હતો. આ મેળાપ પછીથી ટુંક મુદતમાં જ તેમની વચ્ચે ગુરુશિષ્યનો સંબંધ બંધાયો. શ્રીસમર્થના ઉપદેશથી શિવાજી મહારાજનું સ્વરાજ્ય સ્થાપનાનું કાર્ય સુયંત્રિત રીતે પાર પડયું, એમ કહેવામાં જરા પણ ભૂલ નથી.

૩

શ્રીસમર્થ દેખાવમાં ઓલીયા જેવા લાગતા, છતાં તેમની વૃત્તિ સૌમ્ય અને મૃદુ હોય એમ દેખાતું. પણ તે તો હંમેશ જાગૃત, ઇન્દ્રિયદમની અને કડક પ્રકૃતિના પુરુષ હતા. તેમનું અન્તર સમજવું મોટું મુશ્કેલ હતું. શિષ્યવર્ગને તે 'अधृष्य' અને 'अभिगम्य' લાગતા. તેમના સાંપ્રદાયની વ્યવસ્થા પણ ઘણી જ કડક રહેતી, એટલું જ નહિ પણ તે બરોબર પળાય છે કે નહિ તે તરફ તેમની સૂક્ષ્મ નજર રહેતી. તેમણે મઠોમાં મૂકેલા મહન્તો ઉચ્ચ દરજ્જાના તો હતા જ; છતાં તેમની અન્દરના કોઈએ સાંપ્રદાયિક વ્યવસ્થાનો ભંગ કર્યો છે, એમ જો શ્રીસમર્થને કાને આવતું, તો ભંગ કરનારને તે કડક શાસન કરતા. મહન્ત પોતાની ફરજ બરોબર બજાવે છે કે નહિ તે તેઓ ઘણી બારીક નજરે જોતા. કોઇ પણ મહન્તને અત્યન્ત સૂક્ષ્મ પ્રકારની કસોટીએ લગાડયા વિના તે તેને કામ સોંપતા નહિ. પાસે રહેતા મહન્તે દર ત્રણ વરસે અને દૂર રહેલા મહન્તોએ દર અગિઆર વરસે તેમને મળી જવું, એવો સખ્ત નિયમ હતો. જુદે જુદે સ્થાનેથી આવેલા મહન્તો સાથે વાતો કરવા માટે અનેક ગુફાઓ તેમણે તૈયાર કરાવી હતી. આવી ગુપ્ત ગુફાઓમાં તે કોઇ કોઇ વાર મહિના બબ્બે મહિના સુધી કામમાં મગ્ન રહેતા. આમાંની

‘ હેળવાક ’ અને ‘ શિવથર ’ ની ગુફાઓ વિશેષ મહત્વની છે, એમ પ્રસિદ્ધ થયેલા પત્રો પરથી જણાય છે. આ સિવાય અનેક ઠેકાણે સંચાર કરી તેઓ દેવાલયો, બાગ, જલાશયો બંધાવવાનો ઉદ્યોગ તો કરતા જ હતા. યવનોના ત્રાસથી દેવદેવતાર્ચનને બાધ ન આવે એટલા માટે તેમણે ગુપ્ત સદનો પણ બંધાવ્યાં.

આ પ્રમાણે કાર્ય ચાલુ થઇ ગયા પછી શિવાજી મહારાજના આગ્રહથી ચાફળનો નિવાસ છોડીને તે સજ્જનગઢ ઉપર રહેવા આવ્યા. આ પછીનો તેમનો વખત સર્વતઃ ઉત્તમ એવા મોક્ષધર્મનો ઉપદેશ કરવામાં ગયો. છતાં નીમેલા મહન્તોને અને શિષ્યોને મળીને તેમને સલાહ આપવાનું કાર્ય તેમણે છોડયું ન હોતું. પોતાના મહન્તો પાસે પોતાના શિક્ષણનો પ્રસાર તેમણે કરાવ્યો. શિવાજી મહારાજ પણ તેમને મળવા વારંવાર આવતા.

સજ્જનગઢ ઉપર રહેવા આવ્યા પછી થોડા જ વર્ષે શિવાજી મહારાજ સ્વર્ગવાસી થયા; તેથી શ્રી સમર્થ ઘણા જ ખિન્ન થયા. શંભાજીની દુરાચારી વૃત્તિની તેમને ખબર હતી, તેથી તો આ ખિન્નતા વિશેષ થઈ. ઘણાં કષ્ટો સહન કરીને શ્રીશિવાજીને હસ્તે જે સ્વરાજ્યમન્દિરની ઇમારત પોતે ચણાવી; તેની શંભાજી શી રીતે વ્યવસ્થા કરશે, એની એમને ચિન્તા થવા લાગી. તેમણે તેને ઉપદેશપર પત્ર લખ્યો; પણ તેનું કાંઇ વિશેષ પરિણામ આવ્યું નહિ. જો કે આ પત્ર વાંચી રાજા શંભાજી શ્રીસમર્થને મળવા આવેલો; પણ આ તાત્કાલિક અસર લાંબો કાળ ટકી શકી નહિ. આ પછી ટુંક મુદતમાં જ એટલે ઇ. સ. ૧૬૮૧ માં તે નિજધામમાં ગયા. હવે શંભાજીને કોઈ કાંઇ કહેનાર રહ્યું નહિ. શ્રીસમર્થનો ઉપદેશ તે ભૂલી જવા લાગ્યો. આનું છેલ્લું પરિણામ શું આવ્યું, તે વાચકો જાણે જ છે! શંભાજીના દુર્વર્તનથી શિવાજી મહારાજે ઉભી કરેલી સ્વરાજ્યની ભવ્ય ઇમારતને ઘણા જબરા ધક્કા વાગ્યા; પણ શ્રીસમર્થે પોતાના

સામ્પ્રદાયિક માર્ગવડે મહારાષ્ટ્રમાં ' મહારાષ્ટ્ર ધર્મ ' ( ધર્મ+નીતિ+રાજકારણ ) ની સ્થાપના કરી લોકોમાં જે કર્તવ્યબુદ્ધિ ઉત્પન્ન કરી હતી, તેનાં મૂળીઆં મહારાષ્ટ્ર સમાજમાં ઘણાં ઉંડાં ગયાં હતાં, તેથી આવા ધક્કા લાગ્યા છતાં આ ઇમારત લાંબો કાળ ટકી શકી. એટલું જ નહિ, પણ તેનો વિસ્તાર થઇ લગભગ એક સૈકા સુધી તેનું ઉદ્દિષ્ટ કાર્ય દેશમાં ઉત્તમ રીતે ચાલતું હતું. આટલું બધું ચેતન મહારાષ્ટ્રને મળી શક્યું, તેનું કારણ શ્રીસમર્થની સામ્પ્રદાયિક પ્રવૃત્તિ જ હતી, એ કહેવું હવે ભાગ્યે જ આવશ્યક છે.

ગૃહસંસાર કરી ગૃહસ્થ થવાનું ન સ્વીકારતાં વિશ્વસંસારનો ભાર પોતાના માથા પર લઇ વિશ્વસ્થ થવાનું સ્વીકારનાર મહાપુરુષ શ્રીસમર્થ રામદાસ સ્વામીને હજારો વાર વન્દન હો !

---

૫

# નરસિંહ મહેતા

## ( સાબરમતી માસિકમાંથી )

મહેતા દંતકથાનાં વાદળોમાં વિરાજતા દેવ સમા મોટે ભાગે અસુરેખ છે; તથાપિ એમના તથા એમના પછીના વિશ્વનાથ જાની આદિ કવિઓનાં પદ તેમ જ લોકવાયકા વગેરે પરથી વિદ્વાનોએ કેટલીક માહિતી મેળવી છે, અને કંઇક રેખાઓ દોરી છે. એ ઉપરથી એમ કહેવાય છે કે વિ. સં. ૧૪૭૦–૭૧ માં જુનાગઢ પાસેના તળાજા ગામમાં બાળક નરસિંહની આંખો પ્રથમ જગત્ જોવા પામી. જન્મ પછી ત્રણ વરસ સુધી મૂક

થતા પિતા કૃષ્ણ દામોદરનાં લાડકોડ અનુભવી સં. ૧૪૭૩–૭૪ ના અરસામાં એમને વિધવા માતા દયાકોરનાં શોકાર્ત ચક્ષુનાં જ લાડ પામવાનાં રહ્યાં. એના ત્રણ ભાઇ પણ અત્યાર પહેલાં દેવલોક પામ્યા હતા; એટલે દયાકોર ડોશીએ એને લઇ એના કાકા પર્વતદાસની ઓથમાં જઈ નિવાસ કર્યો. વિશ્વનાથ જાનીના કહેવા પ્રમાણે પર્વતદાસ મોટો વિષ્ણુભક્ત હતો, અને એણે પણ ભક્તિનાં પદ લખ્યાં છે. અગિયારમે વર્ષે આળાભોળા નરસિંહના, તે વખતના રા'માંડળિક રાજાના દિવાનની ભાણેજી સાથે વિવાહ થયા. પરન્તુ ગિરનારના દરવાજા બહાર જતાં આવતાં સાધુસંતનાં ટોળાંમાં રખડવાના, સ્ત્રીવેષ કહાડી નાચવા ખુંદવાના તથા નિશાળના એમના ચાળા જોઇ આ વિવાહ વહસસરાએ તોડયો. સંસારના ઘાથી આળા થયેલા માના કોમળ હૃદયે આ ઘા કેમ ઝીલ્યો એ જણાયું નથી. પરન્તુ ડોશી માંદાં પડયાં અને વિવાહ તૂટયાના વરસમાં જ પંચત્વ પામ્યાં. પછી એના કાકા પર્વતદાસને એની ચટપટી થવા માંડી. 'ભાઇનો દીકરો કુંવારો રહે એ પોતાના કુળનું એબલગામણું,' છેવટે સોળ સત્તર વર્ષની વયે સં. ૧૪૮૭ માં જુનાગઢમાં મજેવડીના નાગર ગૃહસ્થ રઘુનાથ પુરુષોત્તમની દીકરી માણેકબાઇ સાથે મહેતાનો વિવાહ કરી કાકાએ ટાળ્યું. સં. ૧૪૮૮ માં કાકા પર્વતદાસ પણ સર્જનજુના સ્વર્ગના પંથે પળ્યા. નમાયો નબાપો નરસિંહ કાકાના દીકરા બંસીધરને પાને પડયો.

યુવાનીના અરુણોદયકાળે ઘરમાં ભીલીરાણીનાં નેપૂરના થતા ઠણુકારથી આ શિવજી સંસાર માંડે એવા લાગ્યા નહીં. હારમાળાનું કથન સ્વાત્મકથન માનીએ તો, મહેતા પાંચ પૈસા રળવા ગયેલા. ગમે એમ, પણ ઝાંઝતાલમાં જતા એમના નિરુદ્યમી જીવનમાં એક પ્રસંગે અદ્ભુત પરિવર્તન કર્યું. એમનાં ભાભીએ આ ધ્રુવને અપર માની ગરજ સારી. ભાભીનાં કઠણ વચન મહે-

તાના હૈયામાં સોંસરાં લાગ્યાં. ભાભીએ પછીથી ઘણું યે કહ્યું કે 'ઉઠો દિયરીઆ, હું હસતી હતી,' પણ મહેતાને તો વચન-બાણ વાગ્યાં તે વાગ્યાં. સમ્ભવ છે કે આ બનાવ પછી મહેતા ગામને પાધરે પુનઃ સંતમંડળમાં ગયા હોય અને કોઇ યોગાનન્દ અથવા આત્માનન્દે એમનું ઉતરી ગયેલું મ્હોં જોઇ 'પ્રારમ્ભમાં જ દુનિયાથી ઉદાસ થઇ શું કરશે ? ભોળા શમ્ભુનું સ્મરણ કર, એ તને મદદ કરશે;' એમ માર્ગ–નિર્દેશ કર્યો હોય. ગમે એમ, પણ મહેતાએ જુનાગઢ તો છોડયું અને ત્યાંથી દૂર ગોપનાથ મહાદેવના મંદિરમાં જઇ અનશન વ્રત આદરી મહાદેવને પ્રસન્ન કરીને જ ઉઠવાની ભીષ્મપ્રતિજ્ઞા કરી. ભોળા શમ્ભુથી સાચા સેવકનું આ દુઃખ કયાં સુધી સહેવાય ? ધ્યાનસ્થ ભકતને માથે હાથ મુકી પાર્વતીપતિ પ્રગટ થયા અને કહ્યું, 'માગ, માગ, માગે તે આપું.' મહેતાએ માગી લીધું કે 'તમને જે વલ્લભ, હોય જે દુર્લભ, આપો રે પ્રભુજી દયા રે આણી !' નરસિંહનું નસીબ ઉઘડયું. પછી જીવનભર ગાયેલો એવો રાધાકૃષ્ણના વિશ્વરાસનો ઉમાપતિએ એમને સાક્ષાત્કાર કરાવ્યો. શ્રી કૃષ્ણની ખાસ મહેરબાનીથી રાતા, કાળા, નીલા, પીળા અને ઉજ્જવળ એ પાંચ વિવિધ પ્રકાશમાં આ રાસનાં એમને દર્શન થયાં. એ જોવામાં એ એટલા તલ્લીન થઇ ગયા કે મશાલ સાથે હાથ પણ ઝડપાયો અને બળવા લાગ્યો એનું પણ ભાન એમને ન રહ્યું–કહો કે 'ભકિતકારણ મારો દેહ દુબળ હજો, દેહકારણ રખે સ્નેહ જાએ,' એ પોતાનું સૂત્ર એમણે આચરી બતાવ્યું.

સાત દિવસના અનશન પછી ચૈત્ર શુદ ચોદશે જોવા મળેલો આ રાસ જોઇ શંભુની રજા લઇ પુનમની પ્રભાતે મહેતો 'નાગર નંદજીના લાલ, રાસ રમતાં મારી નથણી ખોવાણી,' એ પદ ગાતા ગાતા પુનઃ જુનાગઢ પધાર્યા. આ રાસદર્શન પછી

એમને ભક્તદૃષ્ટિ મળી એટલું જ નહીં પણ કવિદૃષ્ટિ પણ મળી. પોતે બહિરપણાનો ઇલ્કાબ પ્રથમથી જ પામ્યા હતા, પરન્તુ હવે તો લોકોએ તેમને ગાંડા જ ગણવા માંડયા. ભાઇને ઘેર જઇ ભાભીને પગે લાગી તેનો ઉપકાર માન્યો, અને શ્રી કૃષ્ણની આજ્ઞાનુસાર ગૃહસ્થાશ્રમ માંડયો; પરન્તુ યોગક્ષેમની ચિન્તા તો શ્રી કૃષ્ણને માથે જ પડી. આ ફરજ અદા કરવાનું પ્રભુનું એક સાધન ત્યાંના રાજા રા'માંડળિકની વૈષ્ણવ મા હતી.

મહેતાની નામના આખા દેશમાં પ્રસરવા લાગી અને ગામેગામથી હરિજનોનાં ઝુંડઝુંડ દર્શન માટે આવવા લાગ્યાં. ભાઇ ભોજાઇના ઘરમાં સંતસાધુના અખાડા થયા; નાતમાં ચર્ચા થવા માંડી; વળી આવા સંસારનો ઘસારો ભાઇભોજાઇને સ્વાભાવિક રીતે ભારે પડયો હશે; એટલે એક દિવસ અકળાઇને એમણે મહેતાને જુદા રહેવા કહ્યું. હાલમાં જ્યાં મહેતાની મૂર્તિનાં દર્શન થાય છે, ત્યાં જેતપુરના દરવાજા પાસે એમણે ઘર રાખ્યું. નવા ઘરમાં આવ્યા પછી પચ્ચીશ વર્ષની ઉમ્મરે મહેતા પ્રથમ પિતા થયા. બાળકનું નામ કુંવરબાઇ રખાયું. વાતવાતમાં માંડવો મોટો થયો અને મહેતાને વિવાહની ચિન્તા કરવી પડી. ઉના ગામમાં શ્રીરંગ મહેતાના પુત્ર સાથે કુંવરબાઇનું લગ્ન થયું. સંવત ૧૫૦૪માં આ કાર્યથી પરવાર્યા એટલે પુત્ર શામળશા પરણાવવા જેવો થયો—બાર વર્ષનો થયો. મહેતા મૂળ ગરીબ અને નાગરી નાતના વિવાહ, એટલે આફતનાં વાદળ એમના જીવનાકાશમાં ફરી વળ્યાં. વર્ષાકાળના વાવાઝોડાથી અને મેઘના ગડગડાટથી પર્વત જેમ ડગતો નથી એમ ભક્ત મહેતા પણ ડગ્યા નહીં. છેવટે જીવનાકાશમાં જેટલું અંધારૂં છવાયું હતું એટલું જ કૃષ્ણની કૃપાથી વાદળાં વિખરાઇ તેજ છવાયું. દરેક કરકરીયાવાર શ્રી પ્રભુએ સાંગોપાંગ પાર ઉતાર્યો. પુત્રના લગ્ન પછી સં. ૧૫૦૬–૭ માં મહેતાના સંસારની સરાણીએ ચડી એમને હાથે સાધ્વીનું પદ પામેલાં માણેક

મહેતી સંસાર આટોપી લઇ સહુને માટે સૌભાગ્યવંતાં થયાં. પુત્ર વિધવા મૂકી ધર્મપુરી તરફ પરવર્યો, દીકરી પારકું માણસ એટલે પોતાને ઘેર ગઇ, અને મહેતાને ‘ છડપણ કેણે મોકલ્યું ’ એ પદમાં ગાયેલો કાવ્યાનુભવ થવા માંડયો. સં. ૧૫૦૬ થી ૧૦ સુધીની એકાદી સાલમાં કુંવરબાઈને સીમંતનો પ્રસંગ આવ્યો. એ વખતની અડી પણ શ્રી હરિએ કહાડી અને મહેતાને જશ અપાવ્યો.

આ બધા વખત દરમ્યાન શિવમાર્ગી ટીખરી નાગરો તરફથી મહેતાને અનેક પીડનો થયાં હતાં. મહેતાનો વૈષ્ણવમાર્ગ એ વખતે નવોસવો હતો. ઢેડ જેવા અસ્પૃશ્ય ગણાતા લોકોને આંગણે ભરાતી ભજનમંડળીમાં ભાગ લેવો એ મહેતાને સ્વાભાવિક લાગતું. એમના સખીમંડળમાં સ્ત્રીઓ પણ જોડાઇ હતી. નાતબહાર મૂકવાનું પોતાનું અંતિમ શસ્ત્ર નાત એકવાર વાપરી ચૂકી કતી. હવે રાજ્ય તરફનાં પીડન અનુભવવાનો વખત આવ્યો. ધર્મને નામે થતા અનેક દુરાચારોની નરસિંહ વિરુદ્ધની કંઇ કંઇ વાતો રાજા રા'માંડળિક પાસે ગઇ. દૈવનું જે આવવાનું હતું તે આવી ગયું, હવે દરબારનું આવ્યું. રાજા સમક્ષ મહેતા હાજર થયા. અનેક પંથના ત્યાગી–વિરાગીઓ પણ ત્યાં હાજર હતા. નરસિંહના વહાલા ‘ કૃષ્ણ દામોદર ’ ની મૂર્તિને રાજાએ કેદ કરી અને કહ્યું કે ‘ તારી ભકિત સાચી હોય તો તાળાં તોડી કૃષ્ણ બહાર આવે અને સર્વ સભાના દેખતાં એમના ગળામાં નાંખેલો હાર તારે ગળે આરોપે. ’ આમ ન થાય તો નરસિંહ દેહાંતદંડને પાત્ર બને. આખી રાત ચાલી ગઇ. ત્યાગી–વિરાગીઓએ પોતપોતાની માન્યતા પ્રમાણે બોધનો વરસાદ વરસાવ્યો. કોઇએ એને ભમેલો કહ્યો, કોઇએ હઠીલો કહ્યો અને કોઇએ વિષયલંપટી કહ્યો પણ મહેતા કૃષ્ણને પોતાનું ભકતવત્સલ બીરુદ રાખવા વિનવ્યે જ ગયા. કુંવરબાઇ પણ આવ્યાં, રડયાં, સમજ્યાં અને

સખીગણ સહિત પ્રાર્થનામાં ભળ્યાં. છેવટે કેદારો ગાવાનું કહેણુ આવ્યું. કેદારો ગીરો મૂકયો હતો તે કેમ ગવાય ? કોઇ ભકત-જન—કહો કે પ્રભુ—કેદારો છોડાવી લાવ્યા. મહેતાએ કેદારો આલાપ્યો. કમાડ કડકડયાં, રા'માંડળિકની પડતીનાં નિશાન ગડગડયાં, અને મહેતાના કંઠમાં મુરલીધરે હાર આરોપ્યો.

દંતકથાનાં વાદળમાં વિરાજતા દેવસમા મહેતાની આ કથામાં તથ્યાંશ ગમે તે હોય, પરન્તુ એમની ભકિત સીતાની જેમ અગ્નિશુદ્ધ અદગ્ધ નીકળી એ નિર્વિવાદ છે. આમ અનેક કસોટીએ ચઢી છાસઠ વર્ષની ઉમ્મરે—એટલે માંડળિકના મરણ પછી સાતમે વર્ષે કાળની દ્રષ્ટિમાં મહેતા દેહ છોડવાને લાયક ગણાયા.

દેહે પોતાની નશ્વરતા કબૂલ કરી, પરંતુ મહેતાની આત્મ જ્યોત જે અમર દીપક પ્રકટી ગઇ છે તે યદ્યપિ લોકોના હૃદય-ગોખમાં અખંડ બળે છે. નિરક્ષર હો કે સાક્ષર હો, સ્ત્રી હો, પુરુષ હો, બાળક હો કે વૃદ્ધ હો, આરોગ્યતાના પુર બહારમાં હો કે મરણ પથારીએ હો, ગમે તે હો, પણ પરોઢીએ એમના પ્રભાતિયાનો સૂર સાંભળતાં જેને જીવનની ધન્ય પળનો અનુભવ ન થયો હોય એવું હતભાગી ગુજરાતમાં કોણ હશે ? એમ કહેવાય છે કે મહેતાનો મરણ કાળ સમીપ આવ્યો ત્યાં સુધીમાં એમણે એક લાખ પદ રચ્યાં હતાં. એમની અભિલાષા સવા લાખ પદ રચવાની હતી; એટલે બાકીનાં પચ્ચીશ હજારના વિચારમાં એમનો જીવ ઘુંટાયો ત્યારે એમના દીકરા શામળશાની વિધવા પત્ની સૌરાષ્ટ્ર પ્રસિદ્ધ જાુઠીબાઇ અને સાહિત્ય પ્રસિદ્ધ સુરસેના અથવા કમળાગૌરી—એ બાકીનાં પદ એમને નામે પૂરાં કરવાનું વચન આપ્યું. એટલે બધો મળીને એમનો પદ્ય સંગ્રહ સવા લાખ પદોનો ગણાય છે.

---

૬

# મહાત્મા તુકારામ

મહારાષ્ટ્રના સ્વરાજ્ય સ્થાપનાના ઇતિહાસમાં જે સમયે શિવાજી મહારાજ, શ્રીસમર્થ રામદાસ અને મહાત્મા તુકારામ આવિર્ભૂત થયા, તે સમય સંસ્મરણીય છે. એક તરફ બાહુબળ અને જ્ઞાનબળ અને બીજી તરફ ભક્તિબળ, એ ત્રણના એકત્ર સમ્મિલનથી મહારાષ્ટ્ર અપૂર્વ ગૌરવાંકિત થયો હતો. બાહુબળનું મૂર્ત સ્વરૂપ શિવાજી મહારાજ હતા, જ્ઞાનબળના અવતારરૂપ શ્રીસમર્થ રામદાસ સ્વામી હતા અને મહાત્મા તુકારામ ભક્તિબળની સાક્ષાત્ પ્રતિમા હતા. આ ત્રણ વિભૂતિઓને એક પછી એક ન મોકલતાં એકી વખતે મોકલવામાં વિધાતાનો કાંઇ ઉદ્દિષ્ટ હેતુ હશે. મહારાષ્ટ્રમાં—નહિ, સમસ્ત હિન્દુ જાતિમાં અપૂર્વ પ્રકારનો ધાર્મિક ઉત્સાહ અને બળ પ્રેરવાને માટે જ આ ત્રણ શક્તિઓએ, શિવાજી મહારાજ, શ્રીસમર્થ અને ભગવદ્ભક્ત તુકારામ, એ રૂપે અવતાર લીધો હશે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નહિ થાય.

જેમ મનુષ્યજીવનમાં અમુક પ્રકારના સારા સંજોગો આવે છે અને આ શુભ સંજોગોનો યોગ્ય ઉપયોગ કરી મનુષ્ય પોતાનું હિત સાધી લે છે, તેમ મહારાષ્ટ્ર અને સમસ્ત દેશને માટે સત્તરમી સદી શુભ સંયોગ રૂપે જાણે ન આવી હોય અને આ શુભસંયોગનો બરાબર ઉપયોગ કરી તેમણે સ્વરાજ્ય સંસ્થાપનાનું કાર્ય ન કર્યું હોય ? કારણ આ જ યુગમાં શિવાજી મહારાજ મહારાષ્ટ્રીય સૈનિકો સાથે વિજયનાદ કરતા કરતા દિશાઓમાં ઘુમતા હતા; આ જ યુગમાં શ્રીસમર્થ રામદાસ સ્વામીનો 'મહારાષ્ટ્ર ધર્મ' દેશના દરેક ભાગમાં પ્રસરી ગયો હતો અને

આ જ યુગમાં ભક્તશિરોમણિ તુકારામ મહારાજના અભંગો મહારાષ્ટ્રના દરેક ઘરમાં પ્રવેશ કરી મહારાષ્ટ્રવાસીઓનાં અન્તઃકરણોને ભક્તિરસમાં ડુબાડી દેતા હતા. ' શિવાજી મહારાજે બાહુબળથી જ સ્વરાજ્ય સ્થાપના કરી છે, ' એમ કહેવામાં મોટી ભૂલ રહેલી છે. એક પગે સંસારયાત્રા કરવી જેટલી મુશ્કેલ છે, તેટલું જ અથવા તેથીએ વિશેષ મુશ્કેલ કામ, કેવળ બાહુબળને પ્રતાપે રાષ્ટ્રીય જીવનની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું છે. આ વાતની સાક્ષી ઇતિહાસ પૂરશે.

આટલાંટિક મહાસાગરથી હિન્દી મહાસાગર સુધી ધર્મબળ અને બાહુબળથી પોતાનું રાજ્ય સ્થાપી શકનાર મુસલમાનોની માફક મહારાષ્ટ્રવાસીઓએ પણ એ જ બે બળનો ઉપયોગ કરીને પોતાનું રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો અને તે સંસ્થાપનાના કાર્યમાં તેમને જે કાંઇ સફળતા મળી તેનું કારણ પણ આ જ બે બળની એકતા હતી. આજે પણ એ સમ્મિલનના ગુણને લીધે જ મહારાષ્ટ્ર જાતિ પોતાનું વૈશિષ્ટ્ય સાચવી શકી છે. આટલું બધું લાંબું વિવેચન કરવાનો હેતુ એટલું જ બતાવવાનો છે કે, શિવાજી મહારાજ અને શ્રીસમર્થની માફક દરિદ્ર તુકારામ મહારાજનો પણ આ મહારાષ્ટ્રીય ઐક્ય સ્થાપનામાં ભાગ છે.

મહારાષ્ટ્રની રાજધાની પુનાથી આઠેક ગાઉ દૂર ઇંદ્રાયણી નામની એક નાની શી નદી છે. તે નદીને કીનારે આવેલા દેહુ ગામમાં ' મોરે ' નામનું એક મરાઠા કુટુંબ રહેતું હતું. એ કુટુંબ ક્ષુદ્ર જાતિનું હતું અને વેપાર વાણિજ્ય કરી પોતાનું ગુજરાન ચલાવતું હતું. આ જ કુટુંબમાં આપણા ચારિત્ર નાયક શ્રી તુકારામ મહારાજનો આશરે ઇ. સ. ૧૬૦૭–૧૬૦૮ માં જન્મ થયેલો હતો. " ભક્ત–લીલામૃત " નામના ગ્રન્થમાં એવો ઉલ્લેખ છે, કે જે ભક્તિવૃક્ષ તુકારામ મહારાજના વખતમાં પૂર્ણતાએ

પહોંચ્યું હતું, તેનું બીજ ઘણાં વર્ષો પહેલાં તેમના પૂર્વપુરુષોના શુદ્ધ અન્તઃકરણમાં રોપાયું હતું; અને ક્રમેક્રમે તેમના અન્તઃકરણમાં તેના અંકુરો ફુટી નીકળ્યા હતા. તે પૂર્વપુરુષોએ સેવા અને પ્રેમરૂપી જલનું સિંચન કરીને તે બીજને વૃદ્ધિંગત કરેલું હતું. આ સિંચનને પ્રતાપે જ શ્રીતુકારામના જીવનમાં તે ભક્તિવૃક્ષ ફાલી નીકળ્યું હતું." આવા ભક્તિરસ પૂર્ણ કુટુંબમાં તુકારામનો જન્મ થયો હતો.

તેમના પિતાનું નામ બોહલોબા અને માતાનું નામ કનકાઇ હતું. તે બન્ને વિઠોબાનાં અનન્ય ભકત હતાં. તેમને માટે ભકત-લીલામૃતમાં એમ કહેલું છે કે તેઓ સકલ પ્રાણિઓ પ્રત્યે આત્મભાવ બતાવતાં હતાં. ઉદ્ધતભાવને તેમનાં હૃદયમાં જરાપણ સ્થાન ન હોતું. વ્યાવહારિક કાર્યોમાં પણ તેઓ અસત્ય આચરણ કરતાં નહિ. આવાં ભકતજનોને ઘેર જન્મ લેનારા તુકારામ્ પણ તેમના જેવા જ પવિત્ર અન્તઃકરણવાળા થાય એમાં નવાઇ નથી. જ્યારે તુકારામની ઉમ્મર માત્ર તેર વર્ષની હતી ત્યારે તેમના પિતાએ વાનપ્રસ્થાશ્રમનો આશ્રય લઇ ભગવદ્ ભજન કરવાની ઇચ્છા પ્રગટ કરી. પોતાના મોટા પુત્ર સાવજી-તુકારામના મોટાભાઇ-ને તેમણે સંસારનો ભાર લેવાની આજ્ઞા કરી. પણ તે તો નાનપણથી જ સાંસારિક સુખસંભોગથી દૂર હતા, અને દૂર રહેવા માગતા હતા. તેથી તેમણે પિતાનું કહેવું સ્વીકાર્યું નહિ. હવે બધો ભાર તુકારામે માથે લેવો, એમ સૌએ નક્કી કર્યું, અને પિતાએ તુકારામને તેમ કરવાને કહ્યું, તુકારામ જો કે કિશોર વયમાં હતા, તોપણ 'માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું' એવો વિચાર કરી, તેમણે કુટુંબનો સર્વ ભાર ઉપાડી લીધો. જો કે તેમની ઉમ્મર આ વખતે ઘણી નાની હતી તોપણ વંશપરંપરાથી ઉતરી આવેલા ધંધામાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી અને થોડા જ સમયમાં તેમણે ધનાઢ્ય

પુરુષોના વિશ્વાસપાત્ર બનીને યથેષ્ટ ધન ભેગું કર્યું. આ વખતે તે સુખી માણસોમાં ગણાતા હતા.

સંસારનો બોજો લીધા પછી તુકારામને કોઇ પણ જાતનું દુઃખ કે દારિદ્ર હતું નહિ. પરંતુ એ તેમની દુઃખવિરહીત સ્થિતિ વધારે વાર ટકી નહિ. તેમની સત્તર વર્ષની ઉમ્મરે તેમનાં માતપિતા સ્વર્ગવાસી થયાં. હવે સંસારસમુદ્રમાં સૌભાગ્ય-સંપત્તિની જે ભરતી આવી હતી, તેનો હવે ઓટ થવા લાગ્યો. અને તે પ્રબળ પ્રવાહમાં સંસારનાં બન્ધન રૂપી બધો મેલ ધોવાઇ ગયો; અને તુકારામનું મન પહેલાં કરતાં વધારે નિર્મળ થવા લાગ્યું. જો કે ભગવદ્ભક્તિ અને વૈરાગ્યશીલતા તેમના વંશમાં ઉતરી આવી હતી તોપણ માતપિતાનો સ્નેહ, સંપત્તિ, વિષયાનુરક્તિ અને સાંસારિક ઉપાધિઓથી તેમને આધ્યાત્મિક ઉન્નતિનું ઓળખાણ બરોબર થયું ન હોતું. સુખસમયમાં ઇશ્વર યાદ આવતો નથી. દુઃખ આવી પડે ત્યારે જ મનુષ્યને ઇશસ્મરણ થાય છે, અને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્ય ઉત્પન્ન થવાને સાધારણપણે દુઃખની જ જરૂર છે. કારણ, દુઃખ જોઇનેજ તેને મૃગજળવત્ સાંસારિક સુખો પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. દરિદ્રતા અને વિપત્તિ એ બીજા કોઇ મનુષ્યના ઉન્નત જીવનને શુષ્ક કરી શકત, પણ તુકારામ જેવા સંસ્કારી પુરૂષને તો આ વિપત્તિથી ઘણો જ ફાયદો થયો. માતપિતાના મૃત્યુથી તેમની આંખો ખૂલી.

માતપિતાના મૃત્યુથી તુકારામના અન્તઃકરણમાં વૈરાગ્યની ઉત્પત્તિ થઈ. એટલામાં તેમનાં ભાભી પણ ગુજરી ગયાં; અને મોટા ભાઇ વિરક્ત થઈ દેશ પરદેશમાં પર્યટન કરવા લાગ્યા. આ પ્રમાણે એક પછી એક આપત્તિઓ આવી પડવાથી પહેલાં સુખમય લાગેલા સંસારની અનિત્યતાનો કાંઇક પરિચય

તેમને થવા લાગ્યો. અને ધીમે ધીમે ભગવત્સ્મરણમાં જ લીન થઇ જવા લાગ્યા. સાંસારિક કાર્યમાં તેમને આસક્તિ રહી નહિ. અને લક્ષ્મીની સેવામાં પણ ચિત્ત ચોટયું નહિ. આથી લક્ષ્મીજી રીસાયાં અને પોતાની ચંચળતાનો પરિચય તુકારામને આપી તેમને વધારે વૈરાગ્યશીલ બનાવવામાં સહાયક થવા લાગ્યાં. ધંધામાં તુકારામ ધ્યાન આપતા નથી, એમ જોઇ વેપારીઓ ધીરધાર કરતાં ખંચાવા લાગ્યા. અને તુકારામના દેણદારોએ તેમના આ વૈરાગ્યનો સારો લાભ લીધો અને દેવું આપતા બન્ધ થયા. હવે તુકારામની આવક ઘટી અને ખરચ તો તેનું તે રહ્યું. પૈસાની તાણ દિનપ્રતિદિન વધારે લાગવા માંડી તેથી કહો, કે સંબંધીઓના આગ્રહથી કહો, તુકારામે મોદીખાનાની દુકાન કાઢી. પણ દુકાનમાં બરાબર લક્ષ આપતા ન હોવાથી તેમાં તે બિલકુલ ફાવી શકયા નહિ. દુકાનમાં તે માત્ર શ્રીહરિ સ્મરણ જ કર્યો કરતા. પોતાના ફાયદા કરતાં આ[illegible] ફાયદા તરફ વધારે ધ્યાન આપતા. આથી દુકાન પણ બંધ કરવી પડી.

આ પછી તેમણે અનેક ધંધા કર્યા, પણ દરેક ધંધામાં તેમને દુકાનમાં જેટલી સફળતા મળી હતી તેટલી જ સફળતા મળવા લાગી, તેથી તે હારી ગયા. લેણદારોએ તેમને પજવી નાંખ્યા. પણ સગાંસંબંધીઓની મદદથી તેઓ માંડમાંડ બચી શકયા.

તેમને ઘેર ચાર પોઠીઆ (બળદ) હતા. કોઇએ તે પોઠીઆ ઉપર અનાજ ભરીને ગામપરગામ ફરી તેને વેચી પૈસા રળવાની યુક્તિ તુકારામને બતાવી. તે ઉપાયનો અમલ તો કર્યો. પણ ફરતાં ફરતાં અનાજનું નામ લેવાને બદલે તે “ હરિ હરિ ” એવા શબ્દો ઉચ્ચારતા અને પોતાનું ભાન ભૂલી જતા. ભાવિક ભક્તો મળે તો ફેરીઆનો ધંધો ભૂલી જઇ ઇશ્વરવિષયક વાતો કરવા મંડી પડતા. આથી તેમને કાંઇ પણ લાભ થયો નહિ. ઉલટું

કેટલેક દિવસે ઘણું ભ્રમણ કરવાથી તેમના ત્રણ પોઠીઆ મરી ગયા અને એક પોઠીઆ સાથે તુકારામ પાછા ઘેર આવ્યા. બધાએ તેમનો તિરસ્કાર કર્યો અને ઘણો ઠપકો આપ્યો. "વિઠોબાનું સ્મરણ કર્યાં કરવાથી આ પ્રમાણે તું દુઃખી થાય છે, માટે તેમના નામનો ત્યાગ કર," એવો પણ તેમને કોઇએ ઉપદેશ આપ્યો. ઇશ્વર મળતા નહોતા તે આન્તરિક દુઃખ હતું, અને સગાંસંબંધીઓના તિરસ્કારયુકત શબ્દો વગેરે સાંભળવું પડતું તે બાહ્ય દુઃખ! આ રીતે તુકારામ વધારે અને વધારે દુઃખી થવા લાગ્યા.

૨

ઘરમાં આટલી દરિદ્રતા હતી છતાં તુકારામની વૃત્તિ તો વધવા જ લાગી. ઘરમાં ખાવાને નહોય ત્યારે તેમની સ્ત્રી* સંતાપતી અને તેમને ઘણો ઠપકો દેતી. મહામહેનતે મહેનત કરી બિચારી પોતાના કુટુંબનું પૂરૂં કરતી. આટલી મહેનત કરી પોતે જે કમાય તે પણ તુકારામ કોઇ સાધુ સંતને કે ભિખારીને આપી દેતા ત્યારે તેનો ગુસ્સો હદ બહાર જતો પણ તે બિચારી સઘળું સહી લેતી. કોઈક વાર તેમણે શિખામણ આપતી ને કોઇ વાર ઠપકો દેતી. તેની શિખામણથી કેટલીએ વાર તુકારામે દુકાન માંડીને વેપાર કર્યો પણ તે બધી વાર તે ઠગાતા અથવા તો ઉદારવૃત્તિથી પોતાનું સર્વસ્વ બીજાને આપી દેતા. એક વાર ઉછીના રૂપિયા લઇ તુકારામે વેપાર કર્યો. સુદૈવથી તેમાં તેમને સારો ફાયદો થયો. તે નફાનાં નાણું લઇ ઘેર આવતા હતા, એટલામાં એક દેવાદાર બ્રાહ્મણને સિપાઇઓ કનડે છે, એમ જોઇને તેમણે પોતાની પાસેની બધી રકમ સિપાઈઓને આપી દીધી. આ રીતે તેઓ નિરાશ્રિતોને પોતાનું સર્વસ્વ આપીને

* તુકારામને બે સ્ત્રીઓ હતી. પહેલી સ્ત્રીને ક્ષય થયેલો હોવાથી તે બીજી સ્ત્રી પરણ્યા હતા. કેટલેક વર્ષે તેમની પહેલી સ્ત્રી ક્ષયથી ગુજરી ગઇ.

લોકોના ઠપકાને પાત્ર થઈ પડતા છતાં તે પોતાનું ઔદાર્ય છોડી શકતા નહિ. પાછળ કહેલું જ છે કે તેમના લેણદારો પાસે તેમને ઘણું લેણું હતું. તેમને તેમના પિતરાઈ ભાઈએ એ લેણાનાં ખતપત્રો મેળવી આપ્યાં. પણ તેમણે તો તે પત્રોને ઇન્દ્રાયણિમાં પધરાવી દીધાં અને કહ્યું, "આજથી તમારો ને મારો સંબન્ધ તૂટી ગયો. હું પરમ પ્રીતિથી વિઠોબાની જ આરાધના કરીશ, અને ભિક્ષા ઉપર જ નિર્વાહ કરીશ.

પાસે આવેલા ભાવનાથ પર્વત ઉપર જઈ તેમણે એકાન્ત-વાસ ગાળવા નિશ્ચય કર્યો. ત્યાં ચિત્તશુદ્ધિ માટે સ્નાન, પૂજા, વ્રત, ઉપવાસ વગેરે ક્રિયાઓ કરવા લાગ્યા. ઇન્દ્રિયદમન કરવા માટે તેમણે પોતાનો આહાર ઓછો કરી નાંખ્યો, અને નિદ્રામાં પણ ઘડાડો કર્યો. આખો દિવસ ત્યાં ગાળી સાંજે વિઠોબાના નામનું ભજન કરતા અને નૃત્ય કરતા કરતા ગામમાં આવતા. આ બધું જોઇ લોકો તેમને ગાંડા કહેતા.

જ્યાં તુકારામ બેસતા ત્યાં એક ખેતર હતું. તે ખતરના માલિકે તેમને પોતાનું ખેતર સાચવવાનું કહ્યું. પરોપકાર કરી શકાય એવા હેતુથી તુકારામે હા પાડી. માંચડા પર બેસી પક્ષી-ઓને વારવાને બદલે પોતે વિઠોબાના નામનો જપ કર્યા કરતા. પક્ષીઓ તો ઇચ્છાનુસાર ચરી જતાં. લગભગ બધો પાક પક્ષી-ઓ ખાઇ ગયાં ત્યારે ખેતરના માલિકને આ વાતની ખબર પડી. તે તુકારામ સાથે વઢવા લાગ્યો. અને છેવટે પંચ પાસે ફરીઆદ લઇ ગયો. ત્યાં તુકારામે પંચને કહ્યું, "જે પક્ષીઓ આવતી કાલનો વિચાર ન કરતાં આજની જ ક્ષુધા જેટલું જમીને તૃપ્ત થાય છે, તેમને કાઢી મૂકીને હું પાપમાં શા માટે પડું? તેમની રક્ષા કરવી એ જ મારો ધર્મ હતો." આમ બોલી તે પાછા વિઠ્ઠલસ્મરણ કરવા લાગ્યા. આથી ખેડુત ઘણો ચિડાયો અને

પંચે તુકારામને અપરાધી ઠરાવ્યા અને કહ્યું કે, " થયેલી નુકસાની તુકારામે ખેડુતને ભરી આપવી. " ખેતરમાંથી અનાજ ભેગું કર્યું, અને જેટલું અનાજ ભરેલા ખેતરમાંથી નીકળી શકત તેથી બમણું અનાજ નીકળ્યું. સર્વ આ જોઇ નવાઇ પામ્યા.

આવા બનાવોથી લોકોમાં તેમને માટે પૂજ્ય બુદ્ધિ થવા લાગી અને તે ' શેઠ ' તુકારામ મટી ' ભક્ત ' તુકારામ ગણાવા લાગ્યા.

એકવાર શ્રી વિઠોબાએ સ્વપ્નમાં આવીને તુકારામને કહ્યું, " મારા ભક્ત નામદેવે જેટલા અભંગો બનાવવાનો સંકલ્પ કર્યો હતો, તેટલા તેનાથી બની શકયા નથી; માટે તે સંખ્યા તું પૂરી કર. " મનની આ પ્રેરણાને તુકારામે ઇશ્વરી આજ્ઞા ગણી લીધી. નામદેવ મહારાજના અભંગોનો નિત્ય પાઠ થવાથી તેમના હૃદયમાં જે ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો તેને પરિણામે તેમણે ભાગવતમાંના દશમ સ્કન્ધમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન નવસો શ્લોકમાં કર્યું. આ રીતે અભંગો રચીને તે ક્રમે ક્રમે કીર્તન પણ કરવા લાગ્યા. તેમના કીર્તનથી આકર્ષાઇ લોકો તેમના મન્દિરમાં આવવા લાગ્યા. હવે લોકોની ખાતરી થઇ ગઇ કે તુકારામ વિઠોબાના અનન્ય ભક્ત છે.

આ રીતે તુકારામનાં કીર્તનોથી તુકારામની ખ્યાતિ દિનપ્રતિદિન વધવા લાગી; અને જ્યાં ત્યાં તેમની પ્રશંસા સંભળાવા લાગી. કેટલાક ધર્મવિરોધી સાધુઓથી આ સહન થઇ શકયું નહિ. તેઓ તુકારામ મહારાજની ઇર્ષા કરવા લાગ્યા. તેમણે તુકારામ મહારાજને ઉપદ્રવ કરવાને સેંકડો વાર પ્રયત્નો કર્યા; પણ તેમાં કાંઇ ફળ નિષ્પત્તિ થઇ નહિ. તેમની વૈરાગ્યાદિ સદ્વૃત્તિ કેટલી ઉજ્જ્વલ અને દ્રઢ હતી, તેનો જેમણે તેમને ઉપદ્રવ કર્યો, તેમના નામનો ઉલ્લેખ, દીધેલા દુઃખના યથાર્થ દર્શન માટે અત્રે જો કરવામાં આવે તો અસ્થાને નહિ જ ગણાય.

મૂળ ચિંચવડ ગામનો રહેવાસી મંબાજી નામનો એક બ્રાહ્મણ દેહુ ગામમાં મઠ બાંધીને સહકુટુંબ રહેલો હતો. તેણે વૈરાગ્ય ધારણ કરેલું હોવાથી અને તેને ઘણા શિષ્યો હોવાથી તેનું ગુજરાન સારી રીતે ચાલતું હતું. તુકારામ મહારાજની ખ્યાતિ ક્રમે ક્રમે વધતી જાય છે એમ જોઇને તેના મનમાં તેમને દ્વેષાગ્નિ ઉત્પન્ન થયો. ગમે તે ઉપાયે તુકારામને ઉપદ્રવ દેવાનો અને તેમ કરી તુકારામને જનસમાજ આગળ નીચા પાડવાનો તેણે નિશ્ચય કર્યો. તુકારામ મહારાજે વૈરાગ્ય ધારણ કર્યા પછી તેમના સસરાએ તેમના પોષણ માટે પ્રેમપૂર્વક એક ભેંસ રાખી હતી. તુકારામ મહારાજના મંદિરમાં તે બંધાતી; તે મંદિરની પાછળ મંબાજીની વાડી હતી. એક દિવસે દૈવયોગે તુકારામ મહારાજની ભેંસે તેની વાડીમાં પ્રવેશ કર્યો. અને ફુલના છોડવાને જરાક નુકસાન કર્યું. મંબાજીએ પોતાની વાડીની આસપાસ વાડ ન કરતાં તુકારામ મહારાજના મંદિરથી પોતાની વાડી સુધી કાંટાની વાડ કરી. હેતુ એ હતો કે દર્શનેચ્છુ ભક્તો વિઠોબાની આસપાસ પ્રદક્ષિણા કરી શકે નહિ. અને તેથી તુકારામની મહત્તા ઘટે. આ ઉપરથી તુકારામ મહારાજને દુઃખ દેવાનો અને તેમને ફજેત કરવાનો તેણે નિશ્ચય કર્યો.

હવે થોડે દિવસે એકાદશીનો ઉત્સવ આવ્યો. તે દિવસે હજારો માણસો આસપાસનાં ગામમાંથી વિઠોબાના દર્શન માટે તે મંદિરમાં આવતાં હતાં. મંબાજીની વાડથી અજાણ્યા એવા દર્શનાર્થિઓના પગમાં કાંટા વાગશે, એમ ધારીને તુકારામ મહારાજે પ્રદક્ષિણા જેટલો માર્ગ સાફ કરી નાંખ્યો. તુકારામને કાંટા વીણતા જોઇ મંબાજીને ક્રોધ ભરાઇ આવ્યો. તે ત્યાં આવ્યો અને તેણે તેમની ઉપર પ્રથમ ગાલિપ્રદાન અને પછી લતા-પ્રહાર કરવાનું કામ શરૂ કર્યું. આથી સંતોષ ન પામતાં કાંટા-વાળી સોટીથી તુકારામ મહારાજના વાંસા પર પંદર વીશ ફટકા માર્યા.

તુકારામ મહારાજે એક અક્ષર પણ ન બોલતાં બધો માર સહન કર્યો. જ્યારે મંબાજીના હાથ થાક્યા ત્યારે તેણે તુકારામને છોડયો અને પોતે ઘેર ગયો.

તે જ રાત્રે તુકારામ મહારાજનું કીર્તન હતું. દર એકાદશીના કીર્તનમાં મંબાજી પણ આવીને બેસતો. સર્વ શ્રોતાઓ આજે આવી ગયા હતા, પણ મંબાજીનો પત્તો ન હતો. તેને બોલાવવાને તુકારામે માણસો મોકલ્યા. બે ત્રણ વાર માણસોએ તેને આગ્રહ-પૂર્વક બોલાવ્યો, પણ મંબાજીએ આવવાની ના જ પાડયા કરી. છેવટે તુકારામ પોતે તેની પાસે ગયા અને બોલ્યા, “ મારા અપરાધની ક્ષમા કરો. તમારી વાડ મેં ભાંગી ન હોત, તો તમારે મને મારવો પડત નહિ. આપને જે શ્રમ થયો તેનું મૂળ કારણ હું જ છું. મને ક્ષમા કરો અને કીર્તનમાં ચાલો. ” આમ બોલી તે મંબાજીના પગ ચાંપવાને બેસી ગયા. આ અલૌકિક ક્ષમાવૃત્તિ જોઇ મંબાજી લજ્જિત થઇ ગયો અને તે કીર્તનમાં ગયો. ત્યારબાદ તે બન્ને વચ્ચે ઘાડો પ્રેમસંબંધ થયો.

તુકારામ મહારાજ શૂદ્ર થઈ બ્રાહ્મણોને ધર્મોપદેશ આપે અને શાસ્ત્રના જ્ઞાન વિના જ લોકોમાં શા ના મર્મનો પ્રચાર કરે, એ બ્રાહ્મણોથી જોઇ શકાતું ન હોતું. આવા લોકોમાં રામેશ્વર ભટ્ટ નામના બ્રાહ્મણનું નામ ઘણું આગળ આવેલું છે. તેમણે દેહુ ગામના દિવાનજી પાસે જઇ ફરિયાદ કરી કે “ તુકારામ શૂદ્ર હોવા છતાં શ્રુતિના અર્થનો પ્રચાર કરે છે. શૂદ્ર જેવા નીચ કુળમાં જન્મેલો હોવા છતાં બ્રાહ્મણોને પણ પગે લગાડે છે. આથી તે બ્રાહ્મણ અને વેદશાસ્ત્રનું અપમાન કરનાર અને પાખંડ મતનો પ્રચાર કરનાર છે માટે તેને યોગ્ય શાસન થવાની આવશ્યકતા છે. ” રામેશ્વર ભટ્ટનું

દિવાનજી પાસે સારૂં ચલણ હોવાથી 'તુકારામ મહારાજે દેહુ ગામ છોડીને ચાલ્યા જવું' એવી શિક્ષા તેમને માટે નક્કી થઇ. બાળપણથી જે મન્દિરમાં રહી વિઠોબાની પૂજા–અર્ચા કરેલી તેને છોડીને જવામાં તુકારામને ઘણું કષ્ટ થયું. જે લોકોનું મન, વાણી અને કર્મથી હિત કરવાનો તુકારામનો નિશ્ચય હતો તેમને છોડીને જવા જેવું દુ:ખ કયું હશે? આ બધી પીડાનું મૂળ રામેશ્વર ભટ્ટ છે, એમ જાણી તે તેની પાસે ગયા અને તેને વિનવવા લાગ્યા. પણ તેનું મન પીગળ્યું નહિ અને તે વધારે ગુસ્સે થઇ બોલ્યો, "તું શૂદ્ર છતાં કીર્તન કરે છે, અને તારી પોતાની કવિતાઓ કીર્તનમાં બોલે છે. તે કવિતાઓમાં વેદશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વો, જે બ્રાહ્મણો જ સાંભળી શકે, તે બધા લોકોની સાંભળવામાં આવે છે. માટે હવેથી તું કવિતાઓ કરીશ નહિ. અને જે કરી હોય તેમને ઇન્દ્રાયણીમાં નાંખી આવ. બ્રાહ્મણોમાં આગેવાન ગણાતા રામેશ્વર ભટ્ટની આજ્ઞા શિરસાવંદ્ય કરી તુકારામ બોલ્યા, "જેવી આજ્ઞા." જે અભંગો તેમણે વિઠોબાની પ્રેરણાથી લખ્યા હતા, તે બધાને માત્ર બ્રાહ્મણો પ્રસન્ન રાખવાને તેમણે ઇન્દ્રાયણીમાં નાંખી દીધા. આ વખતે તેમને કેવી વ્યથા થતી હશે, તેનો વિચાર વાચકો જ કરી લેશે તો ઠીક.

અભંગોને નદીમાં નાંખી તે મન્દિરમાં ગયા, અને હૃદયાવેગને રોકી ન શકવાથી તે ત્યાં રડી પડ્યા.

બ્રાહ્મણો તો 'તુકારામ મહારાજને રામેશ્વર ભટ્ટજીએ પાંશરાદોર કર્યા,' તેથી ખુશખુશ થઇ ગયા. તે તુકારામની પાસે આવી તેમની મશ્કરી કરવા લાગ્યા. વ્યવહારદક્ષ પુરુષો આવીને કહેવા લાગ્યા, "પહેલાં તમે તમારાં ખતપત્રો ઇન્દ્રાયણીમાં નાંખી સંસારી સંપત્તિને તિલાંજલિ આપી હતી; હવે અભંગોને પાણીમાં નાંખી તમે દૈવી સંપત્તિ પણ ત્યાગી છે. હવે તો તમે

अतो भ्रष्ट ततो भ्रष्ट જેવા છો." લોકોનાં આવાં વચનો સાંભળીને તુકારામને ધૈર્ય રહ્યું નહિ. પોતાના કૃત્ય માટે તેમને પશ્ચાતાપ થવા લાગ્યો.

આ વખતે બીજું કાંઇ ન કરતાં વિઠોબાની મૂર્તિ આગળ તે ધ્યાનસ્થ થઇ બેસી રહ્યા. બાર દિવસ સુધી તેમણે ન લીધું અન્ન કે ન લીધું પાણી. છતાં તેમના ચહેરામાં બિલકુલ વિકાર દેખાયો નહિ. ઉલટું તેમના ચહેરા પર દિનપ્રતિદિન વિશેષ તેજ દેખાવા લાગ્યું. આથી લોકોને નવાઇ થવા લાગી. કહેવાય છે કે આ વખતે વિઠોબાએ બાળરૂપે તેમને દર્શન દીધું અને કહ્યું, "તુકારામ, તારા અભંગોનું મેં સંપૂર્ણ રક્ષણ કીધું છે. તે મને અત્યન્ત પ્રિય છે, તેથી તારા કરતાં તેમની વધારે દરકાર મને છે. તું લેશમાત્ર ફીકર કરીશ નહિ." જે વખતે તુકારામને આ ભાસ થયો તે જ વખતે કેટલાક ભક્તોને પણ આ જ બાબતનો અનુભવ આવ્યો. તે નદી પર ગયા અને તેમણે જોયું કે તુકારામના અભંગોની પોટલી તરતી તરતી કિનારે આવે છે. તેમના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે તરત જ તુકારામને આ વાતથી વાકેફ કર્યા ને તેમણે પણ આંખો ઉઘાડી અને આનંદમાં આવી નાચવા માંડયું.

આ તરફ રામેશ્વર ભટ્ટ 'નાગનાથ' મહાદેવના દર્શને જતાં એક બાગમાં ઉતર્યા. ત્યાં કુંડમાં સ્નાન કરવા ઉતર્યા, એટલે એમના શરીરને દાહ થવા લાગ્યો. "તુકારામનો અપરાધ કર્યો તેથી તમારી આ દશા થઇ છે," એમ લોકો કહેવા લાગ્યા. રામેશ્વરે આ વાત માની નહિ. તે પાલખીમાં બેસી આળંદી ગયા અને ત્યાં જ્ઞાનેશ્વર મહારાજની ઉપાસના કરવા લાગ્યા. "તુકારામની ક્ષમા માગીશ તો તારો દાહ મટશે" એમ જ્ઞાનેશ્વર મહારાજે તેને કહ્યું.

આ સાંભળી તે ઘેર આવ્યા, અને તુકારામને શરણે ગયા. તેમનો દાહ તુકારામનો એક અભંગ વાંચવાથી જ શમી ગયો.

તેમણે તુકારામની ક્ષમા માગી. પણ તુકારામે તેમને કહ્યું, “ મહારાજ, હું તો શૂદ્ર છું. મારા પર અહર્નિશ કૃપાદૃષ્ટિ રાખશો એટલે મોટો ઉપકાર થશે, એટલી જ મારી માગણી છે.” આ નિરહંકારયુક્ત વચન સાંભળી રામેશ્વર ભટ્ટ પણ પ્રસન્ન થઇ ગયા.

આ વાર્તાઓ અત્રે આપવાનો હેતુ એટલો જ છે કે, બ્રાહ્મણોએ તુકારામ જેવા ભગવદ્ભક્તને આટઆટલું કષ્ટ આપ્યું હતું, તોપણ તેમની ભક્તિની તેમની ઉપર પણ અસર થઇ હતી, આ વાતનો વાચકોને ખ્યાલ આવે. રામેશ્વર ભટ્ટ જેવા વેદશાસ્ત્રનિષ્ણાત બ્રાહ્મણને તુકારામે શિષ્ય કરી લીધા તે ઉપરથી આપણને તેમની મહત્તાનો કાંઇક ખ્યાલ આવશે. અસ્તુ.

૩

હવે તુકારામ મહારાજની ખ્યાતિ પ્રસરાતી પ્રસરાતી શિવાજી મહારાજને કાને ગઇ. તેમને તો બાલપણથી જ સાધુસન્તોને મળવાનો શોખ હતો. કોઇ નવિન સાધુનું નામ સંભળાય, તો તેના દર્શનનો લાભ તે સહસા જવા દેતા નહિ. એકવાર તુકારામ મહારાજ લોહગામમાં આવ્યા છે, એવું સાંભળી શિવાજી મહારાજે એક છત્ર અને અશ્વ સાથે રાજકર્મચારીને તુકારામને લઈ આવવા ત્યાં મોકલ્યા પણ તુકારામ તો ઐશ્વર્યથી પરાઙ્મુખ રહેવાને ઇચ્છતા હોવાથી તેમણે તે આમંત્રણનો સ્વીકાર કર્યો નહિ. માત્ર તેમણે આમંત્રણના પ્રત્યુત્તરમાં ચાર અભંગો લખીને મોકલાવી આપ્યા. તેમાં તેમણે સહધર્મ સંબંધી કેટલોક ઉપદેશ આપેલો છે.

આ પછી ફરીથી એકવાર તુકારામ લોહગામ આવ્યા હતા; ત્યાં તેમનાં કીર્તનો ચાલી રહ્યાં હતાં. આ સુયોગનો લાભ લેવા શિવાજી મહારાજ પોતે તેમને મળવા આવ્યા અને ત્યાં રહી

તેમનાં કીર્તનનું ભક્તિભાવપૂર્વક તેમણે શ્રવણ કર્યું. તેમની પ્રેમપૂર્વક પૂજા કરી સુવર્ણ મુદ્રાથી ભરેલો તાટ ભેટ આપ્યો. તુકારામે તે સર્વ ધન બ્રાહ્મણોને આપી દેવાને કહ્યું. તેમની આ વિરક્તિ જોઇ શિવાજી મહારાજ ચકિત થઇ ગયા.

"આ સંસારમાં વિઠોબા સિવાય બીજું કાંઇ છે જ નહિ; જેને આ પૃથ્વી ઉપર આવી પોતાના જન્મનું સાર્થક કરવું હોય, તેણે તો તેને જ શરણે જવું." આ પ્રમાણેનો વૈરાગ્યપૂર્ણ ઉપદેશ સાંભળી એકવાર શિવાજી મહારાજને પૂર્ણ વૈરાગ્ય ઉપજ્યો અને તે જંગલમાં ચાલ્યા ગયા અને 'પોતાની પાસે કોઇએ પણ આવવું નહિ' એવી આજ્ઞા પોતાના કર્મચારીઓને કરી.

પ્રધાનો આ બનાવ જોઇ વિચારમાં પડી ગયા. ઘણા ઉપાયો તેમણે અજમાવી જોયા પણ કાંઈ ઇષ્ટ ફળ આવ્યું નહીં. છેવટે તેઓ રાજમાતા જીજાબાઇ પાસે ગયા અને બધી વાત તેમને જણાવી. તે તો તુકારામ પાસે આવ્યાં, અને તેમને બધી વાત સમજાવીને કહ્યું, 'મારી ઉપર અને ગરીબ હિન્દુ પ્રજા પર દયા કરીને અમને અમારો પુત્ર પાછો આપો, અને તેને રાજપાટ ધારણ કરવાનો ઉપદેશ કરો.' આ વચનો સાંભળી તુકારામને દયા આવી. 'તમે જરા પણ ફીકર કરશો નહિ.' એમ કહી તેમણે તેમને જવાને કહ્યું.

રાત્રે કીર્તનમાં શિવાજી મહારાજને નિત્ય નિયમ પ્રમાણે આવવાનું થયું. ત્યાં તુકારામ મહારાજે કર્મકાંડની આવશ્યકતાનું પ્રતિપાદન કર્યું, અને 'પોતાના દુઃખી દેશવાસીઓને અને પીડાતાં દેશબાન્ધવોને ત્યાગીને ગિરિગુફામાં, મોક્ષ મેળવવા માટે પેસી જવું, એમાં પુરૂષાર્થ નથી,' એમ સમજાવ્યું. તુકારામ મહારાજનું અપ્રતિમ વકતૃત્વ અને દલીલોથી ભરપૂર કીર્તન સાંભળી શિવાજી મહારાજના મનમાં પલટો થયો અને તે ફરીથી રાજકારભારમાં લક્ષ આપવા લાગ્યા.

શિવાજી મહારાજના દીક્ષાગુરુ શ્રી સમર્થ રામદાસ અને તુકારામ મહારાજને સમાગમ થયો હતો. બન્નેને પરસ્પર માટે અપૂર્વ પ્રેમભાવ હતો. તુકારામ મહારાજનું જે કીર્તન અલૌકિક શૈલીના પ્રભાવથી દરેક શ્રોતાના અન્તઃકરણમાં પ્રેમવારિનું સિંચન કરતું, જે કીર્તનના શ્રવણથી એક મુસલમાન પણ ભક્તિમાં ડૂબી જઇ નાચવા મંડી પડયો હતો તેવું કીર્તન સાંભળવાનો પોતાને સંયોગ આવ્યો, તેથી શ્રી સમર્થ રામદાસ પોતાની જાતને ધન્ય માને અને ' આજે તુકારામ મહારાજનું કીર્તન સાંભળી હું કૃતાર્થ થયો છું. ' એમ કહે તેમાં શી નવાઇ ?

આ પ્રમાણે કીર્તનો કરી ધર્મજાગૃતિનું કાર્ય તુકારામ મહારાજ કરી રહ્યા હતા. કોઇ પણ પ્રકારના લાભની આશા રાખ્યા વિના માત્ર કર્તવ્ય તરીકે તેઓ લોકોમાં ફરી કીર્તનો કરતા અને પોતાની પ્રાસાદિક વાણીથી લોકોને ધર્મમાર્ગમાં પ્રવૃત્ત કરતા.

૪

જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ તુકારામ મહારાજની ખ્યાતિ દશે દિશામાં વિશેષ ફેલાવા લાગી. દૂરદૂર દેશમાંથી માત્ર દર્શન માટે જ લોકો તેમની પાસે આવતા અને શિષ્યભાવે તેમની પાસે રહી જતા. આ ઉપરાન્ત ધર્મ જીજ્ઞાસુ અને આર્ત કે પીડિત લોકો પણ પોતાની ઇચ્છા પૂર્ણ કરવા તેમની પાસે આવતા.

જન સમાજના ગાઢ પરિચયમાં આવવાથી મહાપુરુષો પોતાની સ્વાધીનતા ખોઇ દે છે; આ વાત તુકારામ મહારાજને બરાબર લાગુ પડે છે. કારણ જેમ જેમ તેમની કીર્તિ ફેલાતી ગઇ તેમ તેમ તેમની આસપાસનું વાતાવરણ ક્ષુબ્ધ થવા લાગ્યું. કોઇ તેમને સારાં વસ્ત્રો મોકલી આપતા તો કોઇ તેમને સુમિષ્ટ ભોજન માટે આમંત્રણ દેતા. કેટલાક તો તેમને દેવાંશી પુરુષ ધારીને તેમના પૂજન અર્ચનનો સમય પણ ખોળતા. નિસ્પૃહી અને વિનયી તુકારામથી આ બધું સહન થઇ શકયું નહિ. તેઓ

વારંવાર ઇશ્વરને વિનવી વિનવીને કહેવા લાગ્યા, કે "હે ઇશ્વર! મને હવે આ સર્વ જંજાળમાંથી મુક્ત કરી દો અને મને વૈકુંઠમાં લઇ જાઓ." કેટલીક વાર તો "હું વૈકુંઠમાં જાઉં છું" એમ કહીને તે અરણ્યમાં ચાલ્યા જતા અને ત્યાં કલાકોના કલાકો સુધી બેસી રહેતા. તેમના શિષ્યો તેમને શોધી કાઢીને પાછા લઇ આવતા. સદા સર્વદા માત્ર ઇશ્વર નામોચ્ચારણમાં અને ઇશ્વર સેવામાં જ મગ્ન રહેતા. તે ઇશ્વરને હરહંમેશ કહ્યા કરતા, "હે દીન દયાળ! તારે આ જીવનનો અન્ત લાવવો હોય તો ખુશીથી લાવજે. પરન્તુ અન્ત અવસ્થામાં તારી ભક્તિથી અને પૂજાઅર્ચાથી મને તું વંચિત કરીશ નહિ!"

આ રીતે તુકારામ ઉદાસ ચિત્તવાળા થઇ ગયા એટલામાં એક એવો બનાવ બન્યો કે જેથી તેમનું મન આ સંસાર પરથી ઉઠી જ ગયું. લોહગ્રામના લોકો તુકારામ મહારાજ ઉપર ઘણો સ્નેહ રાખતા અને વારંવાર તેઓ તેમને પોતાને ત્યાં લઇ જઇ તેમની પાસે કીર્તન કરાવતા. તુકારામ મહારાજને પણ તેમના પ્રત્યે એટલો જ સ્નેહભાવ હતો. આ પ્રમાણે એક વાર જ્યારે તુકારામ મહારાજ લોહગ્રામમાં આવ્યા હતા ત્યારે ચાલુ એક માસ સુધી તેમનાં કીર્તનો ત્યાં ચાલી રહ્યાં હતાં. આ સમયે શિવાજી મહારાજ અને મોગલો વચ્ચે યુદ્ધો થતાં હોવાથી સર્વત્ર લૂંટ, હત્યા અને વિનાશનાં નિષ્ઠુર દૃશ્યો જોવામાં આવતાં હતાં. જ્યારે તેમનાં કીર્તનો લોહગ્રામમાં ચાલતાં હતાં તે વખતે મોગલોએ અચાનક હુમલો કરી આખું ગામ લૂંટી લીધું, અને ઘણા લોકોને નિર્દયપણે રંજાડયા. આ દેખાવ જોઇને તેમનું હૃદય ઘણું જ દુઃખિત થઇ ગયું. તેમણે લોકોને વિરક્તિનો ઉપદેશ કરેલો હતો તેથી લોકોનું સાન્ત્વન કરવું એટલું બધું મુશ્કેલ જણાયું નહિ. જો કે તેમણે લોકોને શાન્ત પાડયા તોપણ તેમની મનની વિચલિત અને ઉદાસ સ્થિતિ જઇ શકી નહિ. બીજાનું દુઃખ જોઇ તેમના હૃદયના શતશઃ ટુકડા

થતા હતા. આથી તેમણે વિઠોબાને ગદ્ગદ કંઠે કહ્યું કે "હે પ્રભો! મેં મૃત્યુલોકમાં ઘણો જ નિવાસ કર્યો છે. હવે મને વૈકુંઠમાં લઇ જાઓ!"

આ પછી તુકારામ દેહુ ગામ આવ્યા. ત્યાં કેટલેક દિવસે હોલ-ઉત્સવના (હોળીના) તહેવારો આવ્યા. આ ઉત્સવમાં લોકો બિભત્સ પ્રકારના આમોદપ્રમોદમાં વખત વીતાડતા. તુકારામ મહારાજે ઇશ્વરનામ સંકીર્તનમાં જ લક્ષ લગાડી તેમાં જ મગ્ન થઇ જવાને તેમને ઉપદેશ કર્યો. તેમની ઇચ્છાનુસાર કુત્સિત આનંદને બદલે ભક્તિપૂર્ણ આનંદનો ઉપભોગ લેવાનો લોકોએ નિશ્ચય કર્યો, અને અગીઆરસથી ઉત્સવ શરૂ થયો. પૂર્ણિમા પછી પડવાને દિવસે તુકારામ મહારાજે કીર્તન કર્યું. તે દિવસે, જેમને 'બ્રહ્મ આત્મસમર્પણ' ના અભંગો તરીકે ઓળખવામાં આવે છે તે ચોવિસ અભંગો રચીને તેમણે ગાયા. તુકારામ મહારાજની અન્તરની વ્યથા કેટલી ઉંડી હતી એનો તે તાદૃશ ચિતાર આપે છે.

ઉપર્યુક્ત અભંગોમાં તેમનો વૈકુંઠમાં જવાનો દૃઢ નિશ્ચય સાંભળીને લોકો ઘણા જ ઉદાસ થઇ ગયા. કીર્તન થઈ રહ્યા પછી છેલ્લી વાર વિઠોબાની આરતિ કરી તે મન્દિરની બહાર નીકળ્યા. ઘેર આવી અબળાઇને કહેવા લાગ્યા કે "હવે હું વૈકુંઠમાં જાઉં છું. તારી ઇચ્છા હોય તો તું પણ ચાલ!" આ પહેલાં કેટલાક દિવસથી તે આ પ્રમાણે તેને કહેતા હતા, તેથી તેણે ધાર્યું કે "મહારાજ કોઇ તીર્થમાં યાત્રા માટે જતા હશે;" તેથી તે બોલ્યાં, "મહારાજ, હું તો સગર્ભા છું. બાળબચ્ચાંઓને ઘેર એકલાં મૂકીને હું કેમ આવી શકું?" આ સાંભળી તેમણે બહાર આવીને પોતાના શિષ્યોને કહ્યું, "હું વૈકુંઠમાં જાઉં છું, ને પાછો ઘેર આવવાનો નથી." પોતાની સ્ત્રીને અને શિષ્યોને છેવટનો ઉપદેશ આપી ઇન્દ્રાયણી ઉપર ગયા. વિઠોબાના નામનો ઘોષ કરતાં કરતા તે આગળ

જવા લાગ્યા. પરમ પ્રેમથી ભરપૂર એવું તેમનું છેવટનું તે ભજન સાંભળીને આસપાસ ઉભેલા શિષ્યોની આંખો પ્રેમાશ્રુથી ભિંજાઇ ગઇ. તે બધા તેમની પાછળ પાછળ જવા લાગ્યા. તેઓ ભજનમાં એટલા બધા લીન થઈ ગયા હતા કે પોતાના દેહનું પણ તેમને ભાન રહ્યું નહિ. એકાએક તેમને માલમ પડયું કે તે ગુપ્ત થઇ ગયા છે. અદૃશ્ય થઈ ગયા એ જોઇને તેમને ખાત્રી થઇ કે તે સદેહે વૈકુંઠમાં સિધાવ્યા છે. ભાવિક મનુષ્યોએ અકાશમાંથી એક દિવ્ય વિમાન ઉતરી આવતું જોયું. શંખ અને ઘંટાના મધુર અવાજો સાંભળ્યા, ગંધર્વોનાં ગાન સાંભળ્યાં, અપ્સરાઓનાં નૃત્યનો રવ સાંભળ્યો, વિમાનમાં આવેલા દેવોને તેમને વિમાનમાં ઉંચકી લેતા જોયા, અને છેવટે વિમાન ઉંચે ઉંચે ચઢયું અને અન્તે વૈકુંઠમાં ગયું એ પણ જોયું.

ભારતવર્ષના અલૌકિક ભક્ત શ્રી તુકારામ મહારાજનો તિરોભાવ પણ આવો અલૌકિક છે. તે વખતે જલસમાધિ લેવાનો રિવાજ પ્રચલિત હતો. તેથી તુકારામ મહારાજે જલસમાધિ લીધી હોય એમ પણ મનાય છે.

તુકારામ મહારાજના તિરોભાવ વખતે અવળાઇ સગર્ભા હતાં. તિરોભાવ પછી તેમને એક પુત્ર થયો. તેનું નામ તેમણે નારાયણ પાડયું. આ નારાયણ પણ પોતાના પિતા જેવા જ ભક્ત થયા. તેમનાં સદાચાર અને ભક્તિથી પ્રસન્ન થઇ શિવાજી મહારાજે તેમને દેહના વિઠ્ઠલમંદિરમાં પૂજાઅર્ચા માટે પૂરતી થાય એટલી જાગીર આપી. તે જાગીર હજી તેમના વંશમાં ચાલે છે.

સંસારસમુદ્રમાં દુઃખ અને દારિદ્રરૂપી તોફાની પવનોથી ધક્કા પડતાં છતાં કુંટુંબકલેશ અને સ્વજન તિરસ્કાર જેવાં વિરોધી વાતાવરણ સામે હોવા છતાં, માત્ર ઇશ્વરનામ સ્મરણ રૂપી નૌકામાં નિશ્ચિંત મને બેસી અટળ શ્રદ્ધાથી તેને પાર ઉતારી અકળ એવા મોક્ષના આનન્દને પ્રાપ્ત કરનાર તુકારામ મહારાજ જેવા સન્તને હજારો, લાખોવાર ધન્ય છે!

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૮ | પ્રયોજવા | પ્રયોળવા |
| ૬ | ૧ | અમૂક | અમુક |
| | ૧૬ | શે છે ? | શો છે ? |
| ૭ | ૧૧ | કહેવાનુ | કહેવાનું |
| | ૨૧ | વિષયો નીચર્ચાનો | વિષયોની ચર્ચાનો |
| ૮ | ૯ | કરવો. | કરવો, |
| | ૧૨ | છે. | છે, |
| ૯ | ૩ | દેખાય છે. | દેખાય છે, |
| | ૧૯ | મોટાભાઇ, | મોટાભાઇ |
| ૧૦ | ૯ | ઇતિ કર્તવ્ય | ઇતિકર્તવ્ય |
| | ૧૨ | ભણતર, | ભણતર |
| | ૨૪ | કર્યું. | કર્યું, |
| ૧૧ | ૧ | હતી | હતી. |
| | ૯ | વિદ્યાર્થી અવસ્થા | વિદ્યાર્થીઅવસ્થા |
| | ૨૪ | વિદ્યાર્થી માંના | વિદ્યાર્થીમાંના |
| | ૨૫ | ગરીબી | ગરીબાઇ |
| | ૨૬ | વેઠે છે. | વેઠે છે, |
| ૧૨ | ૧૬ | માની. | માની, |
| ૧૩ | ૨ | હીસાબ | હિસાબ |
| ૧૯ | ૬ | જ | જ, |
| ૨૦ | ૪ | કઠોર | કઠોળ |
| ૨૧ | ૧૨ | નહીં | નહીં. |
| ૨૪ | ૩ | રઢિયાળ | રેઢિયાળ |
| ૨૮ | ૧૮ | છે, | છે. |
| ૩૦ | ૮ | પ્રવૃતિમાં | પ્રવૃત્તિમાં |
| ૩૧ | ૧૩ | ગૃહીણી | ગૃહિણી |
| | ૨૨ | સ્થિતી | સ્થિતિ |
| ૩૨ | ૧૧ | લોકો | લોકે |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | ૧૪ | ઉપાધી | ઉપાધિ |
| | ૧૫ | પૈસાને | પૈસા ને |
| ૩૩ | ૧૪ | ગુરૂ | ગુરુ |
| | ૨૪ | શક્ય ? | શક્ય છે ? |
| ૩૫ | ૭ | હરીફાઇ | હરિફાઇ |
| ૩૬ | ૫ | સંગીત | સંગીત– |
| | ૧૫ | ખીચો ખીચ | ખીચોખીચ |
| | ૧૮ | તરૂવર | તરુવર |
| ૩૭ | ૧૩ | ચન્દ્રકાર | ચન્દ્રાકાર |
| | ૧૫ | વન દેવતાઓના | વનદેવતાઓના |
| | ૨૩ | ગળી | ગરી |
| ૩૯ | ૧૫ | વિહવળ | વિહ્વળ |
| | ૨૬ | બાલ કૌતુહલથી | બાલકૌતુહલથી |
| ૪૦ | ૧ | રવિ | રવિ– |
| | ૬ | કંઠમાળ | કંઠમાળ– |
| | ૭ | વાળા; | વાળા, |
| ૪૧ | ૨૦ | મુદલ | મુદ્દલ |
| ૪૨ | ૧૮ | રગ દોળતો | રગદોળતો |
| | ૨૧ | સજો– | સાજો– |
| ૪૩ | ૬ | દેહ પ્રભાતથી | દેહપ્રભાથી |
| | ૭ | બાલસુર્ય | બાલસૂર્ય |
| ૪૪ | ૧ | દુર | દૂર |
| | ૫ | સમિધ | સમિધ્ |
| | ૬ | મૃતિકા | મૃત્તિકા |
| | ૧૬ | મુનિ બાલકોને | મુનિબાલકોને |
| | ૨૨ | વન ગજે | વનગજે |
| ૪૫ | ૧ | ગીત શ્રવણનું | ગીતશ્રવણનું |
| | ૧૩ | દન્ત કિરણોથી | દન્તકિરણોથી |
| | ૨૨ | અકાશ | આકાશ |
| ૪૬ | ૬ | રોકાયલો | સેકાયલો |
| | ૨૯ | કાદમ્બરી | બાલકાદમ્બરી |

| | | | |
|---|---|---|---|
| ૪૭ | ૩ | પસંગોથી | પ્રસંગોથી |
| ૪૮ | ૨ | dawn | dawn, |
| | ૧૭ | પૂર્વ | અપૂર્વ |
| | ૨૦ | રાજ્ય નથી | રાજ્ય નથી સિદ્ધાર્થના શયનગૃહમાં |
| ૫૦ | ૨ | ગુઢ | ગૂઢ |
| ૫૧ | ૧ | દુર | દૂર |
| ૫૩ | ૧૦ | સંસાર ત્યાગ | સંસારત્યાગ |
| ૫૪ | ૩ | શ્વત | શ્વેત |
| | ૧૬ | લાગ્યા. | લાગ્યાં. |
| | ૨૦ | સખી, | સખી |
| ૫૫ | ૨ | છુ | છે |
| | ૧૨ | વિષ્ણું | વિષ્ણુ |
| | ૨૫ | શૈલકુમારી; | શૈલકુમારી, |
| ૫૬ | ૧૬ | વિદ્યાર્થી જીવનમાં | વિદ્યાર્થીજીવનમાં |
| ૫૭ | ૧ | પ્રસંથ | પ્રસંગ |
| | ૧૯ | ગણાઇ. | જણાઇ. |
| ૫૮ | ૧ | એતે | એને |
| ૫૯ | ૧ | તુ | તું |
| ૬૦ | ૫ | ઘણુ | ઘણું |
| ૬૧ | ૧૫ | રૂપીઆ | રૂપીઆની |
| ૬૩ | ૧૪ | પડા | દડા |
| ૬૭ | ૧૬ | પરમેશ્વર ? | પરમેશ્વર ! |
| ૭૦ | ૧૩ | રાજપુત | રાજપૂત |
| ૭૧ | ૨૨ | યોદ્ધાઓનીસાથે | યોદ્ધાઓની સાથે |
| ૭૨ | ૧૭ | અફ્સોસ ? | અફ્સોસ ! |
| ૭૩ | ૨૨ | મોગલોન | મોગલોની |
| ૭૫ | ૧૧ | આધીનતા | અધીનતા |
| ૭૬ | ૧૮ | તિલાંજલી | તિલાંજલિ |
| ૭૯ | ૩ | સર્વ સાધનસમ્પન્ન | સર્વસાધનસમ્પન્ન |
| | ૫ | અધિષ્ટાતા | અધિષ્ઠાતા |
| ૮૦ | ૧૦ | મને | અમને |

| | | | |
|---|---|---|---|
| ૮૧ | ૧૪ | नारीणांनरेषु | नारीणां नरेषु |
| | ૨૦ | નિશ્વાસ | નિઃશ્વાસ |
| ૮૩ | ૨૨ | પાદ પ્રક્ષાલન | પાદપ્રક્ષાલન |
| ૮૪ | ૨૫ | બાષ્પ ગદ્ગદ | બાષ્પગદ્ગદ |
| ૮૭ | ૮ | સત્યનું | સતીનું |
| ૮૯ | ૧૧ | વાદળ | વાદળથી |
| | ૧૫ | પહોંચ્યાં | પહોંચ્યાં. |
| ૯૩ | ૧૦ | ફુ | ફું |
| ૯૬ | ૧૨ | નહિ ? | નહિ ! |
| | ૧૬ | ક્યાં ! | ક્યાં ? |
| | ૨૫ | મારે | મારો |
| ૯૭ | ૮ | મહારાજજી | મહારાજજી, |
| | ૧૦ | કરો, | કરો. |
| | ૧૩ | કરશો ? | કરશો. |
| ૯૯ | ૧૧ | ઉચકી | ઉંચકી |
| | ૨૪ | ૬૬ | ૬૬ |
| | ૨૬ | સત | સાત |
| ૧૦૧ | ૭ | પાપ્તિ | પ્રાપ્તિ |
| | ૨૪ | કપાપી | કપાવી |
| | | નંખાવીશ ! | નંખાવીશ ? |
| ૧૦૨ | ૨૦ | અને | એ |
| ૧૦૩ | ૧ | કૂળમાં | કુળમાં |
| | ૨ | પ્રાણાપર્ણ | પ્રાણાર્પણ |
| | ૨૦ | છે. | છે, |
| ૧૦૪ | ૧૫ | સવે | સર્વે |
| ૧૦૫ | ૨ | કબુલ | કબૂલ |
| | ૧૧ | દ્રશ્ય | દશ્ય |
| | ૧૭ | ૬૬ | ૬૬ |
| ૧૦૭ | ૧૪ | ક્રુર | ક્રૂર |
| ૧૦૮ | ૪ | આવતાં | આવતા |
| ૧૧૦ | ૧૩ | નથી | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૨૪ | ઉછરતું | ઉછળતું |
| ૧૧૧ | ૨૦ | નહીં. | નહીં ? |
| ૧૧૨ | ૧૦ | ઉંધવા | ઉંઘવા |
| | ૧૨ | કોંગ્રેસ | કોંગ્રેસ |
| | ૧૭ | ન વી | નવી |
| | ૨૧ | સ્હના | સ્હાના |
| ૧૧૩ | ૭ | વનિતા વસ્ત્ર ભંડાર | વનિતાવસ્ત્રભંડાર |
| | ૮ | પૈસા ફંડ | પૈસાફંડ |
| | ૨૨ | ફિલિપિતોને | ફિલિપિનોને |
| ૧૧૬ | ૨૩ | હોત. | હોત ? |
| | ૨૪ | રઘુવંશ | રઘુવંશ |
| ૧૧૭ | ૧ | ગ્રહલાઘવ | ગ્રહલાઘવ |
| | ૧૦ | જૂનુ | જૂનું |
| ૧૧૮ | ૮ | સારૂં. | સારૂં ! |
| ૧૧૯ | ૧૫ | ઢોરઢાંકણુ | ઢોરઢાંખર |
| ૧૨૦ | ૨ | નકામું | નકામી |
| | ૨૦ | પાછો | પાછા |
| ૧૨૩ | ૮ | ઘરાં | ઘર |
| ૧૨૪ | ૩ | બાધાં | બધાં |
| | ૧૬ લીટી પછી ઉમેરો | | સોમલો–મજુરીમાં પૂરૂં ન થાય. |
| ૧૨૯ | ૧ | કહ્યું | કહ્યું છે |
| ૧૩૦ | ૬ | આપનો | આપના |
| | ૮ | રાજ્ય હક્ક | રાજ્યહક્ક |
| ૧૩૧ | ૭ | ના | ના, |
| | ૧૩ | રાજ્યભિષેક | રાજ્યાભિષેક |
| | ૨૩ | તમને | આપને |
| ૧૩૨ | ૧૩ | જેના | જેનાં |
| ૧૩૩ | ૨ | અ | એ |
| | ૮ | રાજ્યભિષેક | રાજ્યાભિષેક |
| ૧૩૪ | ૯ | ઉઘડયાં | ઉઘાડયાં |

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | ૧૭ | ગુર્હ્વઆરનાં | ગુર્હ્વાગારનાં |
| | ૩ | ચિત્રકુટ | ચિત્રકૂટ |
| ૧૩૬ | ૨ | એક | અનેક |
| | ૧૫ | જાઓ, | જાઓ |
| ૧૪૦ | ૧ | નહીં ? | નહીં ! |
| | ૪ | સહાયથી | સાહાધ્યાયી |
| | ૯ | ઇન્દ્રજિત | ઇન્દ્રજિત્ |
| | ૧૪ | ઇન્દ્રજીત | ઇન્દ્રજિત્ |
| | ૨૦ | પ્રચડ | પ્રચંડ |
| | | તુ | તું |
| ૧૪૩ | ૩ | નહીં. ? | નહીં. |
| ૧૫૦ | ૧૨ | રહ્યા | રહ્યો |
| ૧૫૧ | ૧૦ | પિતાહિન | પિતાહીન |
| ૧૫૩ | ૧૫ | એને | અને |
| | ૨૩ | પૂનિત | પુનિત |
| ૧૫૪ | ૧૫ | શોભિત | સુશોભિત |
| ૧૫૫ | ૩ | પસો | પૈસો |
| | ૧૭ | ટેકરોઓ | ટેકરાઓ |
| ૧૫૭ | ૬ | બાણુવાળી | બાણુવળી |
| | ૧૪ | દુઃખીથી | દુઃખથી |
| | ૧૭ | બચ્ચાને | બચ્ચાંને |
| ૧૫૮ | ૩ | અંધરાત્રે | અંધ રાત્રે |
| ૧૬૦ | ૧ | ઉછરતો ઉછરતો | ઉછળતો ઉછળતા |
| ૧૬૧ | ૬ | નીને | નીચે |
| ૧૬૨ | ૪ | શ્વત | શ્વેત |
| ૧૬૩ | ૭ | શ્વત | શ્વેત |
| ૧૬૪ | ૬ | ત્રિપુંડ | ત્રિપુંડ્ર |
| | ૧૫ | અનહંકાર | અહંકાર |
| | ૧૯ | કાદમ્બરી | બાલકાદમ્બરી |
| ૧૬૬ | ૧૧ | ગુણકિર્તન | ગુણકીર્તન |
| | ૧૨ | મહાભારત શ્રવણ | મહાભારતશ્રવણ |

| | | | |
|---|---|---|---|
| ૧૬૮ | ૪ | શીતગણું | શતગણું |
| ૧૬૯ | ૯ | માટે | માટે |
| ૧૭૨ | ૧૫ | ગંગાપડશાદ | ગંગાપડશાડ |
| ૧૭૩ | ૧૦ | મડકુ | મડકું |
| ૧૭૯ | ૫ | હોડેમાંથી | હોડમાંથી |
| | ૬ | મરૂ | મરૂં |
| ૧૮૦ | ૩ | દગલ | દગલ– |
| ૧૮૧ | ૩ | દ્વેશ | દ્વેષ |
| ૧૮૩ | ૨૧ | નીગ | વિગ |
| | | હાઇકોટના | હાઇકોર્ટના |
| ૧૮૪ | ૧૭ | ડંખને | ડંખથી |
| ૧૮૬ | ૨૫ | વિપદ્ | વિપદ્ |
| ૧૮૭ | ૬ | શ્વિવાજી | શિવાજી, |
| ૧૮૯ | ૧૪ | સામગઢ | સાસુગડ |
| | ૨૨ | પછી ! | પછી ? |
| ૧૮૯ | ૩ | સમ્રાટ | સમ્રાટ્ |
| ૧૯૧ | ૪ | આકૃતિ | આ કૃતિ |
| | ૧૧ | શિવબાનો | શિવબાને |
| ૧૯૯ | ૪ | અટકાવવાની | અટકવાની |
| ૨૦૩ | ૧૪. | ગધેડોની | ગધેડાની |
| ૨૦૪ | ૧ | ખેડેતને | ખેડૂતને |
| | ૨ | નગર રક્ષકે | નગરરક્ષકે |
| | ૧૮ | બારજણા | બાર જણા |
| ૨૦૫ | ૮ | રાજ્યસભા સ્થાનથી | રાજ્યસભાસ્થાનથી |
| ૨૦૮ | ૭ | ખેડુતોને | ખેડૂતોને |
| | ૮ | સર્વજીતને. | સર્વજીતને ) |
| ૨૧૨ | ૧૦ | ક્રતુ–પ્રતિ પક્ષના | ક્રતુપ્રતિપક્ષના |
| | ૧૧ | રાજાના ને | રાજાનાને |
| ૨૧૪ | ૩ | પુરૂષાવતાર | પુરુષાવતાર |
| | ૬ | પૂનિત | પુનિત |
| | ૯ | ઉત્તરરામ ચરિત | ઉત્તરરામચરિત્ર |

